# ईश्वरोक्त शास्त्रमांनां

## दाऊदकृत गीतोनुं गुजराती काव्य भाषांतर.

**कर्त्ता वाहालजी बेचर.**



# THE PSALMS OF DAVID

TRANSLATED INTO GUJARÁTÍ CHANDA MEASURES

BY

VÁHLJÍ BECHAR.



સુરત:
આઇરીશ મિશનને વાસ્તે મિશન
છાપખાનામાં છાપેલું.
BY W. RAYMOND.

ઈ. સ. ૧૮૭૬. નંગ ૧૦૦૦.

# પ્રસ્તાવના.



આશિયા ખંડની પશ્ચિમ બાજૂએ એક દેશ છે, તેને હમણાં પાલેસ્તીન કેહછે. પણ પેહલાં તે કનાન દેશ કહેવાતો; કેમકે અસલ ત્યાં હામવંશી કનાન કુલના લોકો વસેલા હતા. પછી શેમવંશી ઇસ્રાયલીઓ ત્યાં આવીને વસ્યા. ઇસ્રાયલીઓનો પૂર્વજ ઇબ્રાહીમ કરીને એક મહાભક્ત હતો. ઇસ્વી સનની પૂર્વે ૧૯૯૬ મે વર્ષે તેનો જન્મ થયો.

તે ૭૫ વર્ષનો હતો ત્યારે (એટલે ઇસ્વી સનની પૂર્વે ૧૯૨૧મે વર્ષે) કનાન દેશમાં આવ્યો. તેને તથા તેના વંશને ઇશ્વરે કનાન દેશનું દાન આપ્યું. તેના પૌત્રનું નામ યાકૂબ હતું, પણ ઈશ્વરે તેનું ઇસ્રાયલ (એટલે ઇશ્વરની આગળ બળ કરનાર) એવું નામ પાડ્યું. ઇસ્રાયલ તથા તેના વંશના લોકો આશ્રે ૪૪૦ વર્ષો મિસરાદિ દેશોમાં રહ્યા હતા. ઇસ્વી સનની પૂર્વે ૧૪૯૧ મે વર્ષે, તેઓ મિસરમાંથી નીકળીને અરણ્યમાં ૪૦ વર્ષ ચાલ્યા પછી કનાન દેશમાં આવીને વસ્યા. પછી તેમનાં નામ ઉપરથી તે દેશનું નામ ઇસ્રાયલ દેશ એવું પડ્યું. તે લોકો પર ઇશ્વરની મહા કૃપાદૃષ્ટિ હતી. તે પોતે તેઓમાં પ્રગટ થયો અને તેઓને પોતાની ઇચ્છા વિશેષ રીતિએ જણાવી. તેઓને તેણે પોતે ધર્માચારના વિધિઓ તથા દેશ વ્યવહારના નિયમો જણાવી આપ્યા. એથી તેઓમાં ઘણા પવિત્ર ભક્તો, યાજકો, ભવિષ્યવાદીઓ, તથા રાજાઓ થયા.

## દાઊદ રાજા.

આ પવિત્રોમાં દાઊદ રાજા તો બહુ વિખ્યાત થયો. તે વિષે બૈબલમાં ઘણી મનોરંજક વાતો લખેલી છે. તેનો જન્મ ઇસ્વી સનની પૂર્વે ૧૦૮૫ મે વર્ષે થએલો, અને તેનું મરણ ઇસ્વી સનની પૂર્વે ૧૦૧૫ મે વર્ષે થયું. તે પેહલાં દીનાવસ્થામાં હતો ખરો, પણ આગળ જતાં તે ઇસ્રાયલનો રાજા થયો. પણ તે કેવળ રાજા હતો એવું તો ન કેહવાય, તે મહા શૂરો અને બળીઓ જોદ્ધો પણ હતો. આ ગુણો તો વિક્રમી રાજાઓમાં ઘણુંકરીને દેખાયછે, પણ દાઉદમાં તે શિવાય બીજા અસાધારણ ગુણો હતા. તેમાં ભક્તિભાવ બહુ અને ઇશ્વર પર ભરોસો અખંડ હતો. વળી તે ભવિષ્યવાદી અને કવિ પણ હતો. ઇશ્વરની સાથે રાત ને દિવસ, જાણે, સંભાષણ કરતો. તેનાં લખેલાં કેટલાંએક ગીતો ઈશ્વરદત્ત શાસ્ત્રમાંના ગીતગ્રંથમાં દાખલ થએલાં છે. તે ગીતો ઇસ્રાયલીઓને બહુ મીઠાં લાગતાં, માટે દાઉદ રાજા "ઇસ્રાયલીઓનો મીઠો ગાયક" કેહવાતો. આ ગીતો કેવળ ઇસ્રાયલીઓને મીઠાં લાગેછે એમ નથી. બીજા લોકોમાં પણ તેઓનું ઘણું સન્માન છે. તેઓ ખ્રીસ્તી મંડળીની ગાયન સેવામાં બહુ વપરાયછે.

દાઊદનાં ગીતો આશ્રે ૪૦૦ ભાષાઓમાં ઉતરેલાં છે, અને ઘણા લોકો એનાં ગીતોને બહુજ ઉત્કૃષ્ટ જાણેછે. એનું વિશેષ કારણ એ છે કે શબ્દાદિક ઢાલી વાણીરૂપ અલંકારની શોભા એમાં વિશેષ નથી, પણ ખરા ભકતોનાં મનમાં જે ઉણ્ડા ઉણ્ડા તથા ગંભીર વિચારો ઉત્પન્ન થાયછે, તેજ દર્શાવેલા છે. શબ્દાદિક અલંકારનો રસ ભાષાંતરમાં તો ઉતારાય નહિ. પણ માનવજાતના અનુભવને જે સામાન્ય કે સાધારણ છે તેનું તો ભાષાંતરમાં થોડું ઘણું દેખાડાય ખરૂં. માટે દાઊદનાં ગીતો બધા ઇશ્વરભકતોને મીઠાં લાગેછે.

દાઊદ તો સર્વે પ્રસંગે ગીતો ગાતો. જયારે તેને કાંઇ દુઃખ થતું હતું ત્યારે તે ગીતે કરીને ઇશ્વરને જણાવતો, ને પછી, જયારે દુઃખ મટતું, ત્યારે, ગીત ગાઇને ઇશ્વરનો પાડ માનતો. એમજ જયારે શત્રુઓ સામા ચડતા હતા, ત્યારે, અને વળી તેઓ ખસીજતા ત્યારે પણ તે એમજ કરતો હતો; ગાયન કરતાં તે તરવાર તાણે, વળી તરવાર પાછી મ્યાનમાં ઘાલતાં પણ ગીતો ગાય; વૈરીની બીહિકે નાસતાં નાસતાં તે ગાયન ભૂલે નહિ, અને વૈરીને નસાડીને સિંહાસને બીરાજતાં પણ ગાયનનો સાદ સંભળાવ્યા વિના તે રેહતો નહિ; દોષના દુઃખનો પસ્તાવો રૂદનરૂપી ગાયનમાં દેખાડીને રડતો, અને ક્ષમાના સુખનો આનંદ ઉલ્લાસરૂપી ગાયનમાં દેખાડીને હર્ખાતો.

દાઊદ તો ભિન્ન ભિન્ન અવસ્થાનો અનુભવી પુરૂષ હતો. તે કોઇ વેળા નિર્ધન અને કોઇ વેળા ધનાળ હતો. મહા દુઃખનો કલેશ અને મહા સુખનો વૈભવ એ બન્ને એણે ભોગવ્યાં હતાં. ચાકરની આધીનતા અને ભૂપનો અધિકાર, એ બન્ને એણે માથે ચહડાવેલાં હતાં, અને એ બન્નેમાં એણે ખરાપણું દેખાડયું. પાપમાં પડયાનો દોષ, અને પસ્તાઇને તેમાંથી નીકળવાની પવિત્રતા, એ બન્ને એણે જાણેલાં હતાં. જીતવું તે શું અને હારવું તે શું, નાસવું તે શું અને નસાડવું તે શું, એકલવાસ તે શું અને સહવાસ તે શું, પહાડ પર્વતમાં અને પરદેશમાં અથડાવું, વળી ગામ ઠામ અને સ્વદેશમાં બિરાજવું, એ બધાનો તે પૂરો અનુભવી હતો.

હવે આવા વિધવિધ અને ભિન્ન ભિન્ન પ્રસંગોમાં અનુભવેલું દેખાડનાર ભકિતપૂર્ણ કવિ તે તો સાર્વજનિક કવિ કેહવાય. આ સંસારમાં સર્વને ભાત ભાતના અનુભવ થાયછે. દુઃખ વિના સુખ અને સુખ વિના દુઃખ કહિં ને કોહને ત્યાં છે ? કોણ એવો માનવ છે, કે જે કદી ઉદાસ થયો નથી; ને કોણ એવો કે જેને ઉલ્લાસ થયો નથી? કોણ એવો વિશ્વાસી છે કે જેણે પાપનો પસ્તાવો કરયો નથી, ને જેણે ઉદ્ધારનો આનંદ જાણ્યો નથી ? જો બધા રાજા નથી, તો બધાય રંક પણ નથી, કોઇ રાજા ને કોઇ રંક છે. જો કે બધાય દાઉદની પેઠે દેશ પરદેશમાં અથડાયા પછી સ્વદેશમાં સર્વોપરિનું સુખ ભોગવતા નથી, તોપણ અથડાનારા તો છે, અને અધિકારીઓ પણ છે. એ વિખ્યાત રાજાના જૂદી જૂદી અવસ્થામાં બહુ જૂદા જૂદા અનુભવ હતા. માટે પ્રત્યેક પ્રસંગને અનુકૂલ આવે એવું જે એણે ગાયું, તે ઘણા ભકતોના ભિન્ન ભિન્ન અનુભવને અનુકુલ આવેછે. માટે એનું ગાએલું બધાના મનને મીઠું લાગેછે.

આ ગીતગ્રંથમાં જે ગીતો છે તે બધાં તો દાઊદનાં નથી. વિશેષ ભાગ તેનો લખેલો

છે ખરાં, પણ તેમાં બીજા કેટલાએકનાં ગીતો સમાએલાં છે. બધાં મળીને ૧૫૦ ગીતો છે. તેમાં ૭૩ ગીતો દાઊદનાં કેહવાયછે, વળી કોરાહ અને આસફ, એ બન્ને કવિઓ દાઊદના મિત્રો અને તેની પાસે વાજીંત્રો વગાડનારા હતા. તેમનાં તથા તેમના પુત્રોનાં પણ ત્રેવીસેક ગીતો લખેલાં છે. એઓ દાઊદના વખતના અને દાઊદની પાસે રેહનારા અથવા તેણે જે લખ્યું તેનો અભ્યાસ કરનારા હતા, માટે તેઓનાં ગીતો દાઊદનાં જેવાં ગણાયછે, એટલે જેમાં દાઊદના સહવાસની અથવા તેનાં લખેલાં ગીતોના અભ્યાસની અસર જણાયછે. ૯૦મું ગીત મૂસાનું રચેલું છે. બાકીનાં ગીતો જૂદા જૂદા કર્તાનાં છે. તેઓ તો દાઊદની પછીના વખતોમાં વિશેષે કરીને લખેલાં જણાયછે. તેમના કર્તાઓએ પણ દાઊદનાં ગીતોનો અભ્યાસ કરેલો, માટે એઓમાં પણ દાઊદની છાયા કે અસર દેખાયછે. મુખ્ય કર્તા દાઊદ અને બીજા કર્તાઓ તેના અનુસારી હતા, માટે સાધારણે કેહવામાં આવ્યું છે કે શાસ્ત્રમાંનાં ગીતો તે દાઊદકૃત છે.

આ ગ્રંથના ગદ્ય ભાષાંતર શિવાય, કાવ્ય ભાષાંતર લાટીન, ગ્રીક, ઇંગ્લિશ તથા સંસ્કૃતાદિ ભાષાઓમાં કરેલાં છે. ગુજરાતીમાં ગદ્ય બે અને પદ્ય ભાષાંતર એક છે. જે ગદ્યમાં છે તેમાંનું એક તો સમજવાને કઠણ છે; કેમકે તેની ઢબ મૂળ હેબ્રી ભાષાની સાથે ઘણી મળતી આવેલી તે ગુજરાતી ભાષાના વળણને અનુકૂળ નથી. પદ્યમાં જે છે તે ડાકટર ગ્લાસ્ગો સાહેબનું કરેલું ઇંગ્રેજી રાગોમાં ગાવા સારૂ રચેલું છે, માટે જેમને ઇંગ્રેજી રાગો આવડતા નથી તેમના કામમાં ભાગ્યે આવેછે.

દેશી લોકોના કામમાં વધું આવે એવી આશાએ આ નવું ભાષાંતર ગુજરાતી છંદોમાં કરેલું છે. એના કર્તાને એવું માન્ય કરવું પડેછે, કે અફસોસનું કારણ છે કે મૂળ હેબ્રી ભાષાનો અભ્યાસ તેણે કરેલો નથી. એ જાણીને કદાચ કોઇ દોષ કાહડે; કદાચ પૂછે કે "તો તમેં આ કામ શા માટે હાથમાં લીધું"? એના ઉત્તરમા વિશેષ જે કેહવાનું છે તે એ, કે "મારા મનની ઉત્કંઠાએ મેં એ કામ માથે લીધું છે."

જો કે હેબ્રી, ગ્રીક ઇત્યાદિ હું નથી જાણતો તો પણ ગુજરાતી મારી જન્મભાષા છે. ગુજરાતી તથા હિંદી કાવ્ય મેં થોડું ઘણું વાચેલું છે, ને દોહા ચોપાઇ વિગેરેમાં લખવાનો તો, ઘણા દિવસ થયા, મેં થોડોઘણો અભ્યાસ કરેલો છે. રૂપદીપક પિંગળ, તથા દલપતકૃત પિંગળ, તથા કાનજીકૃત પિંગળાદર્શ, વિગેરે મેં જોયાં છે. વળી દાઉદનાં ગીતોનાં ગુજરાતીમાં જે ભાષાંતરો પૂર્વે થએલાં તેનો, અને મરાઠી, હિંદી, ઊર્દુમાં જે ભાષાંતરો થયાં છે, તેઓનો મુકાબલો મેં પદે પદમાં કરીને મૂળનો અર્થ જાણી લેવાનું ઘણું પ્રયત્ન કર્યું છે. વળી ખ્રીસ્તી ઉપદેશકોની સાથે વાતચિત કરીને અને તેમનાં બોધવચનો સાંભળીને મૂળના અર્થનું વિધવિધ જ્ઞાન મેળવેલું છે.

પેહલાં મેં થોડાં ગીતોનું ભાષાંતર કરીને આ કામનો કોઇ અભ્યાસ કરયો હતો. માટે જ્યારે સન ૧૮૭૩ના ડીસેંબર માસમાં ખ્રીસ્તી ઉપદેશકોની વડીલ સભા બોરસદ થઇ હતી, ત્યારે મેં સદરહુ ઉપદેશકોની તથા કેટલાએક દેશી ભાઇઓની આગળ આ ગ્રંથમાંનાં કેટલાંએક ગીતો વાંચી સંભળાવ્યાં. તે સાંભળીને તેઓ

મણા પ્રસન્ન થયા, અને તેમણે મને એવું ઉત્તેજન આપ્યું કે એ પ્રમાણે બધો ગીત-ગ્રંથ પૂરો કરો તો સારૂં. એ પ્રમાણે મારા મનની ઉત્કંઠાને ટેકો મળ્યાથી હું હોંશ રાખીને આ કામ પૂરૂં કરવાના પ્રયત્નમાં રાતદિન વળગ્યો. હવે ઇશ્વરની મોહટી કૃપાથી આ કામ પારપડ્યું છે. ઈશ્વર કરો ને દેવના સર્વે સેવકોના ગાયનાર્થે આ ગ્રંથ પૂરી રીતે આવો. વડીલ સભાએ છપાવવાના વિષયમાં મારી જે સાહ્ય કરેલી છે તેનો હું ઉપકાર માનુંછું.

હું એવું કાંઇ કેહતો નથી કે જેવું જોઈએ તેવું આ કામ થએલું હશે. પણ હાલમાં ચાલે એવી આશા છે. ઉપર ઉપરથી વાંચનાર કાંઇ વાંક કાહડે એનો કોઈ પણ સંદેહ નથી. પણ હરકોઇ સુજ્ઞ પુરૂષ જાણેછે કે પરભાષમાંથી ઉતારો, કાવ્ય છોડીને ગદ્યમાં પણ, કરવો એ કેવું કઠણ કામ છે. વળી ઇશ્વરોકત શાસ્ત્રમાંનો આ એક ગ્રંથ છે, માટે વાક્યે વાક્યે મૂળને અનુક્રમે, અર્થમાં ન્યૂનાધિક કરયા વિના, સાચદિલથી, સત્યવાદીની વાચાની પેઠે, સર્વે ખરૂં જ કરવું પડેછે; એમાં ઉતારનારની ઇચ્છા પ્રમાણે કાંઇ આગળ પાછળ અને વધઘટ કે સંક્ષેપ વિસ્તાર વિના સર્વે કરવું જોઇએ. એ બધું જાળવી જાળવીને કરવું તે ગદ્યમાં પણ સુલભ નથી, તો કાવ્યમાં કયાંથી હોય?

વળી છંદના નિયમ પ્રમાણે ગુજરાતીમાં લખવું તે પણ કઠણ જેવું છે. જે કવિઓ લખેછે તેઓમાંના ઘણા તો દીર્ઘ અક્ષરનો હ્રસ્વ અને હ્રસ્વનો દીર્ઘ કરીને લખેછે. વળી કોઈ પ્રત્યયનો લોપ કરી નાખેછે અને કોઇની વૃદ્ધિ કરેછે. એ વિષે અને કોઇ બીજી વાતો વિષે પણ ગુજરાતીમાં સંસ્કૃતાદિ સુધરેલી ભાષાઓની પેઠે નિયમ કાયમ ઠરેલો નથી. છંદના નિયમ દેખાડનારા પિંગળના કર્તાઓ પણ પોતે ઉદાહરણ લખી દેખાડતાં, તેમાં, ઉપર કહેલાની પેઠે, અક્ષરનો અને રૂપનો પણ વિકાર કરેછે, તો તેમનાં ઉદાહરણો જોઇને બીજા લખનારા શું ન કરે?

હવે એવી ભૂલો આ ગ્રંથમાં હોય, તો પણ આશા રાખુંછું કે મારા હાથમાં લીધેલું આ કામ તે કેવું કઠણ છે, એ સંભારીને સુજ્ઞ વિચાર કરનારા ક્ષમા રાખે.

જેઓ વિશ્વાસી નથી તેઓને આ ગીતો કદાચ ગમે નહિ. પણ સર્વ વિશ્વાસીઓ આ શાસ્ત્રની વાતો આદરમાનથી માન્ય કરેછે. એમાં જીવનદાયક જ્ઞાન છે એવી ખાત્રી અને એવો શુદ્ધ અનુભવ તેઓને છે, માટે મારૂં કરેલું તે તો દેવના સર્વે સાચા વિશ્વાસી ભકતોને ભાવશે એવી મને અંતઃકરણપૂર્વક આશા છે, તે દેવ સફળ કરો.

તેઓમાંના કોઇના જોવામાં કાંઈ ભૂલ આ ગ્રંથ વિશે આવે, તો તેઓ માહરા સાહ્યકાર જેવા થઈને, સુધારવાનું કાંઇ દેખાડી આપશે તો હું તેઓનો મણો ઉપકાર માનીશ, કે જ્યારે દેવની કૃપાથી બીજી આવૃત્તિ થશે ત્યારે તે સુધરાશે.

ઇશ્વરદત્ત શાસ્ત્રમાંના એક ગ્રંથનું જ્ઞાન લોકોમાં અધિક થવાની આશાએ જે મેં કર્યું છે તેને મંડળીનો પતિ માન્ય કરો.

પિતા પુત્ર ને પવિત્રાત્માનો મહિમા સદા હોજો.

બોરસદ. સને. ૧૮૭૬. માસ નોવેંબર.

# શુદ્ધિપત્ર.

| ગીત. | પદ. | ચરણ. | અશુદ્ધ. | અધિક. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૧૪ | ૧ | ૧ | મુર્ખે | ,, | મુર્ખો |
| ૧૮ | ૨૦ | ૨ | બહ | ,, | બહુ |
| ,, | ૨૨ | ૧ | તેને | ,, | તેતો |
| ૨૦ | ૧ | ૨ | સુણો | ,, | સુણે |
| ,, | ,, | ૪ | બચાવજો | ,, | બચાવશે |
| ૨૨ | ૧૦ | ૪ | ,, | હું | ,, |
| ,, | ૧૨ | ૪ | તેમ કરાવે | ,, | તે મજ મારે |
| ,, | ૨૦ | ૧ | ખાંડા | ,, | ખાંડાં |
| ૨૫ | ૪ | ૨ | માટ | ,, | વાટ |
| ૨૬ | ૧૧ | ૪ | રાખતો | ,, | રાખી |
| ૨૯ | ૫ | ૨ | ભાંગેછે | ,, | તોડેછે |
| ૩૦ | ૧ | ૩ | તમો | ,, | તમે |
| ૩૨ | ૯ | ૨ | ને દોડતાંજ | ,, | ન દોડતાંજ |
| ૩૭ | ૧૪ | ૧ | જીહેવા | ,, | જીહોવા |
| ,, | ૩૭ | ૧ | લોકોને | ,, | લોકને |
| ૪૨ | ૧૩ | ૧ | ખડ્ગ | ,, | ખાંડાં |
| ૪૪ | ૨૪ | ૩ | વધ થનારા | ,, | વધ થાનારા |
| ૫૮ | ૪ | ૧ | ગોકળ | ,, | ગોકુળ |
| ૬૫ | ૨ | ૧ | તું અજી | ,, | તું અર્જી |
| ૬૮ | ૨૫ | ૩ | માણી | ,, | પાણી |
| ૭૯ | ૧૩ | ૪ | પાપો | ,, | થાપો |
| ૮૧ | ૫ | ૩ | હાથનો | ,, | હાથને |
| ૯૨ | ૫ | ૩ | પડે | ,, | પેઠ |
| ૯૩ | ૨ | ૨ | આલેજ | ,, | હાલેજ |
| ૯૬ | ૧ | ૨ | અન | ,, | અને |
| ૧૦૨ | ૧૩ | ૪ | થકી | ,, | થકા |
| ૧૦૪ | ૧૩ | ૪ | માટે | ,, | સાટે |
| ૧૧૮ | ૧૭ | ૨ | ,, | ને | સર્વે |
| ૧૧૯ | ૧૧૪ | ૧ | સવ | તમ | ,, |
| ૧૧૯ | ૧૫૭ | ૨ | તેથી તે | ,, | તેથી યે |
| ,, | ૧૭૪ | ૨ | ,, | તો | ,, |
| ૧૨૧ | ૧ | ૨ | તો | ,, | શું? |
| ,, | ,, | ૪ | તો | ,, | શું? |
| ૧૨૬ | ૧ | ૪ | જોનારના | ,, | જોનારાના |
| ૧૩૫ | ૧૭ | ૪ | વાદે | ,, | વાદો |

ૐ

# આ ગીતોના વિશેષ છ ભાગ થઈ શકેછે.

એટલે :—

## ૧. પ્રાર્થનારૂપ ગીતો.

૧. પાપની માફી વિશેના ગીત. ૬. ૨૫. ૩૨. ૩૮. ૫૧. ૧૩૦. ૧૪૩.

૨. વિપત્તી વેળાએ ગાવા જેવાં ગીત. ૬. ૭. ૧૦. ૧૩. ૧૭. ૨૨. ૩૧. ૩૫. ૩૯. ૪૧. ૪૩. ૫૪. ૫૭. ૫૯. ૬૪. ૬૯. ૭૧. ૭૭. ૮૬. ૮૮. ૮૯. ૯૪. ૧૦૨. ૧૦૯. ૧૨૦. ૧૪. ૧૪૩.

૩. પ્રભુના લોક પર સતાવણીની વખતે ગાવા જેવાં ગીત. ૪૪. ૬૦. ૭૪. ૭૯. ૮૦. ૮૩. ૮૯. ૯૪. ૧૦૨. ૧૨૩. ૧૩૭.

૪. ભજન મંડળીમાં ન જઈ શકતાં, એકાંતે ગાવા જેવાં ગીત. ૪૨. ૪૩. ૬૩. ૮૪.

૫. મંડળીમાં ભજન કરવા વિશેનાં ગીત. ૨૬. ૨૭. ૪૨. ૪૩. ૬૩. ૬૫. ૮૪. ૯૨. ૯૫. ૧૦૦. ૧૧૮. ૧૨૨. ૧૩૨. ૧૪૪. ૧૪૫ ૧૫૦.

૬. પરમેશ્વર પર ભરોસો રાખવા વિશેનાં ગીત. ૩. ૫. ૧૧. ૧૨. ૧૬. ૨૦, ૨૩. ૨૭. ૨૮. ૩૧. ૪૨..૪૩. ૫૨. ૫૪. ૫૬. ૫૭. ૫૯. ૬૧. ૬૪. ૭૧. ૭૭. ૮૬. ૧૦૮. ૧૧૫. ૧૧૮. ૧૨૧. ૧૨૫. ૧૩૧. ૧૩૮. ૧૪૧.

૭. રચનારનું પ્રમાણિકપણું દેખાય તેવાં ગીત. ૭. ૧૭. ૨૬. ૩૫. ૧૦૧. ૧૧૯.

૮. બીજાને વાસ્તે પ્રાર્થના કરવાં વિશેના ગીત. ૨૦. ૧૬૭. ૨૨. ૧૩૨. ૧૪૪.

## ૨. આભારરૂપ ગીતો.

૧. રચનાર ઉપર પ્રભુની કૃપાદૃષ્ટિ વિશે ગીત. ૧૮. ૨૧ ૩૦. ૩૨. ૩૪. ૪૦. ૬૧. ૬૩. ૭૫. ૧૦૩. ૧૦૮. ૧૧૬. ૧૧૮. ૧૩૮. ૧૪૪.

૨. પ્રભુના સર્વે લોક ઉપર તેની કૃપાદૃષ્ટિ વિશે ગીત. ૩૩. ૪૬. ૪૭. ૬૫. ૬૬. ૬૮. ૭૫. ૮૧. ૮૫. ૮૭. ૯૫. ૯૮. ૧૦૫. ૧૦૭. ૧૨૪. ૧૨૬. ૧૨૯. ૧૩૪. ૧૩૬. ૧૪૯.

## ૩. સ્તુતિરૂપ ગીતો.

૧. ઇશ્વરનો પરોપકાર તથા તેની દયા વિશેના ગીત. ૩. ૪. ૯. ૧૬. ૧૮. ૩૦. ૩૪. ૩૬. ૪૦. ૪૬. ૬૫. ૬૮. ૮૪. ૮૫. ૯૧. ૯૯. ૧૦૦. ૧૦૩. ૧૦૭. ૧૧૧. ૧૧૩. ૧૧૬. ૧૧૭. ૧૨૧. ૧૨૬. ૧૪૫. ૧૪૬.

૨. ઇશ્વરના પરાક્રમ, રાજવૈભવ તથા મહિમા વિશેના ગીત. ૨. ૩. ૮. ૧૮. ૧૯. ૨૪. ૨૯. ૩૩. ૪૫. ૪૮. ૫૦. ૬૫. ૬૮. ૭૬. ૭૭. ૮૯. ૯૧. ૧૦૦. ૧૦૪. ૧૦૮. ૧૧૦. ૧૧૧. ૧૧૩. ૧૧૮. ૧૩૫. ૧૩૬. ૧૩૯. ૧૪૫. ૧૫૦.

---

## આ ગ્રંથમાં સમાએલા છંદોનું કે વૃતોનું સાંકળિયું.

# અ

# PSALMS.

## ईश्वरोक्त शास्त्रमांनां दाऊदकृत गीतोनुं

### काव्यरूप भाषांतर.



गीत १. छंद नाराच. अक्षर १६. मात्रा २४ ताल ८.

(⏑ – ⏑ – ⏑ – ⏑ – ⏑ – ⏑ – ⏑ – ⏑ –)

૧ અધર્મના કુબોધમાં ન ચાલશે મને કરી,
રહે ઉભો ન પાપ માર્ગમાં લગાર જે ફરી,
૨ ન બેસશે કદાય નિંદકોતણા કુઠામમાં,
કરેજ હર્ષ જે સદાય દેવના સુશાસ્ત્રમાં, ૧

અહોનિશે કરી મનંન વાંચશે સુભાવથી,
સદાય ધન્ય ધન્ય થાય એ મનુષ્ય દેવથી.
૩ નદી તૃટેના વૃક્ષ પેઠ સર્વકાલ તે થશે;
ઋતે ઋતે ફલિત થૈ સદાય ફાલતો જશે. ૨

ખરે ન કાંઈ પત્ર ફૂલ એ સુવૃક્ષનાં કદા.
સદાય એમ જે કરે ફલિત થાય તે સદા.
૪ અધર્મીઓ કદાય એમ તો ફલિત કો નથી,
થશે ન થિર, જેમ ફોતરાં ઉડે પવનથી. ૩

૫ ટકે ન પાપકારકો કદા પવિત્ર ન્યાયમાં
ઉભા ન રે અધર્મિકો સુભક્તની સભાયમાં
૬ નિહાળનાર દેવ છે બધાય માર્ગ ન્યાયના.
થશે વિનાશ સર્વ પંથ દુષ્ટ તો બધાયના. ૪

गीत २. छंद इंद्रविजय. अक्षर २३. मात्रा ३२. ताळ ८.

(–⏑⏑–⏑⏑–⏑⏑–⏑⏑–⏑⏑–⏑⏑–⏑⏑––)

૧ કેમજ લોક કરે હુલડો, આમથી કલપી બહુ વાત નકામી?
૨ રાયજનો સરદાર મળી પ્રભુ ખ્રીસ્ત વિરૂદ્ધ કહે બદનામી.
૩ તેહતણાં બહુ બંધન દોરડ આપણથી દઇએ દૂર નાખી.
૪ વ્યોમતણો પ્રભુ તો હસશે બહુ; ને કરશે ઉપહાસજ દાખી. ૧

૫ તેહ ભણી પ્રભુ રાગ કરી વદશે અતિકોપથકી ભર ત્રાસે.
૬ મેં મજ રાજન થિર કર્યો, શુભ પર્વતમાંય સિયોનજ વાસે.
૭ જે પ્રભુએ સુત કારજ આણ કહી શુભ, તેહ કરીશ પ્રકાશી,
"તું સુત છે મજ, આજજ મેં તજને અવતાર દીધો શુભરાશી. ૨

૮ માગ વિનંતિ કરી મજ પાસ; વિદેશ બધા વતનો કરી આપું;
વારસ વિશ્વતણો કરતાં, તજને અધિકારીજ થાપું.
૯ લોહ તણા લઠથી કરશો સહુ ખંડન, ને મટકા સમ ચૂરી."
૧૦ હે જગરાય, વળી સરદાર બધાય, શિખામણ લો મન પૂરી; ૩

૧૧ સેવ કરો ભયથી, મન બીક ધરી પ્રભુની અતિ હર્ષજ પામો;
૧૨ લો સુતચુંબન ભાવથકી; નહિ તો રજ રોષ ચઢે દુઃખ પામો.
તેહ તણો રજ કોપ બળે પથથી તમ નાશ થઈ મરશો જો.
જે જન તેહ તણો ધરશે સતભાવ સદા અતિ ધન્ય થશો જો. ૪

---

दाउद पोताना दिकरा आबसलोमथी नासी गयो ते वारनुं गीत.

गीत ३. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताळ ४.

(⏑––⏑––⏑––⏑––)

૧ વધેછે ઘણા શત્રુઓ દેવ મારા, ઘણા તો ચડેછે વિરોધી નઠારા;
૨ ઘણાઓ મને તો કહેતા બકેછે; નથી દેવમાં આસરો એમ કેહેછે.
સિલાહ.

૩ ખરી ઢાલ તો દેવ છે તું અમારી, તમો વૈભવે માન દો છો વધારી.
૪ કર્યો સાદ મેં દેવને તો ફરીને, સુણી બૂમ તેણે પહાડે રહીને. ૨
૫ સુતો ઊંઘમાં, ને ફરીથીજ જાગ્યો, રહી દેવ પાસે મને નાજ ત્યાગ્યો.
૬ ચડે જો હજારો ફરી ઘેર મારી, ન બીહું કદાપી ધરી ધીર સારી. ૩
૭ તમે તો યહોવા ઊઠો તારવાને, ભમે છે ઘણા તો મને મારવાને.
તમે તો શત્રુનેજ મારયા તમાચા, તમે સર્વ તોડયા શત્રુ દંત કાચા. ૪
યહોવા સદા સુખનો છેજ દાતા, સદા તે તણા લોક આશીસ પાતા

---

## मुख्य वगाडनारने सारु नजिनोत पर दाउदनुं गीत.

### गीत ४. छंद भुजंगी. ५० १२. मात्रा २०. ताळ ४.

(᳘ − − ᳘ − − ᳘ − − ᳘ − −)

૧ સુણો અર્જ મારી તમો દેવ ન્યાયી, તમે સંકટેથી કરી મુક્તાઈ
તમો તો દયા રાખજો મુજ માથે, સુણી પ્રાર્થનાને તમો પ્રેમ સાથે. ૧
૨ તમે માનવી, ક્યાં સુધી માન મારૂં નીચે પાડવાને અવર્થા વિચાર્યું?
અવર્થાપણાને તમે કેમ ઇચ્છો, વળી વાદ મિથ્યા તમે કેમ પ્રીછો? ૨
૩ પ્રભુએ ઠરાવ્યો સદા શુદ્ધને તો; કરૂં અર્જ હું તો સુણો દેવ તે તો.
૪ ધરી બીક કાંપો, કરો નાજ પાપો, બિછાના વિષે તો કરો નેજવાતો. ૩
૫ કરોને વિનંતિ તણા યજ્ઞ સારા, ભરોસો કરીને થજો પ્રભુ પ્યારા.
૬ ઘણા તો કહીને બકંતાં બસે છે, અમોને દહે કોણ સારૂં કહે છે? ૪
તમારાજ ચેરા તણું તેજ દાખો, અમોમાં તમારૂં ખરૂં નૂર નાખો.
૭ મને તો ઘણો તેંજ આનંદ દીધો; ઘણા તેમના ધાનથી હર્ષ કીધો. ૫
ઘણી જાતનાં તો વધ્યાથી અનાજો, કરે છેજ આનંદના તે અવાજો
૮ હવે હું નિરાંતેજ ઊંઘીશ સારો, મને છે સદા દેવ સંભાળનારો. ૬

## मुख्य वगाडनारने नहिलोत पर दाउदनुं गीत.

गीत ६. छंद झुलणा. अ० २२. मात्रा ३७. ताळ ८.

(– ᴗ – – ᴗ –' – ᴗ – – ᴗ –'' – ᴗ – – ᴗ –' – ᴗ – –)

૧ દેવ તું, કાન દે હું તણી વાતને, લક્ષ તું રાખજે મુજ ધ્યાને.
૨ હું તણો દેવતું માહરો રાય તું, અર્જ તો સાંભળો આપ કાને. ૧ દેવ.

૩ પ્રોઢના પોરમાં સાંભળે દેવ તું, જે કહું ભાવથી સાદ પાડી;
પ્રોઢમાં સિદ્ધ થૈ હું રહું ભાળતો, યાચના હું કરૂં સૂર કાડી. ૨ દેવ.

૪ દેવ સંતુષ્ટ તો થાય ના દુષ્ટમાં, દુષ્ટને દેવ તો દૂર રાખે.
૫ તું તણી દૃષ્ટિમાં ગર્વિ તો ના ટકે, દુષ્ટને તું સદા દ્વેષ દાખે. ૩ દેવ.

૬ જે કરે વાદ તો જૂઠથી બોલતા, તેમને મારશે એમ જો તે.
ખુનના ઢોંગના જે હશે માનવી, દેવ કંટાલશે તેજ પોતે. ૪ દેવ.

૭ તુંતણી બૌ દયા કારણે, આપના દેવળે આવતાં ધ્યાન ધારૂં.
તું તણી બીકથી શુદ્ધ મંદિરમાં, ભાવથી નામું હું સીસ મારૂં. ૫ દેવ.

૮ હે ધણી, તું મને સત્યમાં દોરજે, શત્રુ તો છે ઘણા એમ જાણી.
હુંતણો માર્ગ તો સિદ્ધ રાખો તમો, એમ તો પાળજો પ્રેમ આણી. ૬ દેવ

૯ તેમના મુખમાં સત્યતા છેજ ના, દુષ્ટતા છે ઘણી મન માહે.
તેમના કંઠ તો ઘોર જેવાજ છે, જીભથી બોલવા ઢોંગ ચાહે. ૭ દેવ.

૧૦ હે પ્રભુ, તેમને નાશમાં કાડજે, યોજના સર્વ તો નાખ પાડી.
કાઢ તું પાપમાં તેમને દૂર તો; તું થકી તેમણે રાઢ માંડી. ૮ દેવ.

૧૧ જે ભરોસો કરે તાહરા નામનો, તે બધા હર્ખ ઉલ્લાસ લેશે;
સર્વ તારા ખરા પ્રેમિઓ હર્ખશે, તું સદા તેમને મુક્તિ દેશે. ૯ દેવ.

૧૨ ધન્યનાં વાદ તો ભક્તને આપશે, દુષ્ટ તો દેવથી માર લેશે.
ઢાલની ઓથથી જેમ ઢંકાય છે, ભક્તને આસરો દેવ દેશે. ૧૦ દેવ.

## मुख्य वगाडनारने साह्र नगीनोत पर, समिनितपर, वगाडवानुं दाउदनुं गीत.

गीत ६. छंद दालरी. अ० १४. मात्रा २४. ताळ ५.

(— — ᴗ — — ᴗ — — ᴗ — — ᴗ — —)

१ હે દેવ, ક્રોધે તમે આ મને ના પ્રહારો,
કોપે તમે ના મને માર મારી વિદારો.
२ હે દેવ, રાખો દયા તો તમારી અપારી,
હું છેક લાચાર આવુંજ પાસે તમારી. १
હે દેવ, હું તો થયો છું વિના જોર વાળો,
માટે મને જોર આપી તમે આપ પાળો.
३ હે દેવ, મારો ઘણો છેજ આત્મા પીડાતો,
હે દેવ, કો કાલ સુધીં રહે તું લપાતો? २
હે દેવ, પાછા વળીને બચાવો મને તો,
મોટી તમારી કૃપા માટ તારો તમે તો.
५ કાંકે નથી મોતમાં યાદ તારી થવાની,
घोरे વળી કોણ સ્તોત્રો તણી ગાય વાણી? ३
६ થાકી ગયો છું નિશાસા મુકીને ઘણો તો,
રાતે રહુંછું તરાવી પલંગ બધો તો.
६-७ હું આંસુઓથી રહુંછું બિછાનું પલાળી,
સંતાપથી આંખ થૈ છે વિના તેજવાળી. ४
७-८ મારીજ આંખો પડી છે વિના તેજ ઝાંખી,
વૈરી તમો દૂર નાસો, કહુંછુંજ ભાખી.
વાણી વળી રૂદનોની સુણો, દેવ, મારી;
દેવ અમારી સુણી યાચનાનેજ સારી. ५

૯-૧૦ મારી સુણી પ્રાર્થના દેવ તો આપ ઘણી,
મારા બધા શત્રુ લાજી ડરંતાજ રેશી,
તે સર્વ પાછા અકસ્માત તો ફેરવાશી,
તેઓ સદા લાજ પામી ઘણા તો શર્માશી, ૬

## બેન્યામીની કુશની વાત સંબંધી જીહોવાની પાસે દાઉદે જે ગાયું તે ગીત.

ગીત ૭. છંદ ચૌમાત્રતો. માત્રા ૩૨. તાળ ૮. (૪૪, ૪૪,,૪૪,૪---)

૧ હે જીહોવા ઈશ્વર મારા, હું રાખુંછું તુજમાં આશા.
છુલનારાથી મજને છોડી, આપો મુક્તિજ કેરા વાસા. ૧
૨ રખે વળી તે, સિંહ સરીખા, આત્મા ફાડી નાખે પૂરો.
સાય વિનાના જેવા તેઓ કદા કરે તે મારો ચૂરો. ૨
૩ હે પ્રભુ, મારા ઈશ્વર, જોજે, જો મેં કીધાં હોએ કુડાં;
જો મજ હાથોથી મેં કાંઈ, પાપો કીધાં હોએ ભુંડાં. ૩
૪ મારી સાથે સંપ કરીને જેઓ રેતા બહુ મેલાપે,
તેનું ભુંડું કીધું હોએ, તે તું સર્વ જોજે આપે. ૪
જેણે મજપર કારણ વિના, કીધા દ્વેષો બહુ બહુ ભારે;
તેઓને પણ મેં તો પોતે, છોડાવ્યા છે વારંવારે. ૫
૫ જો તેઓનું એવું ભુંડું મેં તો કંઈ પણ કીધું હોએ,
તો મજ આત્મા દુખાવીને, તેને ભૂમાં છુંદે સોએ. ૬
ને તેઓ સહુ મારો મહિમા ધૂલજ ભેગો નાખે ત્યારે
સિલાહ.
૬ હે જીહોવા, તારા ક્રોધે, જલદી ઊઠો મારી વારે; ૭

મજ વૈરીને શિક્ષા દેવા, તું તો પોતે ઉંચો થાજે.
જે જે આગ્ના તેં કીધી છે, સર્વ મારા ન્યાયો કાજે, ૮
તે સહુ પૂરી કરવા માટે, જાગી ઊઠો પ્રભુ આ ટાણે.
૭ સર્વ ભકતો તજને ઘેરે, માટે ચડ તું ઉંચસ્થાને. ૯
૮ સર્વ લોકોકેરા ન્યાયો, ઈશ્વર પોતે કરશે સારા.
હે પ્રભુ મારા સાચ્ચ પ્રમાણે, સર્વ કરજો ન્યાયો મારા; ૧૦
જેવું મારૂં સિદ્ધપણું છે, તેવા મારા ન્યાયો થાપો.
૯ ભુંડા જનની ભુંડઈ સર્વે, હે પ્રભુ,તે તો સહુ ઉત્થાપો. ૧૧
સાચો ઈશ્વર મનને અંતર, સર્વે પૂરાં પરખી લેછે.
૧૦ ઈશ્વર છે મજ ઢાલજ પોતે, સાચા જનને તે તારેછે. ૧૨
૧૧ સહુ સાચાના ન્યાય કરેછે, ઈશ્વર પોતે દાડી દાડી
સર્વ પાપી ઉપર તે તો, ક્રોધ કરેછે ભય દેખાડી. ૧૩
૧૨ જો સહુ પાપી ફરશે નાહીં, તો નિજ ખાંડું ઘસશે તે તો.
ચાંપ ચઢાવી સર્વે ધનુષ્યો, સિદ્ધ કર્યાં છે તેણે એ તો. ૧૪
૧૩ મોતતણાં તો સર્વે શસ્ત્રો, સિદ્ધ કરીને તે રાખેછે.
સતાવનારા સંધા ઉપર તીખાં બાણો તે તાકેછે. ૧૫
૧૪ વ્યર્થપણાથી તે પ્રસવે છે, ભુંડું ગર્ભ ધર્યું છે એણે.
તેણે ભુંડું પેદા કીધું, સર્વે જૂઠ જણ્યું છે તેણે. ૧૬
૧૫ તેણે કૂઓ ખોદી કીધો, તેને ઉંડો બહુ ખોદ્યો છે;
તે કૂવાનો ખોદનહારો તેની માંહે તેજ પડ્યો છે. ૧૭
૧૬ તેનાં સર્વે ભુંડાં કર્મો પડશે સર્વે તેને માથે;
તેનો જુલમ તેના શિરપર પૂરા પડશે સહુ સાક્ષાતે. ૧૮
૧૭ જીહોવાના ન્યાય પ્રમાણે, હું તો સ્તોત્રો ગાઈશ સારાં;
જીહોવાને માટે નામે, હું તો ગીતો ગાઈશ મારાં. ૧૯

## मुख्य वगाडनारने गीतीत पर दाउदनुं गीत.

गीत ८. छंद सवैआएकत्रीसा. ताळ ८. (४४, ४४,, ४४,४-८)

૧ હે પ્રભુ મારા સ્વામી જગમાં, કેવું ઉત્તમ છે તુજ નામ;
તે તુજ વૈભવ ઊંચ કરીને, થાપ ગગનને ઊંચે ધામ ૧ હે પ્ર.
૨ ધાવણહારા બાળક મુખથી, તેં સ્થાપ્યું છે મોટું જોર,
શત્રુ અને પ્રતિકારી કાજે, કે તે છાનો રે તુજ મોર. ૨ હે પ્ર.
૩ ગગનો કીધાં જે તુજ હાથે, તે નિરખુંછું જે જે વાર,
ચંદા, તારા, તેં જે થાપ્યા, (વ્યોમવિષે જે દીપકસાર);૩ હે પ્ર.
૪ શું છે માનવ, કે તું તેની, યાદ કરી સંભારે આપ,
કોણજ માત્ર વળી માનવ છે, કે તું તે ગમ જૂએ (બાપ)!૪ હે પ્ર.
૫ દૂતો કરતાં થોડો ઓછો, તેને દીધો તેં અખત્યાર,
૬ ગૌરવ આપુથી તો. તેને આપ્યો સર્વ પર અધિકાર; ૫ હે પ્ર.
૭-૮ ઘેટાં, ઢોરાં, રણ પશુ, પક્ષી, મચ્છો, જલચરની સહુ જાત,
૯ સર્વે તેને ચરણે મુકયાં, (તેને કીધો સૌનો નાથ). ૬
હે પ્રભુ મારા સ્વમી જગમાં, કેવું ઉત્તમ છે તુજ નામ.

---

## मुख्य वगाडनारने सारू मुतलाबबन पर दाउदनुं गीत.

गीत ९. छंद शरणागत. मात्रा २७. ताळ ७. (४४, ४४,, ४४-८)

૧ હે પ્રભુ, મારા આખા મનથી, ગાઉં તારી પાસ.
હે પ્રભુ, તારાં અચરત કામો પ્રગટ કરૂં ચોપાસ. ૧
૨ હું આનંદ કરૂં તારામાં; ઉલ્લાસ હર્ષ અપાર;
દેવ પરાત્પર, તારાં ગીતો ગાઉં વારંવાર. ૨
૩ મારા વૈરીના ફરવામાં, પાછા પડશે તેહ,
તારી સામાથી તો સર્વે નાશજ પામશે એહ. ૩

૪ કાંકે આપે ન્યાય ચૂકાવ્યો, થાપ્યો મારો ન્યાય;
૫ આપ ખરાનો નેમ ઠરાવી, બેઠા આસન માય. ૪
તેં પરધર્મી લોકોને તો ધમકી દીધી ખાસ.
સર્વ દુરાચારીનો આપે ખરોજ કીધો નાશ. ૫
૬ રે રે, શત્રુ, ઉજાડપણાનો અંત થયો છે પૂર;
તેં નગરોનો નાશ કર્યો છે તેમાં કૈં ન અધૂર. ૬
તેની સાથ વળી તેઓના, સ્મરણ તણો છે નાશ.
૭ દેવ સનાતન છે રૈવાનો, (આપ ખરો અવિનાશ). ૭
ન્યાય કરે તે માટે તેણે આસન કીધું સિદ્ધ,
૮ નીતિપણાથી ન્યાય જગતનો કરશે સત્ય સન્નિધ. ૮
૯ દેવ થશે દુઃખીનો આશ્રો, સંકટ મધ્યે સાય;
૧૦ જે તુજ નામજ જાણે તેઓ આશા ધરે તુજ માય. ૯
કાંજે જેઓ શોધ કરીને (ચાંહેછે તુજ ભાગ),
હે પ્રભુ, તે લોકોનો તેં તો નવ કીધો છે ત્યાગ. ૧૦
૧૧ સિયોનમાં પ્રભુ વાસ કરેછે સ્તોત્ર કરો તમ ત્યાંય
પ્રભુના કૃત્યો પ્રગટ કરો તમ છે જગ લોકો જ્યાંય. ૧૧
૧૨ શોધ કરે પ્રભુ લોહિ તણો તો, તેની કરશે યાદ;
પ્રભુ નહિ ભૂલે દીન જનોને, ન ભૂલે તેનો સાદ. ૧૨
૧૩ હે પ્રભુ, મજ પર કરૂણા રાખો, જો જો દ્વેષી દુઃખ;
મરણ ભાગલથી તે ઊઠાડે, મજને આપી સુખ. ૧૩
૧૪ સિયોન કન્યાની જ્યાં ભાગળ હું તો સ્તોત્ર કરીશ;
તારૂં તારણ જે છે તેમાં હું તો મગન થઈશ. ૧૪
૧૫ દુષ્ટ જણે તો ખાડો ખોદ્યો, ડુબ્યો તે તતકાળ;
તે જણના તો પગો ફસાયા જેણે માંડી જાળ. ૧૫

૧૬ ન્યાય કરેછે દેવ હમેશાં, સદાય તે દેખાય;
સ્વહસ્ત કર્મે પાપીઓ તો સર્વે આપ ફસાય. ૧૬

૧૭ સર્વે જે જે દુષ્ટો હોશે, પ્રભુને નહી સ્મરનાર,
મૃત લોકે તે જાસે સંધા, પડે નરક મોઝાર. ૧૭

૧૮ કો દિન દીન દરિદ્રી જનનો પ્રભુથી નહિ વિસરાય,
આશા ટલે નહિ દીનજનોની, ન કદી તે ડુબાય. ૧૮

૧૯ હે પ્રભુ, જાગો કે માનવનું બલ ચાલે ના કાંય,
તારી સમ્મુખ પાપીઓનો ન્યાય થશેજ સદાય. ૧૯

૨૦ હે પ્રભુ, તેઓને તું દેજે, ઘણો લગાડી ત્રાસ.
કે પરધર્મી જાણે એવું; (કે અમ માનવ ખાસ). ૨૦

---

गीत १०. छंद अजीत. मात्रा २३. ताळ ६ (४ ४ ४,, ४४-७)

૧ હે પ્રભુ, પોતે આઘા, ઊભા રોછો કેમ?
સંકટ વેળામાં તો, કેમજ છૂપો એમ?

૨ ગર્વે દીન જનોને દુષ્ટો ત્રાસે ધાય;
પણ જે જે તે કલ્પે, તેમાં તે પકડાય. ૧

૩ સ્વેચ્છા પર તો દુષ્ટો ગર્વ કરેછે તેહ;
લોભી તુચ્છ કરેછે, ધિક્કારી પ્રભુ નેહ.

૪ પાપી શોધ કરે નહિ, લાવી મન હંકાર;
તેઓના તો મનમાં, દેવ નથી (નિરધાર). ૨

૫ તેના જે જે પથ છે, દુઃખ દેનાર સદાય;
તેનાથી બહુ ઊંચો, છે તારો શુભ ન્યાય.
સદાય વૈરી પર તો, મારેછે તે ફૂંક.

૬ મનમાં તે તો કેછે, "હું હાલું ન અચૂક; ૩

પેઠી પેઠીમાં, હું દુઃખમાં નહિ પડનાર."
૭ સાપ, કપટ, છળ મુખમાં પૂર્ણજ છે નિરધાર.
તેની જીભ તળેછે, વિનાશ, શ્રમ, દુષ્ટાઇ.
૮ છાનો બેસે છૂપી, ગ્રામ જગ્યાની માંય, ૪

છાનો બેસે કરવા, નિર્દોષીનો ઘાત;
દીન જનોને તાકે આંખે તે સાક્ષાત.
૯ ઓમાં સિંહના જેવો, બેસે છે સંતાઇ;
ત્યાં તે છુપતો રેછે, કે લીનો ઝડપાઇ. ૫

ઝાલે છે લીનોને, (જાળ પડયા જોઈ),
ફાંદામાં નાખે છે, ઝટ પકડે છે સોઈ.
૧૦ નીચો છેક લળે છે, લપતો લપતો થાઇ,
કે તેના તો બળથી, નિર્બળ પકડી જાય. ૬

૧૧ મનમાં તે ધારે છે, ગયોજ વિસરી દેવ,
તે નિજ મુખ સંતાડે, કે નહિ જાણે એવ,
૧૨ હે પ્રભુ, ભુજ ઊઠાવો, જાગો, પ્રભુ, આ વાર;
દીન જનોના દુઃખો ભૂલો ના નિરધાર. ૭

૧૩ દુષ્ટો કાં ધિક્કારે, પ્રભુને મન મોઝાર!
કાં મનમાં કલ્પે છે, ના તું તપાસનાર.
૧૪ તેં તો પોતે જોયું, કરવાને પ્રતિકાર,
શ્રમ ને કોપ તણો તું, કરજે આપ વિચાર. ૮

નિર્બળ તારે શરણે, આવે નમ્ર હમેશ;
સદા અનાથોની તું, સાહ્ય કરેછે બેશ.
૧૫ ભુંડા દુષ્ટોના ભુજ, તે તું તોડી નાખ,
શોધી સહુ ભુંડાઇ, બાકી કો નવ રાખ. ૯

૧૬ પ્રભુ છે ભૂપ સનાતન, રાય સદા રૈનાર.
નિજ દેશથી દુષ્ટો, નાશ થયા નિરધાર.
૧૭ હે પ્રભુ, લીન તણી તો અર્જી સૂણી તેંજ;
તેના મનને થાપી, તું તો કાન ધરેજ. ૧૦
૧૮ અનાથ દુર્બલ કાજે, હે પ્રભુ, કરજે ન્યાય.
કે માટીનાં માનવ, ફેર બીવાડે નાય.

---

## मुख्य वगाडनारने सारु दाउदनुं गीत.

गीत ११. छंद सवैया बत्रीसा. ताळ ८. (४ ४, ४ ४,, ४ ४, ४– –)

૧ ઈશ્વરમાં મેં આશા ધરી છે, કેમ કહે તું મજને "ધાઈ,
પક્ષી જેવા ઊડી નાશી, વસજે તું તુજ પર્વત માંહિ." ૧
૨ ધનુષ્ય તાણી દુષ્ટ ધરેછે, સિદ્ધ કરે ચિલ્લા પર બાણો,
કે સાચાને અંધારામાં તેઓ મારે હણવા પ્રાણો. ૨
૩ જો પાયાનો નાશ થયો છે, તો શું કરશે નીતિવાનો?
૪ ઈશ્વર છે નિજ મંદિર માંહિ, સ્વર્ગ વિષે છે રાજ્ય સ્થાનો. ૩
૫ સર્વે માનવ પુત્રોને તે રોજ તપાસીને દેખે છે,
તેની પાંપણ સર્વે જનને પૂરેપૂરા તો પરખે છે. ૪
૬ ઈશ્વર સર્વે સાચા જનને પરખી લે છે તે સહુ કાળે.
દુષ્ટ અને સહુ જુલમી ઈચ્છા તેનો આત્મા બહુ કંટાળે. ૫
૭ સર્વે દુષ્ટો ઉપર તે તો, સહુ ફાંદા વર્ષાવી દેશે
અગ્નિ, ગંધક, ભય આંધીમાં, દુષ્ટોને ત્યાં ભાગો દેશે; ૬
૮ કાંકે ન્યાઈ ઈશ્વર પોતે અદલી ન્યાયપણું ઈચ્છે છે.
તેનું મુખ તો સહુ સાચાને, સર્વે કાળોમાં દેખે છે. ૭

मुख्य वगाडनारने साह समिनिथ पर दाउदनुं गीत.

गीत १२. छंद सृग्विणी. अक्षर १२. मात्रा २०. ताल ४.

(–⏑– –⏑– –⏑– –⏑–)

૧ દેવ, આપે કરો માહરી સાહ્ય તો;
ભક્ત લોકો ઘટેછે ખરા આજ તો.
માનવી તો ગયા ભાવથી સૌ પડી,
૨ એક બીજા કરે વાત મિથ્યા ખડી. ૧

પ્રેમલાવી કહે ઢોંગ ખૂસામતે;
૩ કાપશે દેવ તો ઢોંગના હોઠ તે,
છેદશે ગર્વની જીભને કોપસું.
૪ તે કહેછે અમો જીભથી જીતશું; ૨

હોઠ તો છે અમારા; ધણી કોણ છે?
લીન કંગાલનો દેવ સુજાણ છે.
૫ રાંકને છોડવા જૂલમી હાથથી,
દીનને છોડવા સર્વ નિશ્વાસથી, ૩

દેવ પોતે કહે તેમને તારવા.
હુંજ આવીશ સૌ શત્રુને મારવા.
જે વળી તારણો ઇચ્છતા હોય સૌ,
તે વિષે તેમને થીર રાખીશ હો. ૪

૬ સાત વારે વળી આગના તાપથી,
જેમ ચાંદી કસે અગ્નિના આંચથી,
દેવના શબ્દ સૌ એમ તો શુદ્ધ છે;
તેમ સર્વે કસેલા વળી પૂર્ણ છે. ૫

૭ દેવ તું રાખશે શબ્દ સંભાળતાં,
એહ પેઢી થકી રાખશે પાલતાં.
થાય છે દુષ્ટ ઉંચા વળી જાહરે,
દુષ્ટ ચોપાસમાં તો ભમે તાહરે.

मुख्य बगाडनारने सारु दाउदनुं गीत.

गीत १३. छंद भूपाली. मात्रा २४. ताल ६. (४४४,,४४--)

१ હે પ્રભુ, ક્યાં લગ મજને તું તો વિસરી દેશે?
શું પ્રભુ તું સહુ કાલે મજને ભૂલી રેશે? ૧ હે પ્રભુ.
ક્યાં લગ મજથી મુખડું તું છૂપાવે તારૂં?
૨ ક્યાં લગ હું તો મનમાં, યાદ કરીને ધારૂં? ૨ હે પ્રભુ.
ક્યાં લગ દિન દિન હું તો શોક કરૂં મન માંએ?
ક્યાં લગ મારો વૈરી, મજપર મોટો થાએ? ૩ હે પ્રભુ.
૩ હે પ્રભુ, મજને જોતાં, આપો ઉત્તર ખાસો;
રખે હું મરણે ઊંઘું, માટે આંખ પ્રકાશો. ૪ હે પ્રભુ.
૪ રખે મજ વૈરી બોલે, પોતાના મન સાથે,
કે હું બળથી પોતે ઉંચ થયો તે માથે. ૫ હે પ્રભુ.
જ્યારે મારૂં મન તો હાલી ડોલી જાએ,
ત્યારે મારા વૈરી મજપર નાહર્ખાએ. ૬ હે પ્રભુ.
૫ મેં તુજ કરૂણા માંહે, પૂર્ણ ભરોસો કીધો
મેં તુજ તારણ માંહિ, મોટો આનંદ લીધો; ૭ હે પ્રભુ.
૬ કાં કે તેણે મજને દાનો આપ્યાં સારાં,
માટે પ્રભુની પાસે ગીતો ગાઇશ મારાં ૮ હે પ્રભુ.

---

मुख्य बगाडनारने सारु.

गीत १४. छंद रुचिरा. मात्रा २४. ताळ ६. (४४, ४४,, ४४, --

१ મૂર્ખે મનમાં ધારી બોલ્યો, ઈશ્વર તો છે નાહિ, જી;
સર્વે નઠારા થઈને કીધાં અશુદ્ધ, જગની માંહિ, જી; ૧
તેમાંથી કો દીઠો નાહિ કર્તાં સારૂં કાંઈ, જી,
૨ કે પ્રભુ શોધકને કો સમજુ, જગમાં છે કે નાઈ, જી. ૨

તે જોવાને આકાશેથી, જોયું માનવ માંઈ, જી,
દેવે દીઠા સર્વે માનવ કરતાં બહુ ભુંડાઈ. જી, ૩
૩ ભ્રષ્ટ થઈને ભૂલ્યા એતો, સર્વે લોકો પાપી, જી,
શુભ કામોનો કર્તા એકે દીઠો નાહિ કદાપી જી, ૪
૪ સઘળા ભુંડાં કામો કર્તાં, શું, ના જાણે કાંઈ, જી?
ધાન્ય પેઠે મજ લોકો ખાઈ, પ્રભુને વિનવે નાહિ, જી. ૫
૫ ત્યાં તો તેઓ ભયભિત થઈને, બીધા છે બહુ ભારે, જી;
કાંકે ઈશ્વર સાચાઓમાં, અચલ રહે સહુવારે, જી. ૬
૬ દુઃખિતના સહુ મનસુબાને તુચ્છ તમે જાણ્યો છે, જી
પણ ઈશ્વરનો મોટો આશ્રો તેની માય ઘણો છે, જી. ૭
૭ સિયોનમાંથી ઈસ્રાયલનું તારણ જ્યારે થાશે, જી;
ત્યારે ઈસ્રાયલ આનંદે; યાકુબ બહુ હરખાશે, જી. ૮

---

ગીત ૧૬. છંદ ચોપાયા. માત્રા ૨૮. તાળ ૭. (૪૪, ૪૪,, ૪૪, --)

૧ હે પ્રભુ, તારા મંડપ માંહે, કોણ રહે ત્યાં જાઈ?
તારા પવિત્ર પર્વતમાં તો કોણ વસે તે માંહિ? ૧ હે પ્રભુ
૨ જે સત ચાલે, સત્ય કરે જે, મનથી સાચુ બોલે,
૩ જે નિજ જીભ થકી તો કોદિન ચાડી વાત ન ખોલે, ૨ હે પ્રભુ
જે નિજ પાડોસીની સાચું કરે ન ભુંડું કાંઈ,
જે નિજ પાડોસીની ઉપર નિંદા માને નાઈ, ૩ હે પ્રભુ
૪ જેની દૃષ્ટિ વિષે નર ભુંડા માન વિનાના રે છે,
જેઓ પ્રભુથી બીતા હોએ, તેને આદર દે છે, ૪ હે પ્રભુ
જે નિજ પાડોસીની સાથે સોગન ખાધા હોએ,
૫ તો તે તેથી ફરશે નાહિ, દે નહિ વ્યાજે સોએ, ૫ હે પ્રભુ
નિર્દોષી પર લાંચ ન લેશે, એવા જન જે હોએ,
સ્થિર ઠામે તેવા જન રેશે, હાલે નાહિ કોએ. ૬ હે પ્રભુ

मिक्ताम दाउदनुं गीत.

गीत १६. छंद सवैआवत्रीसी. ताल ८. (४४, ४४,, ४४, ४--)

૧ હે પ્રભુ, મારૂં રક્ષણ કરજે, મેં તો રાખી છે તુજ આશા;
૨ મેં મન માંહે એમ કહ્યું છે, તું મજ સ્વામી છે અરવાસા.
હે પ્રભુ. ૧

૩ મજ શુભતા તજને નહિ પોંચે પણ સંતો, ને શ્રેષ્ટ જાણો જે
ભૂતલમાં તો છે તેઓને, જેથી મજને હર્ષ ઘણો છે.
હે પ્રભુ. ૨

૪ જે પરદેવ કરે છે વેલા તેઓને બહુ શોક થવાનો;
તે દુષ્ટાર્પણ હું નહિ અર્પું, નામ ન હોટે પણ લેવાનો.
હે પ્રભુ. ૩

૫ મજ વતનોનો ને પ્યાલાનો હીસો તો છે ઈશ્વર પોતે;
પ્રભુ છે મજ વાંટાનો રક્ષક તે રાખેછે હીશા જોતે.
હે પ્રભુ. ૪

૬ મારા હીસા ઠેરી હદ તો આવી શુભ ઠેકાણે સારી,
ઉત્તમ ભાગ મને મળ્યો છે; શુભ શુભ છે પણ જગ્યા મારી.
હે પ્રભુ. ૫

૭ પ્રભુ મજ બોધકને હું વંદું, મન સુચવેછે રાત્રી માંહિ,
૮ મેં પ્રભુને મજ સમ્મુખ રાખ્યો, તે જમણે છે; હાલું નાહિ.
હે પ્રભુ. ૬

૯ માટે મજ મન આનંદી છે, મારો ગૌરવ છે સુખમાહી,
આશા ધરી મજ દેહપણ રેશે, આત્મા નર્કે મૂકે નાહી.
હે પ્રભુ. ૭

૧૦ તું પોતાના શુદ્ધજ જનને રાખે નાહી ક્ષયને વાસે,
૧૧ જીવન પથ તું મને બતાવે, પૂર્ણાનંદજ છે તુજ પાસે.
હે પ્રભુ. ૮

હે પ્રભુ તારે જમણે હાથે, હર્ષાનંદ ઘણો તુજ સાથે.
અનંતકાળ સુધી તો સુખે રૈછે તારે જમણે હાથે.
હે પ્રભુ. ૯

---

दाउदनो प्रार्थना.

गीत १७. छंद रुचिरा. मात्रा ३०. ताल ८. (८४, ४४,, ४४, ४-)

૧ હે જીહોવા, ન્યાયી જનનું પોતે સાંભળી લેજો, જી;
કપટ વિના જે મારાં અરજી, તેને કરણા દેજો, જી. ૧
૨ ન્યાયકરણ સહુ મારૂં નિકળો, તારીસન્મુખમાંઈ જી;
તારી આંખ સદા તો જોશે તેને જે છે ન્યાયી જી. ૨
૩ તેં તો મારા મનને પરખી, રાત્રે જોયો બારે જી.
તેં તો પોતે પરખ કર્યાને મનને પરખ્યો જ્યારે જી; ૩
મારા પાતક કૃત્ય વિષે કાંઈ, મળિયું ના તેવારે જી.
મેં તો મારા મનમાં ધારી રાખ્યું બહુ પ્રકારે જી, ૪
કે હું મારા મુખડાથી તો પાપ કરૂં ના કાંઈ જી.
૪ માનવનાં તો કર્મ થકી હું, ન્યાસું દૂર સદાઈ જી; ૫
તારા મુખના વચનોથી, ને નાશક માર્ગો માંથી જી
મેં પોતાને બહુ સંભાળી આઘો રાખ્યો ત્યાંથી જી. ૬
૫ તુજ પંથે મજ ચાલતાણો તું થાજે ટેકો બારે જી.
કે જેથી મજ પગલાં લપશી જાય નહીં કો વારે જી. ૭
૬ હે પ્રભુ,મેં જે અર્જી કીધી, તે સાંભળી તું લેશે જી;
મારાં વચનો સાંભળીને તું તેને કરણા દેશે જી. ૮
૭ જે તુજ શરણે રૈછે તે પર, કરૂણા પ્રગટો તારી જી;
તેને તારે જમણે ભુજે, તું તો લેજે તારી જી. ૯
૮ આંખ તણી કીકીની પેઠે, કરજે રક્ષણ મારૂં જી;
તું તુજ પાંખો નીચે ઢાંકી, રક્ષણ કરજે સારૂં જી. ૧૦

૯ દુષ્ટ અને મજ વૈરી સર્વ  મજને સહે વેરી જી;
તે સર્વેથી મજને તારી  સજો વૈરી વેરી જી. ૧૧
૧૦ તે પોતાની ચરખીથી તો  રૂકે વિટાઈ ભારે જી;
તે પોતાના વદન થકી તો  બોલેછે હુંકારે જી. ૧૨
૧૧ તેઓએ અમ પગલાં પર બહુ  ઘેર કરીને રાખી જી;
તેઓએ નિજ આંખો રાખી  ભૂમિભણી બહુ તાકી જી. ૧૩
૧૨ જેવો સિંહ સિકાર વિષે બહુ  લોભ કરંતો રેછે જી;
સિંહતણાં પણ બચ્ચાં સરખા,  ગુપ્ત લપી બેસે છે જી. ૧૪
૧૩ હે પ્રભુ, ઊઠી, આશા ભાંગો,  તેને પાડી દેજે જી;
ઘાતક જે તુજ ખડગજ તેથી,  મને બચાવી લેજે જી. ૧૫
૧૪ હે પ્રભુ, તારા ભુજ પ્રમાણે  જે માનવ સંસારી જી,
જેનો હીસો છે આ જગમાં,  તેથી સજે તારી જી; ૧૬
તારા છાના ધન થકી તું  જેના પેટ ભરે છે જી;
જે આ જગમાં છૈયાં માટે,  પુષ્કળ શેષ મૂકેછે જી. ૧૭
૧૫ હે પ્રભુ, હું તો ન્યાયપણામાં,  તુજ મુખદર્શન લેઈશ જી;
જ્યારે હું તો જાગું ત્યારે,  તુજ રૂપે હરખાઈશ જી. ૧૮

---

प्रभुए पोताना सेवक दाउदने तेना सर्व शत्रुना तथा साउलना हाथथी छोडाव्यो, ते दिवसे मुख्य वगाडनारने सारू दाउद आ गीत गाइने प्रभुनी पासे बोल्यो.

गीत १८. छंद चरणाकुल. मात्रा १६. ताळ ४. (४४, ४--)

૧ હે પ્રભુ, તું તો બળ છે મારૂં, તારામાં હું પ્રીત વધારૂં.
મારો પ્રભુ છે આશ્રો સારો, મારી સીલા, મોક્ષક મારો. ૧
૨ પ્રભુ છે મારો પર્વત ખાસો, તેમાં હું તો રાખું આશો;
મારો કિલ્લો, બખતર મારૂં, તારણનું તે સિંગજ સારૂં. ૨

૩ કરીશ પ્રભુની વિનંતિ જ્યારે, સહુ વૈરીથી છૂટી જાતે.
૪ મને મરણના બંધે ઘેર્યો, બિલિઆલપુત્રોએ પણ હેર્યો. ૩
૫ મોત તણાં બંધન ચોપાસે, ઘેર્યો ફાંદા ને બહુ પાસે;
૬ સંકટમાં મેં અરજી કીધી, પ્રભુને બૂમો બહુ મેં દીધી. ૪
શુદ્ધ જગેથી સૂણી વાણી, તેને કાને તે સંભળાણી.
૭ ડોલીને બહુ પૃથ્વી કાંપી, ધ્રુજ્યા પાડો કોપે આપી. ૫
૮ તેને નાકે ધૂમજ ચાલ્યો, તેના મુખથી અગ્નિ બાલ્યો.
૯ વાદળમાં તે ઉતરી આવ્યો, પગ નીચે તે અંધક લાવ્યો. ૬
૧૦ બેસી કેરૂબિમૂમાં ધાયો, પવન પાંખે ઊડી આવ્યો.
૧૧ અંધક છાનું ઠામજ કીધું, વાદલ તળ, તમ ઢાંકી દીધું. ૭
૧૨ તેના તેજે વાદળ ભાગ્યાં, આગકરાં તો વર્ષવા લાગ્યાં.
૧૩ દેવે ગગને ગર્જના કીધી, આગકરાંની વૃષ્ટિ દીધી. ૮
૧૪ તેણે બાણો મારી વેર્યાં, વિજ ચમકાવી સર્વ વિખેર્યાં.
૧૫ જળતલ તો જોવામાં આવ્યા, જગના પાયા સહુ દેખાયા. ૯
હે પ્રભુ, ધમકી એવી તારી, તુજ આત્માથી બન્યું ભારી.
૧૬ તેણે મારી સહાય કીધી, મોકલી ઊપરથી તે દીધી. ૧૦
અથાગ પાણીથીજ તરાવ્યો, મોટા વૈરીથીજ બચાવ્યો.
૧૭ મારા બળિયા વૈરીઓથી, ને જોરાવર બળવંતોથી. ૧૧
૧૮ દુઃખિત દિવસે લડવા ધાયા, મારા દેવે દૂર ભગાવ્યા.
૧૯ ખૂલ્લે ઠામે છૂટો કીધો, મજને દેવે છોડી દીધો. ૧૨
દેવ પ્રસન્ન હતો જે માટે, મને બચાવ્યો છે એ વાટે;
૨૦ મારા ન્યાય પ્રમાણે આલ્યું, પ્રભુએ પોતે પાછું વાલ્યું.
હાથ પવિત્ર હતા જે રીતે તેણે બદલો આપ્યો પ્રીતે.
૨૧ મેં પ્રભુના સહુ માર્ગો પાળ્યા, વિરૂદ્ધ થઈને નેમ ન ટાળ્યા; ૧૩
૨૨ મેં તો તેની આજ્ઞા પાળી, રાખ્યા ન્યાયો મેં સંભાળી.
૨૩ સિદ્ધ થઈ પ્રભુ સંગે ચાલ્યો, મેં પોતાને બહુ સંભાળ્યો; ૧૪

૨૪ એ માટે તો પ્રભુએ દીધું, મારા હસ્ત પ્રમાણે લીધું.
૨૫ દયાળ સાથે તુંજ દયાળુ, ન્યાયી સાથે તું ન્યાયાળુ; ૧૫
૨૬ શુદ્ધો સાથે શુદ્ધજ સારો, હઠિલ સાથે હઠ કરનારો.
૨૭ હે પ્રભુ, તું લીનોને તારે, ઉંચી આંખો નીચ ઉતારે. ૧૬
૨૮ પ્રભુ, મજ દીપ કરો ઉજાસી, હે પ્રભુ, કર મજ અંધ પ્રકાશી.
૨૯ હું પ્રભુથી તો ફોજ વટચો છું, મોટા કિલ્લા કુદી ગયો છું. ૧૭
૩૦ ઈશ્વર પથ છે સિદ્ધ કરેલા, ઈશ્વર શબ્દો છે પરખેલા.
જે કો તેનો આશ્રો લે છે, ઢાલ થઈ તેને ઢાંકે છે. ૧૮
૩૧ કોણજ તો પ્રભુ દેવ વિના છે, મારા પ્રભુ વિન આશ્રો ક્યાં છે?
૩૨ મારી કમ્મર પ્રભુ બાંધે છે; મારાં પગલાં સિદ્ધ કરે છે. ૧૯
૩૩ હરણ સરીખા ચરણો મારા દેવ કરે છે બહુ બલકારા.
પ્રભુ મારું બહુ માન કરે છે, ઊંચે સ્થાને મને ધરે છે. ૨૦
૩૪ મજને લઢતાં તે શિખવે છે; પિત્તળ ધનુષ્ય ભંગાવે છે.
૩૫ જમણે હાથે મજને થાપી, ને તારણની ઢાલજ આપી, ૨૧
તેનો આશિષ મજને દીધો, પ્રસન્નતાથી મોટો કીધો.
૩૬ મજ પગલાં તેં કાયમ કીધાં; પગને ખસવા તેં ના દીધા. ૨૨
૩૭ વૈરી પાછળ હું તો ધાયો, વિન પકડે પાછો નહિ આવ્યો.
૩૮ પાછા ઊઠે નાહિ તેઓ, વિંધું હું તેઓને તેવા; ૨૩
૩૯ તેં મજ કમ્મર બાંધી દાડી, લડનારા તેં દીધા પાડી.
હું તો દેઈશ છેક નમાવી, મારા પગની નીચે લાવી. ૨૪
૪૦ વૈરીનાં શિર મજને દીધાં, મેં વૈરીના ક્ષય બહુ કીધા.
૪૧ ત્યારે તેણે હાંકો મારી, કો નહિ આવ્યા સહાયકારી. ૨૫
પ્રભુ પાસે પણ માગ્યું એણે પણ ઊત્તર નહિ આપ્યું તેણે.
૪૨ વામાં કુટીશ ધૂળજ પેઠે, રસ્તામાં હું ફેંકિશ હેઠે. ૨૬
૪૩ મિથ્યા વાદો સર્વે કાપી દેજો, મુક્તિ બધા પર થાપી.
૪૪ વાર્ત્તા સુણતાં આદર દેશે, પરદેશી સહુ દબતા રેશે. ૨૭

૪૫ સર્વ વિધર્મી ખવાઈ જાશે, બલિયા કિલ્લામાં ગભરાશે.
૪૬ દેવ સનાતન છે તે મારો, મારો કિલ્લો વંદિત સારો. ૨૮
મજ તારણનો દેવ મનાએ, તેનો મોટો મહિમા થાએ.
૪૭ મારે સારૂ વેરજ લે છે, મજ નીચે લોકોને દે છે. ૨૯
તે તો મારો દેવજ સાચો, સંભાળીને રાખે પાકો.
૪૮ રિપુથી તે તો મને બચાવે (શત્રુ થકી પણ ત્રાણ કરાવે); ૩૦
ને મજ સામા જે સહુ આવે, તેઓ કરતાં ઊંચ ચડાવે.
જોર કરે છે જુલમી લોકો તેઓથી છે રક્ષક ચોખો. ૩૧
૪૯ હે પ્રભુ હું તો ગીતો તારાં, પરધર્મીમાં ગાઈશ સારાં.
૫૦ નિજનૃપનું તે ત્રાણ કરાવે, ટીલાયત પર દયા જણાવે ૩૨
દાઉદને નિજ બીજ વિષે તે જુગ જુગમાં તો આશીષ દેતે

---

### मुख्य बगाडनारने सारु दाउदनुं गीत.

गीत १९. छंद चोपाया. मात्रा २८. ताल ७. (४४, ४४,, ४४--)

૧ ઈશ્વર કેરો મોટો મહિમા આકાશો વર્ણે છે;
અંતરિક્ષો પણ તેના ભુજનાં સહુ કામો પ્રગટે છે. ૧
૨ દાડો દાડાને ભાખીને વાત કહી ઉચ્ચરે છે;
રાત્રી રાત્રીને સૂચવીને, જ્ઞાન શિખાવી દે છે. ૨
૩ ભાષણ, શબ્દ, અને કો વાણી, નહિ સુણાએ કાંઈ,
૪ તો પણ તેનો રાગ સુમેળ ફેલ્યો છે જગમાંહિ. ૩
જગની સીમા સુધી તેની, ગઈ છે વાતો ખાસી;
તેમાં મંડપ બાંધી, તેં તો રાખ્યો સૂર પ્રકાશી. ૪
૫ તે નિજ મહેલથકી નિકળે છે, વરરાજાના જેવો;
શૂરો માનવ દોડે હર્ષે, તે દોડે છે તેવો. ૫

૬ આકાશોના એક છેડાથી નીકળવું છે તેનું,
તેના બીજા છેડા સુધી, વૃત્ત રહેછે એનું. ૬
તેના અગ્નિથકી નહિ છૂપે, કાંઈ જગમાઝારી.
૭ ઈશ્વર આગ્ના છે સંપૂર્ણ, મનને ફેરવનારી. ૭
ઈશ્વર કેરી સાક્ષો સર્વ વિશ્વાસુ છે સારી;
સર્વે ભોળા મનને તે તો બુદ્ધિ ઘણી દેનારી. ૮
૮ ઈશ્વર કેરી રીતી મનને કરનારી ઉલ્લાસી;
ઈશ્વર આગ્ના છે બહુ ચોખ્ખી, આંખ કરેજ પ્રકાશી. ૯
૯ ઈશ્વરકેરા ડર છે ચોખ્ખા, સહુ કાળે ટકનારા;
ઈશ્વરના તો સર્વે ન્યાયો, સાચ્ચા છે નિરધારા. ૧૦
૧૦ તે સહુ ચોખ્ખા સૂના કર્તાં, ઈચ્છુા જોગ વધારે.
મધ અને મધ ચક્કા કર્તાં, મીઠા છે બહુ ભારે. ૧૧
૧૧ તેથી ચેત્યો હું, તુજ સેવક; ફળ છે તેને પાળે.
૧૨ પોતા કેરી ચૂકો સર્વે કો સમજે કે કાળે? ૧૨
મજને છાના દોષથકી રે, નિરઅપરાધી પાડો.
૧૩ ગર્વથકી તુજ સેવકને તો, તારણ પૂર્ણ પમાડો. ૧૩
તે કો કાળે મારા ઊપર, સત્તા રાખે નાહિં.
ત્યારે હું પાપોથી છૂટી, સાચો થૈસ સદાઈ. ૧૪
૧૪ મજ મનઈચ્છા, નેમુખવાતો, સહુ તુજ પાસ મનાએ;
હે પ્રભુ, મારૂં બળને તારણ, તું તો છેજ સદાએ. ૧૫

मुख्य वगाडनारने सारु दाउदनुं गीत.

गीत २०. छंद चामर. अक्षर १५. (–ᴗ–ᴗ–ᴗ–,ᴗ–ᴗ–ᴗ–ᴗ–)

૧ દેવ દુઃખ કાળમાં સુણો વિનંતિ તું તણી;
દેવ જે યાકૂબનો તને બચાવજો ઘણી.

૨ શુદ્ધ ધામથી સહાય મોકલી નિવારશે;
આશરો સિયોનથી તને દઈ બચાવશે. ૧
૩ તું તણાં બધાંય દાન દેવ યાદ રાખશે,
તું તણા બધાય યજ્ઞ આપ દેવ માનશે. સિલ્લા.
૪ તું તણા હૃદે પ્રમાણે દેવ દાન આપશે;
તાહરા બધા વિચાર દેવ આપ થાપશે. ૨
૫ તું તણા સુતારણે અમો સદાય હર્ખશું,
દેવના સુનામની અમો ધ્વજા ઉઠાવશું.
તુ તણી વિનંતિ સર્વ દેવ નિત્ય આપશે;
૬ જાણિયું હવેજ દેવ રાયને બચાવશે. ૩
શુદ્ધ સ્વર્ગધામથી સદા સુણેજ આપ તો,
આપના બલિષ્ટ હાથથી રહે બચાવતો.
૭ કોક આશરો ધરે રથો વિષેજ ભાવથી;
કોક આશ કેશરી તણી કરેજ લાવથી. ૪
દેવનાજ નામની અમો સુયાદ રાખશું,
૮ તે બધા ઢળી પડ્યા ધરા વિષેજ આપસ,
તુર્ત તો અમો બધા ઊભા થઈશું પાધરા;
૯ દેવ તારજે મને, દઈ ખરાજ આસરા. ૫
જે દિનેજ લાવિયે વિનંતિ આપની ભણી,
તે દિને વિનંતિનેજ રાય સાંભળે ધણી.

---

मुख्य बगाडनारने साह दाउदनुं गीत.

गीत २१. छंद विशेष. अक्षर २६. ताळ ६ (-⏑⏑-⏑⏑-⏑⏑-⏑⏑-⏑⏑-)

૧ હે પ્રભુ, આપ તણા બળમાં નૃપ હર્ખ કરે;
ને તુજ તારણમાં બહુ તે નિત મગ્ન કરે.

૨ તેહ તણા મનની ઇચ્છના સહુ પૂર્ણ કરી;
તેહ તણી મુખઅર્જ સુણી બહુ લક્ષ ધરી. સિલ્લા.

૩ તું ધન આશિષ સંગ લઈ નૃપ વાટ રહે;
તેહ તણે શિર કંચનનો શુભ તાજ દહે.

૪ જીવન કાજ નૃપે તુજ આગલ અર્જ ધરી;
તે બખશી, જુગના જુગ તેં વય દીર્ઘ કરી.

૫ ઊંચ થયો મહિમા તજ તારણથીજ ઘણો;
તેં નૃપને બખસ્યો બહુ વૈભવ માન તણો.

૬ તે પર તેંજ સદા અતિ આશિરવાદ ધર્યા;
ને તુજ સમ્મુખથી નૃપને અતિ મગન કર્યા.

૭ ભૂપત તો પ્રભુમાં પરિ પૂર્ણજ ભાવ ધરે;
દેવ તણી કરૂણાય સદા થિર તેહ કરે.

૮ સૌ રિપુને તુજ હાથ ઘણો પકડી જકડે;
ને જમણો કર દ્વેશકને જકડી પકડે.

૯ તું તુજ કોપ સમે ધખતીજ ભઠી કરશે;
તું નિજ કોપ થકી રિપુને નિગલીજ જશે.
તે તુજ અગ્નિ થકી બલતાં સહુ ભસ્મ થશે;

૧૦ તેહ તણાં ફલ તું જગથી અલગાં કરશે.
માનવ લોકથકી પણ બીજ વિનાશ થશે,
(દુષ્ટ પ્રજા સુખથી નર લોક વિષે ન વસે).

૧૧ કારણ કે તુજથી ઉલટો કુવિચાર કર્યો;
પાર પડે નહિ, તે અપકારક ભાવ ધર્યો.

૧૨ દેવ ચિલાપર બાણ ધરી તૈયાર કરે,
તેહ સમે રિપુ સર્વ યથાજ નિશાન ખરે.

૧૩ હે પ્રભુ તું અતિ ઊંચ થજે તુજ શક્તિ ધરી;
શક્તિ તણાં સ્તુતિ ગાન કરૂં મન પ્રીત કરી.

मुख्य वगाडनारने सारु, ऐयलथ शेहेर पर, दाउदनुं गीत.

गीत २२. छंद दोहा. मात्रा २४. ताळ ६. (४४,-८-,, ४४,-८)

१ हे प्रभु, हे प्रभु, केम तुं त्यागे मजने एम?
मज बूमोना सादथी दूर रहेछे केम? १
२ दिनमां हुं घांटो करूं, तुं नहि सांभळे वात;
राते पण पोकारतां, चूप नथी साक्षात. २
३ ईस्रायलना स्तोत्रमां शुद्ध वसे तुं देव.
४ भाव वडीलो राखता; तार्यां तें ततखेव. ३
५ वडील वाणी काढता तारी पासे जेह,
सर्वे दुःखथी छूटता, नहि लजवाया तेह. ४
६ हुं तो कीडा रूप छुं, मानव जेवो नाय;
निंदा ने धिक्कार बहु पाम्यो माणसमांय. ५
७ जेओ मजने देखता तेओ हंसता जाय;
शिर डोलावीने बके, मोंथी बोले कांय. ६
८ "प्रभु विषे विश्वासनो जो ते छे करनार;
ते तेने छोडावशे, प्रेम करी निरधार." ७

९ पण तुं माना पेटथी मजने लाव्यो बार;
तें माताना थानथी आशा करावी सार. ८
१० माने उदरे हुं छतां, सोंपायो तुज हाथ;
मात तणे गर्भे थकी, तुं, प्रभु, छे मज नाथ. ९
११ दूर न थाजे हुं थकी, संकट छे मज पास;
सहायकारक को नथी, (हुं कोनी राखुं आश?). १०

१२ मज पासे गोधा घणा आव्या छे चोफेर;
बाशानना बळवान्ए मारी लीधी घेर. ११

૧૩ મજ પર મુખ ઊઘાડતાં ઘાએછે વિકરાળ,
ફાડે, ગર્જે સિંહ જ્યમ, તેમ કરાવે ફાળ. ૧૨

૧૪ જલના જેવો હું થઈ, રેડાયો નિરધાર,
મજ હાડોની સાંધ સૌ, જૂદી થઈ એ વાર. ૧૩
મારૂં મન થયું ઘણું, મીણ સરીખું તેહ;
મારાં આંતરડાં વિષે, ગળી ગયું છે એહ. ૧૪
૧૫ સૂકાઈ મજ શક્તિ તો, ઠિકરીનાજ પ્રમાણ;
વળગે છે મજ જીભ તો, જડબાને ઠેકાણ; ૧૫
હે પ્રભુ, તું લાવ્યો મને, ધૂળ મરણની માંય;
(મરણ તણી જે ધૂળછે લાવી ઘાલ્યો તાંય).
૧૬ કુતરાંએ ઘેર્યો મને, દુષ્ટ વળ્યા ચોમેર; ૧૬
મારા કર પગ વિંધિયા ક્રૂર કરીને વેર. ૧૭
૧૭ હું મજ હાડ ગણી શકું; મુજપર તાકે તેહ;
૧૮ પ્રભુમતિ મજ વસ્ત્રો વિષે નાખી વેંચે એહ. ૧૮

૧૯ હે પ્રભુ, મારી પાસથી આપ ન થાજો દૂર;
હે મજ બળ, ઉતાવળે કરજે સાહ્ય જરૂર. ૧૯
૨૦ ખાંડાની તો ધારથી મારો જીવ બચાવ;
કુતરાના બળથી વળી વાલાને છોડાવ. ૨૦
૨૧ સિંહતણા મુખથી મને સંભાળીને રાખ;
કાંકે રેમૂના સિંગથી તેં સૂણી મજ હાંક. ૨૧

૨૨ પ્રગટાઉં મજ ભ્રાતને તારૂં મોટું નામ,
સ્તોત્ર કરૂં હું તું તણાં, તુજ મંડળને ધામ. ૨૨
૨૩ પ્રભુથી બીનારા તમો કરજો દેવ વખાણ.
યાકુબ વંશી, માન દો ઈસ્રાયલ, ભય જાણ. ૨૩

૨૪ તુચ્છ કરી દીધાં નહીં દુઃખિત જનનાં દુઃખ,
જ્યારે હાંઠો મારતા, છૂપાવ્યું નહિ મુખ. ૨૪
૨૫ મોટા મંડલમાંય હું ગાઉં તારાં ગાન,
તુંથી બીનારા કણે દેઉં વ્રતનાં દાન. ૨૫

૨૬ દીન જનો ખાઈ બધા તૃપ્ત થશે સહુ વાર,
પ્રભુના શોધક સર્વ તો કરશે સ્તોત્રો સાર; ૨૬
તમો બધાના આતમા જીવે સર્વ કાળ.
(એમજસંધા ભક્તની દેવ કરે સંભાળ). ૨૭

૨૭ જગસીમા સંભારશે ફરશે પ્રભુને પાસ
દેશદેશ વિજાતિઓ, નમશે પ્રભુમુખ પાસ. ૨૮
૨૮ રાજ્ય તો છે દેવનું, રાષ્ટ્રોનો તે નાથ;
૨૯ જગમાં જે તાજા બધા ખાઈ ભજે સાક્ષાત. ૨૯
સહુ જે ઉતરે ધૂળમાં, નમશે પ્રભુને તેહ,
કોઈ નહીં ઉગારશે, જીવ પોતાનો એહ. ૩૦
૩૦ એક પ્રજા તેને ભજે તે પ્રભુ માટ ગણાય;
૩૧ તેઓ આવી ભાખશે, પ્રભુના સાચા ન્યાય; ૩૧
પાછળ જેઓ જન્મશે, તેને કહેશે વાત,
કે પ્રભુએ સર્વ કર્યાં એ કામો સાક્ષાત. ૩૨

---

दाउदनु गीत.

गीत २३. छंद इंद्रविजय. अक्षर २३. मात्रा ३२. ताल ८.

(–◡◡ –◡◡ –◡◡ –◡◡, –◡◡ –◡◡ –◡◡ – –)

૧ ઈશ્વર છે મજ પાલક ઉત્તમ, માટ મને કદિ ન્યૂન ન થાશે;
૨ તે મજને વિશરામ દઈ શુભ બીડ વિષે સુવડાવીજ જાશે.

તે મજને નિતરાં જળની ગમ દોરવતો લઈ જાયજ આપે
૩ તે મજ આતમને બહુ સાવધ રોજ ફરી કરતાં થિર થાપે.
તે મજને નિજ નામ થકી નિત દોરવશે સત મારગ સારે.
૪ જો પણ મૃત્ય તણા ભયકારક કોતરમાં જવું હોયજ મારે,
તો પણ દુષ્ટ થકી ન ડરૂં મન; કારણ કે પ્રભુ સાથ રહે છે.
૫ ને તુજ દંડ છડી મજને શુભ શાંતિ ઘણી નિત તો બખસે છે.
તેં મજ શત્રુ સમીપ સુભોજન સિદ્ધ કરી મજ પાસ ધર્યું છે;
તેં મજ મસ્તકને બહુ લેપન તેલ વડે ભરપૂર કર્યું છે;
તેં ભરપૂર ભર્યું મજ વાસણ કે બહુ તે છુલકાયજ બારી.
૬ નિશ્ચય ન્યાયપણું કરૂણા બહુ નિત્ય જશે મજ પાછળ જારી.
હું મજ જીવનના સરવે દિન સત્યજ ન્યાય ધરૂં મન માહીં.
હું પ્રભુ મંદિરમાંય રહી નિત વાસ કરૂં સહુ કાળજ ત્યાંહીં.

---

## दाउदनु गीत.

गीत २४. छंद चरणाकुल. मात्रा १६. ताळ ४. (४४, ४ – –)

૧ પૃથ્વી ને સર્વ તેમાંનાં, એ છે જાણો પ્રભુનાં વાનાં;
ભૂતલ ને તેમાં જે રે છે, માનો સર્વે પ્રભુના એ છે.
૨ સાગર મધ્યે નાખ્યો પાયો, વેતા જળ પર થિર કરાવ્યો.
૩ પ્રભુના પર્વતમાં કો જાશે? કો ઊભો શુદ્ધસ્થાને થાશે?
૪ જેના હાથો દોષ વિના છે, ને નિર્મલ જેનાં મનડાં છે,
જેણે વ્યર્થપણાની માહી પોતાનાં મન ધાલ્યાં નાહીં,
જેણે કપટ કરી મન માંહીં જૂઠા સોગન ખાધા નાહીં,
૫ (જે જન એવા ચોખ્ખા રેશે) પ્રભુથી આશિર્વાદો લેશે.
નિજ તારણના પ્રભુથી તેવા ન્યાયપણું બહુ પામે એવા.
૬ તેનો શોધ કરે છે જેઓ, તેઓની પેઢી છે એઓ,
જે તુજ મુખનો શોધ કરે છે, તે પેઢી, ઓ યાકુબ, એ છે.

૭ દર્વાજા, તમ શીશે ઉઠાવો; દ્વાર સદાના, ઉઘડી જાઓ,
આવે રાજા ગૌરવનો જે. કોણ હશે નૃપ ગૌરવનો તે?
દેવ સમર્થ અને બલધારી, યુદ્ધ વિષે જે છે બલકારી.
૮ દર્વાજા, તમ શીશ ઉઠાવો, દ્વાર સદાના ઉઘડી જાઓ.
આવે રાજા ગૌરવનો જે. કોણ હશે નૃપ ગૌરવનો તે?
૯ સૈન્યોનો પ્રભુ રાજા એ છે, ગૌરવનો રાજા પણ તે છે.

---

दाउदनुं गीत.

गीत २९. छंद भग्र. अक्षर २३. मात्रा ३९. ताक्र

(– – ᴗ – – ᴗ – – ᴗ – –, ᴗ – – ᴗ – – ᴗ – – ᴗ – –)

૧ હે દેવ, હું આપ પાસે ચડાવું
સદા જીવ અર્પી તમોનેજ મારો;
૨ હે દેવ, હું તો ભરોંસો કરૂંછું,
તમારા વિષે રોજ તો શ્રેષ્ટ સારો.
મારા બધા શત્રુઓ તો કરે ના
વડાઇ, અને હું લજાઉંજ નાહીં.
૩ જેઓ તમારી ઘણી વાટ જુએ
કદા, દેવ, તેઓ લજાશે ન કાંહીં. ૧

જેઓ વિના કારણે તો કરે છે
કુદંગા, ઘણા પામશે લાજ તે તો,
૪ હે દેવ, આપે જણાવો સ્વપંથો,
અને સર્વ વાટો શિખાવો તમે તો.
૫ મારા ખરા ત્રાણનો દેવ તું છે,
તમારા સુસત્યે ચલાવી શિખાવો.
હું વાટ જોતો રહુંછું તમારી,
(સદાકાલ માટે મને તો બચાવો.) ૨

૬ હે દેવ, તારી કૃપાપૂર્ણ પ્રીતિ
અને રેમ સંભારજે વાર વારે.
કાં કે પુરાકાળથી તે સદા છે,
અનાદી થકી તે સદા પ્રેમ ભારે.
૭ મારી જુવાની તણાં પાપ ગુન્હા
તમો તે નહીં યાદ લાવો ફરી જો.
હે દેવ, તારી કૃપા સત્વ માટે,
તમે રોજ મારી કરી યાદ લીજો ૩

૮ છે તો યહોવા ભલો ને યથાર્થી,
પથે શીખવી દુષ્ટને માટ લાવે.
૯ તે ન્યાયથી દુઃખિઓને ચલાવે,
અને માર્ગમાં લીનને તો શિખાવે.
૧૦ વાટો ખરા દેવની તો બધી જે
સદા ન્યાયની ને કૃપા પૂર્ણ તે છે.
એ સ્થાપનામાં અને સાક્ષ માંહીં
ધરે લક્ષ જે સર્વ, તે માટ એ છે. ૪

૧૧ હે દેવ, મારાં ઘણાં પાપ તો છે,
તમારા સુનામે કરો માફ તે તો.
૧૨ એવો વળી કોણ છે માનવી તો,
ડરે દેવથી જે સદા આપ એતો?
જે વાટમાં યે જવાનેજ ઇચ્છે
શિખાવે સદા દેવ તેમાંજ આપે;
૧૩ રેશે સમાધાનમાં જીવ તેનો,
જગે વારશો લૈ બધે વંશ વ્યાપે ૫

૧૪ જે દેવથી સર્વ રેછે ડરંતા
બધા દેવના મર્મ તે સાથ રેછે;
ને સર્વ તેની ખરી સ્થાપનાઓ
સદા તેમને તે જણાવીજ દેછે.
૧૫ સર્વે સમે નેત્ર મારાં વળીને,
યહોવાભણી પૂર્ણ તાકી રહેછે,
તે કારણે જાળથી પાય મારા
કરી મોકળા દેવ પોતેજ દે છે. ૬

૧૬ હું છું ઘણા દુઃખમાં એકલો તો,
દયા રાખતાં આપ પાછા વળો રે.
૧૭ મારા હૃદેનાં ઘણાં દુઃખ ફેલ્યાં,
મને એહથી તો કરો મોકળો રે.
૧૮ મારાં ઘણાં દુઃખ ને કષ્ટ જોજે,
બધાં પાપ મારાં કરો માફ, દેવા.
૧૯ હે દેવ, જો, શત્રુઓ તો વધ્યા છે,
મને ક્રૂર દ્વેષે ઘણાં દુખ દેવા. ૭

૨૦ સંભાળજો જીવ મારો તમે તો
અને આપ દો જીવને મુકતાવી.
હું તો ભરોંસો કરૂંછું તમારો
મને માટ તું લાજથી લે બચાવી.
૨૧ સિદ્ધાઈ ને ન્યાય રાખે મને તો,
તમારી સદા મેં સુઆશા ધરી રે.
૨૨ હે દેવ, ઈસ્રાયલાને તમે લો
બધા દુઃખથી મુક્તિ પૂરી કરી રે. ૮

दाउदनु गीत.

गीत २६. छंद वीमावती. मात्रा ३२. ताळ ८ (४४, ४४,, ४४, ४--)

૧ હે પ્રભુ મારા સ્વામી, આપે કરજો અદલી ન્યાયજ મારો;
કાંકે મેં મજ સિદ્ધપણાથી ચાલીને પાલ્યો છે ધારો.
હે પ્રભુ. ૧

ને મજ ઈશ્વર કેરો પણ મેં ભાવજ ધરિયો છે મન માંહી,
માટે હું તો કોઈ કાળે છેકજ લપસી જાઉં નાહીં.
હે પ્રભુ. ૨

૨ હે પ્રભુ, પરખ મને તું પૂરો તથા તપાસી જો તુજ રીતે;
મારા અંતર ને મનડાની કરો પરીક્ષા પ્રભુજી પ્રીતે.
હે પ્રભુ. ૩

૩ કાંકે મજ નેત્રોની સામા રેછે તારી રરૂણા સારી,
ને હું તારા સતની માંહી ચાલિશ ભાવે વારંવારી.
હે પ્રભુ. ૪

૪ હું બેઠો નહિ હલકા સાથે, ને ચાલ્યો નહિ કપટી સંગે;
૫ મેં કંટાળી ભુંડી ટોળી, દુષ્ટો સાથ ન બેસું રંગે.
હે પ્રભુ. ૫

૬ હે પ્રભુ, હું નિર્દોષપણામાં ધોઈશ મારી હાથલીને;
ત્યારે તારી વેદીની હું કરૂં પ્રદક્ષણા, ફેર ફરીને.
હે પ્રભુ. ૬

૭ કે સ્તોત્રોના રાગોથી હું સુણાવું તુજ વાતો સારી,
ને સહુ તારાં અચરત કામો હું પ્રગટાવું પ્રેમ વધારી.
હે પ્રભુ. ૭

૮ હે પ્રભુ, તુજ મંદિરના ઠામો, ને તુજ ગૌરવ કેરા વાસા,
જેમાં તુજ મહિમા પ્રગટે છે, તે તો મંજને ભાવ્યા ખાસા.
હે પ્રભુ. ૮

૯ મજ આત્માને પાપી સંગે મેલાવો નહિ, મારા પ્રભુજી,
મજ આત્માને ખુની સંગે મેલાવો નહિ, મોટા પ્રભુજી.
હે પ્રભુ. ૯

૧૦ તેને હાથે છે દુર્બુધ્ધિત, ને જમણો કર લાંચ ભરેલા;
૧૧ પણ હું મારા સિદ્ધપણામાં ચાલિશ ભાવે વેલાં વેલાં.
હે પ્રભુ. ૧૦

હે પ્રભુ, મારા સ્વામી, તું તો મજને પૂરો ખંડી લેજે;
ને મજ ઉપર તારી કરૂણા સહુ કાળે તું રાખતો રેજે.
હે પ્રભુ. ૧૧

૧૨ યથાર્થપણામાં મારો પગ તો ઊભો રેછે સ્થિરતા પામી;
માટે પ્રભુને મંડળીઓમાં સ્તોત્રો ગાઉં, હે મજ સ્વામી.
હે પ્રભુ. ૧૨

---

दाउदनुं गीत:

गीत २७. छंद सवैयाएकत्रीसा. ताल ८. (४४, ४४,, ४४, ४-८)

૧ પ્રભુ મજ તેજ અને તારણ છે, કોથી બીહું હું મન માંય?
પ્રભુ મજ આત્મા કેરૂં બળ છે, કોથી ત્રાસ મને તો થાય?
પ્રભુ. ૧

૨ જ્યારે ભુંડા પાસે આવ્યા મારી દેહને ખાવા કાજ,
ત્યારે શત્રુ અને સહુ વેરી પડિયા, ઠોકર ખાઈ ત્યાંજ.
પ્રભુ. ૨

૩ જો મજ સામા સૈન્યો ચડશે, તો મનમાં નહિ ભય વિકરાળ;
યુદ્ધ ચડે જો મારી સામું, તો વિશ્વાસ કરૂં તે કાળ.
પ્રભુ. ૩

૪ મેં તો મારા પ્રભુની પાસે માગી એવી એકજ વાત;
મારા મનથી હું તો નિત્યે તેને શોધુંછું સક્ષાત;
પ્રભુ. ૪

કે મજ જીવનના સહુ દિન તો, વસ્તિ કરૂં પ્રભુ મંદિરમાંય,
કે હું પ્રભુની શોભા જોઉં, ને હું પ્રાર્થ કરૂં નિત ત્યાંય.
પ્રભુ. ૫

૫ કાંકે સંકટ કાળે તે તો દે નિજ મંડપમાં આધાર,
ને મંડપને છુપે ઠામે મજને સંતાડે નિરધાર.
પ્રભુ. ૬

કિલ્લા ઉપર મજને રાખી ઉંચો કરશે પોતે તેહ.
૬ હમણાં જે મજ શત્રુઓ તો ઘેર કરેછે મારી જેહ,
પ્રભુ. ૭

તેઓ ઊપર મારૂં માથું રાખ્યું છે ઉંચું નિરધાર.
એ માટે તો હર્ષતણા, હું યગ્ન કરૂં મંડપ મોઝાર;
પ્રભુ. ૮

હું મજ ઈશ્વર નામે નિત્યે કરૂં ગીતોના ઉચ્ચાર.
હા, હું કેવળ ઈશ્વર કેરાં કીર્તન ગાઉં વારંવાર.
પ્રભુ. ૯

૭ હે પ્રભુ, સાંભળ મારી વાણી, જે વિનવું હું તારી પાસ;
મારા ઉપર દયા કરીને, આપ મને તો ઉત્તર ખાસ.
પ્રભુ. ૧૦

જ્યારે તું તો મજને બોલ્યો, કે 'મજ મુખનો શોધ પ્રકાશ;'
ત્યારે મજ મન એવું બોલ્યું, 'તુજ મુખ શોધીશ રાખી આશ'.
પ્રભુ. ૧૧

૯ મારાથી તુજ મુખડાને તો કો કાળે તું મા સંતાડ;
કોપ કરી તજ સેવકને તું દૂર કરીને નાહીં કાડ.
પ્રભુ. ૧૨

હે પ્રભુ, મારા તારણ દાતા, મારૂં સાહ્ય હતો તું આપ;
માટ મને તો નાહીં મૂકો, ને ના તજજો તમે કદાપ.
પ્રભુ. ૧૩

૧૦ જોમજમાતપિતાતોમજને કદા તજીને આધાં રેજ,
તોપણ, મારાપ્રભુજી, તું તો નિત નિત રેશે મજ પાસેજ.
પ્રભુ. ૧૪

૧૧ હે પ્રભુ, મારા માર્ગો સર્વે તું તો પોતે મને શિખાવ;
ને મજ શત્રુ કારણ તું તો સીધી વાટે મને ચલાવ.
પ્રભુ. ૧૫

૧૨ તેને હાથ મને ના સોંપો જે મજ વૈરી છે નિરધાર;
કાંકે જૂઠા સાક્ષી ચઢિયા- ક્રૂરપણાના સ્વાસ અપાર.
પ્રભુ. ૧૬

૧૩ નિશ્ચે જીવંતાની ભૂમાં, પ્રભુનું ભલપણ જોવા માટ,
ઈશ્વર માંહી મેં રાખ્યો છે પૂર્ણ ભરોંસો નિત સાક્ષાત.
પ્રભુ. ૧૭

૧૪ કેવળ ઈશ્વર આશા કરજે ને મનમાં તું ધરજે ધીર,
તે કરશે મન દૃઢ તમારાં માટે આશા ધરજો સ્થિર.
પ્રભુ. ૧૮

---

दाउदनुं गीत.

गीत २८. छंद दव. अक्षर २४. मात्रा ४०. ताळ ८.

(⏑– – ⏑– – ⏑– – ⏑– –, ⏑– – ⏑– – ⏑– – ⏑– –)

૧ તમે દેવ છો આસરો આપ મારો,
કરૂં અર્જ હું તો તમારી સદાઈ.
કદી હું વિષે આપ છાના ન રેજો,
રખે જો કદા આપ રેશો છુપાઈ,

પડે જેમ કો ખાડમાં, નીચ ઠામે,
થઉં તેમ હું તો પડ્યો દુઃખ માંઇ.
૨ કરૂં અર્જ હું તો, તને હાંક મારી,
સુણો શબ્દ તેના તમે તો સદાઈ.

વળી હું કરૂં હાથ ઉંચા ઉઠાવી
તમારાં સુવાક્યો તણા શુદ્ધ વાસે.
૩ મને તો અધર્મી તથા દુષ્ટ સાથે
તણાવા ન'દેશો, (રહી દાસ પાસે).
ધાણો દ્રોહ તેઓ ધરી મન માંહે,
કહેછે પડોસી વિષે વાત સારી;
૪ બધાં તેમનાં દુષ્ટ કૃત્યો પ્રમાણે
સદા દેવ દેજો ખરો ન્યાય વાળી.

અને તેમનાં ક્રૂર યત્નો પ્રમાણે,
ખરો ન્યાય વાળી ફળો નિત્ય દેજો;
વળી તેમનાં હસ્ત કામો પ્રમાણે,
ઘટે તેમ આપી સદાકાળ રેજો.
૫ વિચારે નહીં દેવનાં કૃત્ય તેઓ,
અને દેવના હસ્ત કામો ન ધારે;
કરે નાશ તે કારણે તેમનો તે;
રચીને ન બાંધે ફરી કોઈ વારે.

૬ સદા દેવને પાડના સ્તોત્ર હોજો,
સુણી કેમકે અર્જ કેરીજ વાણી.
૭ યહોવા ખરી શક્તિ ને ઢાલ મારી,
ધર્યો આસરો મેં હૃદે ભાવ આણી.

સદા એજ માટે વળી હુંજ પોતે
ઘણું દેવથી સાધ્ય પામ્યોજ સારૂં.
અને એજ માટે ઘણો હર્ષ વાધ્યો,
સદા એજ માટે કરૂં સ્તોત્ર તારૂં.

૮ યહોવા ખરી શક્તિ તેઓ તણી છે,
અને આપના રાયને શક્તિ આપો.
૯ તમો તારજો સર્વ લોકો તમારા,
અને આપનો વારસો ધન્ય થાપો.
વળી ભક્ષ આપી, કરો તૃપ્ત પૂરા,
અને તેમને તો સદા ઉંચ રાખો.
(સદા એમ દેજો ઘણાં દાન સારાં,
અને આપના ભક્તને પ્રેમ દાખો).

गीत २९. छंद रुचिरा. मात्रा ३०. ताल ७. (४४,४४,, ४४– –)

૧ હે બલધારી કેરા પુત્રો, જીહોવાને દેજો, જી,
જીહોવાને બળ ને મહિમા સદાય દેતા રેજો, જી. ૧

૨ જીહોવાના નામતણો તો ઘટતો ગૌરવ દેજો, જી;
જીહોવાને શુદ્ધપણાના તેજે ભજતા રેજો, જી. ૨

૩ જીહોવાનો શબ્દજ પોતે જલપર સૂણાએ છે, જી;
ગૌરવનો પ્રભુ બહુ ગર્જે છે, અથાગ જલપર તે છે, જી. ૩

૪ જીહોવાનો શબ્દજ પોતે તે બલિયો છે ભારે, જી;
જીહોવાનો શબ્દજ પોતે ગૌરવમાંજ વધારે, જી. ૪

૫ જીહોવાનો શબ્દજ પોતે એરજને ભાંગે છે, જી;
જીહોવા સહુ લિબિનન કેરાં એરજને મોડે છે, જી. ૫

૬ તેઓને વાછુરડા જેવાં ને તો બહુ કુદાવે, જી;
સિરિયન લિબિનન રેમનાં બચ્ચાં જેવાં કરી નચાવે જી, ૬

૭ જીહોવાનો શબ્દજ અગ્નિ-- જવાલા ભિન્ન કરાવે, જી.
વિજળીની તે ફાટ કરીને ગગને આગ ચલાવે, જી. ૭

૮ જીહોવાનો શબ્દજ પોતે રાનોને ધ્રૂજાવે, જી.
જીહોવા તો કાદેશ કેરાં મોટાં વન કંપાવે, જી; ૮

૯ જીહોવાનો શબ્દજ પોતે હરણોને ધ્રૂજાવે, જી.
ને રાનોનાં પણ વૃક્ષોને ખુલ્લાં કરી બતાવે, જી, ૯

ને તેના સહુ ગૌરવ કેરૂં ગાશે મંદિર માંઈ, જી.
૧૦ જલપર જીહોવાં બેસે છે સદાય રાજા થાઈ, જી, ૧૦

૧૧ જીહોવા નિજ લોકોને બહુ સામર્થ આપી રેશે, જી.
ને તેઓને કુશલતાના આશીર્વાદો દેશે, જી. ૧૧

---

दाउदे पोताना घरनी प्रतिष्ठा पर जे गीत गायूं ते.

गीत ३०. छंद चंद्रक्रीडा. अक्षर १८. मात्रा ३०. ताळ ६.

(⏑-- ⏑-- ⏑-- ⏑-, -⏑-- ⏑--)

૧ અરે દેવ, હું તો તમોને ઘણો એષ્ટ માનીશ સારો;
મને કેમકે તો તમો ઉંચકી છેક કાડ્યોજ બારો
તમે દેવ, મારા બધા શત્રુને હર્ખવા નાહિ દીધા,
૨ અરે દેવ મારા, તમો પાસમેં બૂમથી સાદ કીધા, ૧

તમે તે સુણીને મને રોગથી પૂર્ણ સાજોજ કીધો.
૩ વળી જીવ મારો, યહોવા, તમે મોતમાંથીજ લીધો,
અને જીવ મારો મહા ખાડથી તેં બચાવીજ કાડ્યો.
૪ અરે દેવના સર્વ શુદ્ધો, તમો ગીતના સાદ પાડો, ૨

સ્મરી દેવની શુદ્ધતાને તમો સ્તોત્ર ગાજો બધાએ,
૫ થશે ધાબરા તેતણા કોપથી સર્વ કોઈ સદાએ.
કૃપા કેમકે તેતણી છે મહા જીવદાયક સારી.
ટકે જો ઘણાં રૂદનો રાતમાં એમને એમ જારી, ૩

સકાલે થશે તોય આનંદના પૂર્ણ ઉત્સાહ ભારે.
૬ સમાધાન વેલા વદી વાત મેં, કે ન હાલું કદા રે.
૭ અરે દેવ, તારી કૃપાએજ તેં પાડ થાપ્યોજ મારો,
તમો મુખ સંતાડતા તે સમે હું થયો બી જનારો. ૪

૮ અરે દેવ, હું તો કરૂંછું સદા અર્જ ભારે તમારી;
અને દેવની હું કરૂંછું ઘણી યાચના વારવારી.
૯ પડું ખાડમાં, તો થશે શું નફો રક્ત મારાજ માહિ?
અને શું, કરે ધૂળ તારી કદી સ્તોત્ર ગાનો સદાઈ? ૫

વળી શું તમારૂં કથે સત્યતા ઘાંટ કાડી વધારે.
૧૦ અરેદેવ, સૂણો, અને હું ભણી તું દયા રાખ ભારે,
અરે દેવ, મારો ખરો તું થજે સાહ્ય દેનાર સારો;
૧૧ તમે હું તણાં રૂદનો ફેરવી, હર્ખ થાપ્યોજ મારો. ૬

તમે તાટ મારાં ઉતારી, અને પેરવા હર્ખ દીધા;
વિના ચૂપ રેવ, ઘણા માનથી ગીતના સાદ કીધા.
૧૨ યહેવા તમો દેવ મારા ખરા સર્વદા છોજ સારા,
કરૂં સ્તોત્ર હું તો ઘણા ભાવથી સર્વકાલે તમારાં. ૭

मुख्य बगाडनारने सारु दाउदनुं गीत.

गीत ३१. छंद चोपाया. मात्रा २८. ताळ ७. (४४, ४४,, ४४,- -)

૧ હે પ્રભુ, તારા પર મેં રાખ્યો, પૂર્ણ ભરોસો મારો;
હું કો કાળે લાજું નાહિ; મજને ન્યાયે તારો.
હે પ્રભુ. ૧

૨ કાન ધરીને જલદી છોડો, મજબલિયોગઢથાજે,
શરણતણું ઘર થા તું પોતે મારા તારણ કાજે.
હે પ્રભુ. ૨

૩ કાંકે તું છે મારો આશ્રો, ને મજ ઓથો સારો;
તારે નામે દોર મને તું ને થા નાયક મારો.
હે પ્રભુ. ૩

૪ છાની જાળો તેણે માડી મારા જીવને સારૂ,
તેમાંથી પ્રભુ કાઢ મને તું કાંકે તું બળ મારૂં.
હે પ્રભુ. ૪

હે પ્રભુ, સાચા દેવજ, તેં તો મજને ખંડી લીધો,
૫ માટે મેં તુજ કરમાં સોંપી મારો આત્મા દીધો.
હે પ્રભુ. ૫

૬ મિથ્યા વાતો જે પાળે છે, તેને મેં કંટાળ્યો;
પણ તારામાં, હે પ્રભુ, મેં તો, પૂર્ણ ભરોસો ધાર્યો.
હે પ્રભુ. ૬

૭ મગન થઈને હું તો હરખું, તુજ મોટી કરૂણામાં;
મારાં દુઃખો તેં દીઠાં છે, મન જાણ્યું પીડામાં.
હે પ્રભુ. ૭

૮ (તેં મજ આત્મા અંગીકાર્યો, દુખમાં આશ્રો દેતાં),
વૈરીઓથી બંધ ન કીધો, ખૂલ ઠામે લેતા.
હે પ્રભુ. ૮

૯ મજ પર કરૂણા કરજો દેવા, હું છું સંકટ માંહિ.
આંખો, પ્રાણ ને પેટ ખવાયાં, દુખનો પારજ નાહિ,
હે પ્રભુ. ૯

૧૦ મારી ઉંમર થઈછે ઓછી નીશાસા મૂકયાથી.
ખૂટયું બળ, ને હાડ ખવાયાં, મારા બહુ અન્યાથી,
હે પ્રભુ. ૧૦

૧૧ વૈરીઓથી નિંદિત હું છું, મુખ્યે પાડોશીથી.
ઓળખિતા તો મજથી બીતા, (ભૂલીને મજ પ્રીતિ.)
હે પ્રભુ. ૧૧

બાર મને જેઓએ દીઠો, હઠતાં નાઠા તેઓ.
૧૨ મુરદાં જેવો હું વીસરાયો,— ફુટયા મટકા જેવો.
હે પ્રભુ. ૧૨

૧૩ મેં બહુ જણની ચાડી સૂણી; ધાસ્તી થઈ ચોપાસે;
મારો જીવજ લેવા કાજે, ધારે મન ઉલ્લાસે.
હે પ્રભુ. ૧૩

૧૪ પણ વિશ્વાસ કરી હું બોલ્યો, તું છે પ્રભુજી મારો,
૧૫ મારા દાડા છે તુજ કરમાં; વૈરી ભુજથી તારો.
હે પ્રભુ. ૧૪

૧૬ તારા સેવક પર તો હવડાં તુજ મુખતેજ પ્રકાશો,
તારી મોટી કરૂણા માટે છોડી, દે ખુલાસો.
હે પ્રભુ. ૧૫

૧૭ હે પ્રભુ, મેં તુજ વિનંતિ કીધી, માટે લાજું નાહિ
લાજો, પાપી, ને રો છાના મૃત્યુ લોકો માંહિ.
હે પ્રભુ. ૧૬

૧૮ જૂઠા હોઠો બંધ કરાશે, થાશે મુંગા તેઓ,
ન્યાયી પર તે ગર્વે બોલે ધિક્ક કરીને જેઓ.
હે પ્રભુ. ૧૭

૧૯ કેવું તુજ ડરતા જન માટે તેં તુજ સત્યજ રાખ્યું ?
તારી આશા ધરંતા માટે સહુ માનવમાં દાખ્યું
હે પ્રભુ. ૧૮

૨૦ તારાં મુખનાં આચ્છાદન તો ગર્વો જનથી ઢાંકે,
સહુ જીભોના વાદોથી તું ગુપ્ત મંડપમાં રાખે.
હે પ્રભુ. ૧૯

૨૧ વંદિત વંદિત હોજો, પ્રભુજી, કિલ્લા નગરો માંહિ,
અચરત કરૂણા તેણે મજને દેખાડી અધિકાઈ.
હે પ્રભુ. ૨૦

૨૨ હું ગભરાતાં એવું બોલ્યો પ્રભુચક્ષથી છું આઘો,
હે પ્રભુ, તોપણ તેં સૂણી છે મજ અર્જીની હાંકો.
હે પ્રભુ. ૨૧

૨૩ એ પ્રભુ કેરા સર્વ પવિત્રો, કરજો પ્રીતિ સારી;
વિશ્વાસી પર પ્રભુની રક્ષા રોજ રહે છે જારી.
હે પ્રભુ. ૨૨

જે હંકારી માનવ સર્વે ગર્વ કરંતા રેશે,
જીહોવા તે સર્વે જનનો પોતે બદલો લેશે.
હે પ્રભુ. ૨૩

૨૪ સર્વે પ્રભુના આશા ધારી, મનને ધીરજ દેજો;
ઈશ્વર મનને દૃઢતા દેશે, માટે દૃઢ થઈ રેજો.

---

गीत ३२. छंद चामर. अक्षर १६. मात्रा २३. ताल ८.

(–⏑–⏑–⏑–⏑, –⏑–⏑–⏑–)

૧ જે મનુષ્યનો બધોય દોષ માફ થાય છે,
ને વળી બધાંય પાપ સર્વદા છુપાય છે,
તે મનુષ્ય પૂર્ણ ધન્ય નિત્ય તો મનાય છે.

૨ ને સદાય દોષહીન જે ધણી ગણાય છે, ૧

જે વળી કદીજ કૂડ અંતરે ન રાખશે,
તે મનુષ્ય દેવથીજ પૂર્ણ સૌખ્ય ચાખશે.
૩ જે ઘડી, થઈ અવાચ્ય, ચૂપ હું રહી ગયો,
તે ઘડી વિલાપકાર પૂર્ણ તો મને થયો; ૨
મેં ઘણા કર્યા વિલાપ રોઈ રોઈ જોરથી,
માહરા થયાં બધાંય હાડ જીર્ણ ત્યારથી.
૪ કેમકે તમોતણોજ હસ્ત જે ખરે ખરો,
તે મનેજ રાતદિન દાબતો હતો નરો. ૩
જેમ ઉષ્ણ કાલ માંય નીર તો સુકાય છે,
તેમ માહરો બધોય રસ ફેરવાય છે. સિલ્લા.
૫ મેં વળી બધાંય પાપ તું કણેજ માનિયાં;
માહરાં અસત્ય સર્વ તું થકી ન ઢાંકિયાં. ૪
મેં કર્યા વિચાર એમ દીલ માંય ભાખતાં,
કે કરૂં કબુલ દોષ દેવનેજ દાખતાં.
દેવને વિરૂદ્ધ જેહ પાપ મેં કર્યાં નરાં,
તે બધાંય માનતાંજ માફ તેં કર્યાં ખરાં. ૫ સિલ્લા
૬ માટ જે સમે તમોજ ભક્તને મળો ખરા,
તે સમે પવિત્ર સર્વ અર્જ લાવશે નરા.
ને અચીત રેલ પૂર જો કદાય આવશે,
તોય તેહને કદીજ તેહ નાહિ લાગશે. ૬
૭ તું છુપી જવાવણોજ માહરો સુઠામ છે,
ને મને ઉગારનાર દુઃખથીજ આપ છે,
પૂર્ણ મુક્તિનોજ જેહ હર્ષનાદ છે ખરો,
તે થકી મને તમેજ ઘેરશો નરેનરો. ૭
૮ નિત્ય બોધતો જઈશ હું તને સુજ્ઞાનથી,
ને બતાવતો રહીશ સત્યના પ્રમાણથી.

જે પથે તને સદાય ચાલવું હશે ખરૂં,
તે પથે સૂચાવતાંજ બોધ નેત્રથી કરૂં. ૮
૯ જેમ છે અબુદ્ધ મૂર્ખ અશ્વ, ખચ્ચરો બધા,
તે રખે ને દોડતાજ ધાય તું ભણી કદા,
માટ તેમને લગામ ઘાલવી પડે ખરી,
તેમ તું થજે ન મૂર્ખ, તેમની બરોબરી. ૯
૧૦ દુષ્ટને ઘણાય દુઃખ લાગશે ખરેખરાં,
જે કરે સદાય ભાવ, દેવ માનતાં નરા,
તેમને દયાજ પૂર્ણ થાય આસપાસથી.
૧૧ સત્ય લોક દેવ માંય હર્ખજો ઉલ્લાસથી, ૧૦
ને વળી બધાય જેહ સાચ્ચ દિલના સદા
તેહ નિત્ય દેવ માંય હર્ખજો તમો બધા.

गीत ३३. छंद दालरो. अक्षर १४. ताल ५.

(— — ◡ — — ◡ — — ◡ — — ◡ — —)

૧ હે ન્યાય લોકો, તમો દેવમાં હર્ખ માનો;
શોભે યથાર્થી જનોને ખરા ગીતગાનો.
૨ નાબાલ કીનૂરથી દેવને સ્તોત્ર દેજો;
આસૂરથી દેવને ગાન ગાતાજ રેજો. ૧

૩ તેને નવું ગીત ગાતાં તમે રાગ કાડો;
ચાતુર્યથી સર્વ તેને સુવાજાં વગાડો.
૪ કાંકે યહોવા તણો શબ્દ ન્યાયી સદા છે,
ને તે તણાં હાથકૃત્યો બધાં સત્યમાં છે. ૨

૫ ચાહે યહોવા સદા ન્યાય ને સત્યતાને,
તેની કૃપાથી ધરા છે ભરેલી (બધાને).
૬ ઈશ્વરના શબ્દથી વ્યોમ સર્વ થયાં છે,
ને તે તણા સ્વાસથી સૈન્ય તેનાં રૂયાં છે. ૩

૭ શાહેર પાણી બધાં એકઠાં તે કરે છે,
ભંડારમાં તે અગાધો ભરીને ધરે છે.
૮ પૃથ્વી બધી તો યહોવાતણી બીક રાખો,
સૌ ભૂમિવાસી તમે તે તણી બીક દાખો. ૪

૯ તે જેમ બોલ્યો, બધું તો થયું તેમ તે તો,
તેનીજ આજ્ઞા પ્રમાણે થપાઈજ એ તો.
૧૦ સલ્લા વિદેશીતણી દેવ તો દૂર નાખે,
ને સર્વ લોકોતણી કલ્પના વ્યર્થ રાખે. ૫

૧૧ સંકલ્પનાઓ સદા દેવની સ્થિર થાશે,
તેના હૃદેના મનો પેડ પેડી થપાશે.
૧૨ જે લોકનો દેવ પોતે યહોવા જણાશે,
તે લોકની ધન્યતા નિત્ય મોટી મનાશે. ૬

જે લોકને તો યહોવા નિવેડી થપાવે,
ને વારશે લે, સદા તે સુખે લોક આવે.
૧૩ આકાશથી દેવ ધારી નિહાળે બધાને,
તે તો જુએ માનવી પુત્રને એક ધ્યાને. ૭

૧૪ તે આપના વાસથી દૃષ્ટિ ધારી તપાસે,
ને તે જુએ છે બધા જે રહે ભૂમિવાસે.
૧૫ તેઓ તણાં તે હૃદે એક સાર્પાં રચે છે,
તેઓ તણાં કૃત્ય સર્વે સદા પારખે છે. ૮

૧૬ સૈન્યો ઘણાંથી કદી કો બચે ભૂપ નાહી,
જોરાવરો આપ જોરે ન છૂટે કદાઈ.
૧૭ નિર્ભંપણા કાજ ઘોડો નકામો જણાશે,
તેના મહા જોરથી તો બચી કો ન જાશે. ૯

૧૮ જુઓ બધા દેવથી જે ડરંતાજ રે છે,
જે દેવની તો કૃપા માંય આશા કરે છે,
૧૯ તેઓતણા જીવને તારવા દૃષ્ટિ દેછે,
ને કાળથી જીવ તેના બચાવીજ લેછે. ૧૦

૨૦ જુએ યહોવાતણી વાટ આત્મા અમારો,
તે છે અમારી ખરી ઢાલ ને સાહ્યકારો.
૨૧ એ માટ તેમાં હમોને ઘણો હર્ષ થાશે,
કાંકે હમે શુદ્ધ નામે રયા પૂર્ણ આશે. ૧૧

૨૨ હે દેવ, તારી કૃપા થાય માથે અમારે,
જેવી અમે આશા રાખી તમારી સદા, રે.

---

ज्यारे दाउदे आबीमेलेखनी सामा पोतानी वृत्ति विपरित कीधी; ने तेणे तेने काढी मूक्यो ने ते चाल्यो गयो ते वारनुं दाउदनुं गीत.

गीत ३४. छंद सवैयाबत्रीसी. ताल ८. (४४, ४४,, ४४, ४--).

૧ જીહોવાને વંદિત હું તો સર્વ સમેમાં માનનહારો,
તેનાં સ્તોત્રો મારા મુખમાં નિત નિત પોતે હું કરનારો.
સર્વ. ૧

૨ મારો આત્મા ઈશ્વરમાં તો કરે વડાઈ સ્તવનો ગાતાં,
લીન જાણો તે સૂણી લેશે બહુ બહુ અંતરમાં હરખાતાં.
સર્વ. ૨

૩ પ્રભુને સહુથી મોટો માનો, રેતા રેતા મારી સંગે;
આપણ સર્વે ભેગા થઇને, ઉંચું કરિયે નામ ઉમંગે.
સર્વ. ૩

૪ પ્રભુનો મેં તો શોધજ કીધો; દીધો તેણે ઉત્તર આપી;
મારા સર્વે ભયથી તેણે છોડી દીધો, (બંધન કાપી.)
સર્વ. ૪

૫ તેની ગમ તેઓએ ધાયું, ત્યારે તેઓ થયા પ્રકાશી.
તેથી તેનાં મુખ થયાં છે લાજ વિનાનાં સર્વ ઉજાસી.
સર્વ. ૫

૬ આ લીને તો વિનંતિ કીધી, પ્રભુએ સુણી લીધી તેને,
તેનાં સર્વે સંકટમાંથી પ્રભુએ તારી લીધો એને.
સર્વ. ૬

૭ પ્રભુનો દૂત કરેછે ઘેરો તેના ડરતા જન ચોપાસે,
તે તેઓને છોડાવીને તેઓનો શુભતારક થાશે.
સર્વ. ૭

૮ અંતરમાં ચાખીને જો જો, કે પ્રભુ કેવો ઉત્તમ સારો;
ધન્ય ખરો છે તે તો જાણો, જે તેની આશા કરનારો.
સર્વ. ૮

૯ ઇશ્વરના સહુ પાવન લોકો, ડરજો તેથી મનની માંહિ;
જેઓ પ્રભુથી ડરતા રેછે ન્યૂન થશે નહિ તેને કાંઇ.
સર્વ. ૯

૧૦ જો પણ સિંહતણાં બચ્ચાંઓ લાચારે ભૂખ્યાં દેખાશે,
તો પણ પ્રભુના શોધકને કો ઉત્તમતાની અછત ન થાશે.
સર્વ. ૧૦

૧૧ પુત્રો, મારૂં સુણવા આવો, શિખવું પ્રભુના ભયના ધારા,
૧૨ કો એવો જે જીવન ઇચ્છે, ને દિન ઇચ્છે જોવા સારા?
સર્વ. ૧૧

૧૩ જે જુંડાથી જીભ બચાવે, હોઠ કપટથી બંધ કરે જે,
૧૪ શુદ્ધ કરે જે જુંડું મૂકી, શાંતિજ પાછળ લાગી રે જે.
સર્વ. ૧૨

૧૫ પ્રભુની આંખ્યો ન્યાયો પર છે, વાણી સુણવા કાન ધરે છે.
૧૬ જુંડું કરનારાને ઉલટું, પ્રભુ પોતાનું મુખ કરે છે;
સર્વ. ૧૩

તેઓનું સંભારણ કાડે પૃથ્વીમાંથી ઈશ્વર પોતે.
૧૭ ન્યાયી જન પોકારે જ્યારે, પ્રભુ તેઓનું સાંભળે જોતે;
સર્વ. ૧૪

તેઓના સહુ સંકટમાંથી, પ્રભુ તો પોતે છોડી દે છે.
૧૮ પ્રભુ તો રે છે નમ્રો પાસે, ભંગુર આત્માને તારે છે;
સર્વ. ૧૫

૧૯ ન્યાય જનોનાં દુઃખ ઘણાં છે, પણ તે સહુથી પ્રભુ છોડાવે.
૨૦ સંભાળે છે તેનાં હાડો, કે એકે ના ભાંગી જાવે,
સર્વ. ૧૬

૨૧ જુંડાને જુંડાઈ મારે, સતના દ્વેષી શૂના જાશે,
૨૨ પ્રભુ તારે છે સેવક આત્મા, આશાવંતો શૂન્ય ન થાશે.
સર્વ. ૧૭

---

गीत ३९. छंद अजित. मात्रा २३. ताल ६. (४४४,, ४४-७)

૧ હે પ્રભુ, મારી સાથે વાદ કરે છે જેહ,
તેની સાથે તું તો વાદ કરંતો રેહ; ૧
જે જે મારી સંગે આવે લઢવા કાજ,
તું તો તેની સંગે લઢવા કાજે બાજ, ૨

૨ ઢાલ અને બખ્તર તું લેઈ તારી સાથ
મારા તારણ માટે ઊભો થા સાક્ષાત. ૩

૩ ભાલો તું કાડીને મજ વૈરી અટકાવ;
મજ આત્માને કેજે 'છું તુજ પૂર્ણ બચાવ.' ૪

૪ જે મજ આત્મા શોધે, તે લાજી ગભરાય;
જે મજ ભુંડું કલ્પે, તે અપમાની થાય. ૫

૫ તેઓ ભૂસા જેવા, વાયમાં ઊડે પૂર,
જીહોવાનો દૂતજ તેને તગડે દૂર. ૬

૬ તેનો રસ્તો અંધક ને લીસો બહુ થાય,
જીહોવાનો દૂતજ તે પછવાડે ધાય. ૭

૭ કાં કે તો વિણ કારણ, તેઓએ ચોપાસ
મજ માટે ખાડામાં સંતાડયા બહુ ફાંસ. ૮

તેણે પણ વિણ કારણ મારા આત્મા માટ
ખાડા ખોદી રાખ્યા, ઘડવા મારો ઘાટ. ૯

૮ એકાએકી તે પર આવે મોટો નાશ,
તેના સંતાડેલા જે જે હોશે પાસ ૧૦

તેમાં તે પકડાશે, પોતે તો નિરધાર-
તે તો પડશે પોતે તેજ વિપત મોઝાર. ૧૧

૯ પણ મજ જીહોવામાં મજ આત્મા હરખાય,
ને તેના તારણમાં તે સંતુષ્ટ મનાય. ૧૨

૧૦ મારાં સર્વે હાડો કેશે એવી વાત,
હે પ્રભુ, તારા સરખો કોણજ છે સાક્ષાત. ૧૩

દુઃખિતને બળિયાથી છોડાવે નિશ દિન,
લુટારાથી તું તો છોડે લીનો, દીન. ૧૪

૧૧ મિથ્યા સાક્ષી ઊઠે મજ સામા સાક્ષાત,
જે હું જાણું નાહી, તે કેવાને માટ. ૧૫

૧૨ રૂડા બદલે ભુંડું વાલ્યું તેણે પૂર,
મજ આત્માને દુખિત કરવા ધાર્યું ઊર, ૧૬

૧૩ તેના માંદાપણામાં મેં તો પેર્યાં તાટ,
ઉપવાસે મજ આત્મા લીન કર્યો તે માટ. ૧૭

જે જે મારી વિનંતિ કીધી મેંજ જરૂર
તેઓ સર્વે પાછી આવી મારે ઊર. ૧૮

૧૪ તેને મેં તો જાણ્યો પાડોશી કે ભ્રાત;
જેમ રડે મા માટે, તેમ નમ્યો તે સાટ. ૧૯

૧૫ પણ મજ નબળી વખતે હર્ખે ભેગા થાય,
મજને મારનહારા મજ સામા તો ધાય. ૨૦

તે છુળ ભેદો મેં તો જાણ્યા નાહી પૂર,
મજને તે ફાડંતાં થંભ્યા નાહી દૂર. ૨૧

૧૬ ઢોંગી હસનારાએ કીધી હાશી વાત,
તેઓએ મજ ઉપર પીસ્યા કકડી દાંત. ૨૨

૧૭ હે મજ સ્વામી ક્યાંલગ જોશો એ નિરધાર,
તેના સંહારોથી મજ આત્માને તાર; ૨૩

મારા એકાકિતને તારી લેજો આપ,
સિંહોથી તું તેને દૂર કરીને થાપ. ૨૪

૧૮ મોટા મંડલમાં હું માનું તુજ આભાર,
ને હુ સહુ લોકોમાં તુજ સ્તોત્રો ગાનાર. ૨૫

૧૯ મારા અમથા વૈરી મજ પર ના હર્ખાય,
અમથા દ્વેષકનો નહિ આંખ મિચારો થાય. ૨૬

૨૦ કાંકે શાંત તણા તે બોલે નાહી બોલ,
સાલસજનપરતેઓ કલ્પે કપટ અતોલ. ૨૭

૨૧ તેઓ મુખ ઉઘાડી ભાખે એવી વાત,
'ઓહો, અમે નિજ આંખે દીઠું છે સાક્ષાત.' ૨૮

૨૨ હે પ્રભુ, તેં જોયું છે, માટે ના થા ચૂપ;
હે સ્વામી, મારાથી તું ના થાજે ગૂપ. ૨૯

૨૩ મારો ન્યાયજ કરવા ચેત થઈને જાગ,
હે પ્રભુ સ્વામી મારા, ન્યાયો કરવા લાગ; ૩૦

૨૪ હે પ્રભુ મારા દેવા, કર તું મારો ન્યાય,
કે તેઓ મજ ઉપર, હરખાતા ના જાય. ૩૧

૨૫ તેઓ બોલે નાહી, ધારી મનની માંય,
સર્વ અમારી ઇચ્છા પૂરી થઈ સદાય. ૩૨

તેઓ બોલે નાહી પોતાના મન સાથ,
અમેંજ તેને પૂરો ગળિયો છે સાક્ષાત. ૩૩

૨૬ મારા દુઃખોમાં જે હરખે છે નિરધાર,
પૂરા તે લજવાશે; ભોગવશે ધિક્કાર. ૩૪

જે જે મારા પર તો કરશે બહુ અભિમાન,
તેઓ અંગે પેરે લાજ અને અપમાન. ૩૫

૨૭ પણ મજ ન્યાયી વાતે જેઓ છે અનુકૂલ,
તેઓ તો આનંદો, કરજો હર્ખ અતૂલ. ૩૬

પ્રભુના સેવક કેરી કુશળતા ચાહનાર,
તેઓ કેજો, 'પ્રભુનો મહિમા થા નિરધાર.' ૩૭

૨૮ ને મજ જીભા તે પણ વરણે તારા ન્યાય,
આખો દહાડો મજથી તારાં સ્તોત્રો થાય. ૩૮

मुख्य वगाडनारने सारु प्रभुना सेवक दाउदनुं गीत.

गीत ३६. छंद शरणागत. मात्रा २७. ताल ७. (४४,४४,,४४-०)

૧ ભુંડાનું ઉલ્લંઘન જોઈ હું બોલ્યો મન માંય,
કે તેઓ પ્રભુ બીક ન રાખે નિજ નેત્રજ કદાય. ભુંડાનું ૧

૨ કાંકે જ્યાંલગ તેનાં પાપો દૂષણ યોગ્ય જણાય,
ત્યાંલગ તો ખૂસામત કરતો નિજ નેત્ર દેખાય. ભુંડાનું. ૨

૩ તેના મુખના શબ્દો તો છે કપટ તથા અન્યાય;
તેણે ડાપણ ને શુભ કરવું છોડ્યું છે જ સદાય. ભુંડાનું. ૩

૪ વ્યર્થપણું તે રાતે યોજે નિજ બીછાના માંય,
દુષ્ટ પથે તે ઠરતો રે છે, ભુંડે રાજી થાય. ભુંડાનું. ૪

૫ હે પ્રભુ તારી કરૂણા તો છે આકાશોને પાર,
તારૂં સાચપણું તો રે છે ગગન સુધી નિરધાર. ભુંડાનું. ૫

૬ પ્રભુના પર્વત સર્ખું તારૂં ન્યાયપણું છે થીર,
તારૂં ન્યાયકરણ છે સાગર, ઉંડો ને ગંભીર. ભુંડાનું. ૬

હે જીહોવા, તુંજ કરે છે માનવની પ્રતિપાલ,
ને સર્વ પશુજાત તણું તું પોષ કરે સહુ કાલ; ભુંડાનું. ૭

૭ હે પ્રભુ, કેવી ઉત્તમ કરૂણા તે છે જે તુજ પાસ.
માટે તુજ પાંખોની છાયે માનવ રાખે આશ. ભુંડાનું. ૮

૮ તારા ઘરના મેદ થકી તે થાશે તૃપ્ત હમેશ,
તુજ આનંદ તણી નદિઓથી, તું પાસે શુભ વેશ. ભુંડાનું. ૯

૯ કાંકે જીવન કેરાં ઝરણો રે છે તારી પાસ,
તારા અજવાળાની માંહે, પામીશું જ પ્રકાશ. ભુંડા. ૧૦

૧૦ જેઓ તજને જાણે તે પર તારી કરૂણા રાખ,
ને મનના સહુ સાચા જનને તારો ન્યાયજ દાખ. ભુંડા. ૧૧

૧૧ અર્વી ચરણો મારી સામા આવે નહિ કોવાર,
દુષ્ટો કેરા હાથો મજને હઠવે ના નિરધાર. ઝુંડા. ૧૨

૧૨ ત્યાં તો સર્વ, દુરાચારી પડિયા છે સહુ કોય
તેઓ પાડેલા છે ત્યાંથી, કદી ન ઊઠે સોય. ઝુંડા. ૧૩

दाउदनुं

गीत ३७. छंद दोहा. मात्रा २४. ताल ६. (४४, -∪-,, ४८ -∪).

૧ દુષ્કર્મી લોકોથકી મનને ના ખીજાવ;
અસત્ય કર્તા લોકની ઈર્ષા તું ના લાવ. ૧

૨ કાંકે ઘાસ કપાય ત્યમ, ત્યમ ઝટ તેહ કપાય;
લીલા શાકોની પેઠે, તેઓ તો સૂકાય. ૨

૩ પ્રભુનો ધર વિશ્વાસ તું, કર શુભ કામ હમેશ;
નિશ્ચે પાલન પામશે, રે'જે રૂડે દેશ. ૩

૪ પ્રભુમાં થા સંતુષ્ટ તું, હર્ષી મન મોઝાર;
તો તુજ મનની ભાવના પૂરી તે દેનાર, ૪

૫ સહુ તુજ પંથો સોંપજે ઈશ્વરને શુભ હાથ,
રાખ ભરોસો દેવનો, તે સાધે તુજ વાત. ૫

૬ તે કરશે તુજ ન્યાયને જેવો પરમ પ્રકાશ;
તે કરશે તુજ સાચને, જેમ મધ્યાન ઉજાસ. ૬

૭ શાંત રહો પ્રભુ દેવમાં, ધીરે જોતાં વાટ;
(તે પર આશા રાખતાં ત્યાગો સર્વ ઉચાટ.) ૭

પોતાના તો માર્ગમાં ફલિત હશે જે આજ,
જે સાધે કુકલ્પના, તે પર તું ના દાઝ. ૮

૮ રોષ બધો તું છોડજે, કોપજ કર તું દૂર.
ભુંડાં કર્મો કાજ તું, ના ખીજા તુજ ઊર. ૯

૯ કાંકે જે ખોટાં કરે તેઓ સર્વ કપાય;
પ્રભુના આશાવંત તો, જગના વતની થાય. ૧૦

૧૦ થોડી વાર પછી જુજે, દુષ્ટો નહિ દેખાય
તેનો શોધે વાસ તું, તો પણ મળશે નાય. ૧૧

૧૧ પણ લીનો તો પામશે, પૃથ્વીનો અધિકાર
શાંતિ ઘણી થયા થકી, હર્ષ ઘણો કરનાર. ૧૨

૧૨ દુર્જન યોજે કલ્પતાં ન્યાયી જનનો ઘાત,
ને તેને વિરૂદ્ધ થૈ, પીસે કકડી દાંત. ૧૩

૧૩ જીહોવા જોઈ ખરો તેના પર હસનાર,
જાણે છે કે તે તણો દિન આવે નિરધાર. ૧૪

૧૪ દુષ્ટોએ સામા થઈ કાઢી છે તરવાર,
આપચડાવી ધનુખની રાખી છે તૈયાર, ૧૫

કે જે લીન અનાથ છે તેને પાડે ઠાર,
ને જેના મન શુદ્ધ છે તેનો કરે પ્રહાર. ૧૬

૧૫ તેઓની તરવાર તો, પેસે તેને ઊર;
તેઓનાં બાણો બધાં, ભાંગી થાશે ચૂર. ૧૭

૧૬ બહુ બહુ તો દુષ્ટો કને જે મોટું ધન હોય,
તે કરતાં સાચા તણું થોડું ઉત્તમ સોય. ૧૮

૧૭ કાંકે સહુ ભુજ દુષ્ટના ભાંગી થાશે ચૂર,
પણ પ્રભુ દેશે આસરો ન્યાયીને ભરપૂર. ૧૯

૧૮ સાધુશીલના દિવસ તો, પ્રભુ જાણે નિરધાર,
ને તેઓના વારસા સદા સદા રેનાર. ૨૦

૧૯ તેઓ ભુંડા કાળમાં, પામે નાહી લાજ,
દુષ્કાલે પણ પામશે, પુષ્કળતાથી આજ. ૨૧

૨૦ કાંકે સર્વે દુષ્ટનો થાશે પૂરો નાશ,
પ્રભુ કેરા જે દુશ્મનો, (ભોગવતાં નિરાશ) ૨૨

ગેટાંની ચરબી પેઠે ભસ્મ થઈને જાય,
આગે બળતાની પેઠે તેઓ ધૂમજ થાય. ૨૩

૨૧ ઉછીનું લે દુષ્ટ તો, પાછું નહિ દેનાર;
પણ ન્યાયી કરૂણા કરી, આપે દાન ઉદાર. ૨૪

૨૨ તેના આશિર્વાદિતો જગનાવતની થાય,
પણ તેના તો શ્રાપિતો સર્વે છેક કપાય. ૨૫

૨૩ સાચા જનના પાય તો પ્રભુથી સહુ મંડાય
ને તેના સહુ માર્ગમાં પૂરો તે હર્ખાય. ૨૬

૨૪ જો પણ તે પડશે કદિ, છેક પડી નહિ જાય,
પ્રભુ પોતાના હાથથી, તેનો ટેકો થાય. ૨૭

૨૫ હું જુવાન હતો અરે, ને હું વૃદ્ધ થએલ,
પણ મેં નહિ દીઠા કદી, સાચા લોક તજેલ; ૨૮

માગી ખાતાં રોટલી, તેના પુત્રો કોય,
મેં તો નહિ દીઠા કદી, એવા જન જે હોય. ૨૯

૨૬ તે તો પૂર્ણ દયાલ છે, ઉછીનું દેનાર,
આશિર્વાદિત છે બધો, તેનો તો પરિવાર. ૩૦

૨૭ ભુંડાથી હઠજે સદા ને કર ભલું હમેશ,
જીવીને સહુકાલ તો વસજે તું શુભ દેશ. ૩૧

૨૮ કાંકે પ્રભુ સંતુષ્ટ છે, ન્યાયપણાની માંય,
તે પોતાના શુદ્ધને તજશે નાજ સદાય. ૩૨

તેનું સર્વ કાળમાં, તારણ થાશે પૂર;
પણ દુષ્ટોનું બીજ તો છેદાશેજ જરૂર. ૩૩

૨૯ જેઓ ન્યાયી લોક તો જગના વતની થાય,
તે તેમાં સહુ કાળ તો વસતા જન દેખાય. ૩૪

૩૦ ન્યાયીનું મુખ બોલશે જ્ઞાન તણી જે વાત,
ને તેઓની જીભ તો ન્યાય વદે સાક્ષાત. ૩૫

૩૧ તેના પ્રભુના નેમ સૌ છે નિજ મનની માંય,
માટે તેના પાય તો કદી ન લપસી જાય. ૩૬

૩૨ દુષ્ટો ન્યાયી લોકોને ન્યાળે છે દરરોજ;
ને તેને તો મારવા પૂર્ણ કરે છે ખોજ. ૩૭

૩૩ પણ પ્રભુ તેના હાથમાં સોંપે નાજ કદાય,
ને તેને ઇનસાફમાં, દોષિત પાડે નાય. ૩૮

૩૪ પ્રભુની આશા રાખજે, ને ધર તેની વાટ;
જગનાં વતનો પામવા ઉંચ્ચ કરે સાક્ષાત. ૩૯
જ્યારે સર્વે દુષ્ટ જન પૂરા તો છેદાય,
ત્યારે તુજ નેત્રો થકી તજને સહુ દરશાય. ૪૦

૩૫ મેં તો જોયો દુષ્ટને, મોટો ને બળવાન,
દેશી લીલા વૃખ પઠે, ફેલાતો ફળવાન, ૪૧

૩૬ પણ તે તો જાતો રહ્યો, ને નહિ દરશે તેહ
મેં તો તેને શોધિયો, પણ મળિયો ના એહ. ૪૨

૩૭ જોજે સીધા માનવી, ને સાચાને ધાર,
કાંકે તેનો અંત તો, કુશળ છે નિરધાર, ૪૩

૩૮ જેજે પાપી લોક છે, તે સહુ નાશે જાય,
દુષ્ટો એકી સામટા, અંતે સર્વ કપાય. ૪૪

૩૯ પણ સહુ ન્યાયી લોકનો, છે પ્રભુથી ઉદ્ધાર,
સંકટમાં તેઓ તણું, પ્રભુ છે જોર અપાર. ૮૫

૪૦ પ્રભુ તેઓને આસરો આપી કરશે ત્રાણ,
તે તેઓને દુષ્ટથી છોડવશેજ નિદાન. ૮૬

કાંકે તેઓ તે તણી રાખે છે બહુ આશ,
માટે તેઓને સદા દેશે તારણ ખાસ. ૮૭

संभारवा सारु दाउदनुं गीत.

गीत ३८. छंद भुजंगी. अक्षर १२. ताळ ४. (υ-- υ-- υ-- υ--)

૧ અરે દેવ, તું આપના કોપ લીધે,
મને ના દબાવો ઘણું દુઃખ દીધે;
તમારો કરી કોપ તો તમ ભારે
મને મારશો ના યહોવા વધારે. ૧

૨ તમારો મને અંગમાં તીર વાગ્યો,
મને આપનો હાથ ભારેજ લાગ્યો;
૩ મને આપના રોષથી સર્વદાઈ,
નથી તાજગી અંગ મારાજ માંઈ. ૨

અને દેવ, મારાં ઘણાં પાપ માટે,
નથી શાંતિ હાડો વિષે કોઈ વાટે.
૪ બધાં પાપ મારે ચઢી શીર રેછે,
મને બોજ જેવાં દબાવીજ દેછે. ૩

૫ ક્ષતો સર્વ ગંધાય છે પૂર્ણ મારા,
ઘણી મૂર્ખતાથી સડે સર્વ નારાં.
૬ ઘણો હું નમીને દબાઈ જઉં છું,
બધો દા યહોવા રડીને રૂઉં છું. ૪

૭ તપે છે ઘણા રોગથી કેડ મારી,
નથી તાજગી અંગમાં ધીરકારી;
૮ થયો છું ઘણો ભંગ, વ્યાકુલ થાઈ,
ઉત્તાપો વધેથી રડું છું સદાઈ. ૫

૯ અરે દેવ જે ઇચ્છના સર્વ મારી,
બધી તે ઉઘાડી રહે પાસ તારી;
વિલાપો બધા જે હશે સર્વ મારા,
તમારા થકી તે છુપી ના જનારા. ૬

૧૦ હૃદે ધ્રૂજતાં શક્તિ મારી ઘટે છે,
અને આંખનું તેજ મારૂં મટે છે.
૧૧ બધા તો પડોસી અને મિત્ર જેઓ,
રહે હું તણા દુ:ખથી દૂર તેઓ; ૭

અને સર્વ મારાં સગાં હેતકારી,
બધાં દૂર ઊભાં રહે એકવારી.
૧૨ કરે શોધ જે હું તણા જીવનો તો,
પસારી ધરે પાશ તેઓ ઘણો તો; ૮

કરે શોધ જેઓ મને દુ:ખ દેવા,
બકે દુષ્ટ વાતો સદા સર્વ એવા;
સદા સર્વ તેઓ કપે કૂડ ધારી,
કરે યોજના સર્વ કુડું વિચારી. ૯

૧૩ પરંતુ ન કાની સુણી જે ન જાણે,
ક્યાં કાન મેં તેમ બેરા પ્રમાણે;
વળી હું થયો છું મુંગાનાજ જેવો,
નહી જે ઉઘાડે કદી મુખ્ય એવો. ૧૦

૧૪ હતો હું નહિ સૂણતો હોય જેવો,
મુખે બીજની વાત ના હોય તેવો;
૧૫ અરે દેવ હું આશ રાખું તમારી,
યહોવા તમે સુણશો અર્જ મારી. ૧૧

૧૬ કહ્યું એમ મેં તો વળી મનમાંહિ,
રખે હું વિષે તે રહે મગન થાઈ,
કદા પાય મારા ખસી કાંય જાશે,
વડાઈ કરી હું વિષે મગન થાશે. ૧૨

૧૭ થયો લંગડાના સરીખોજ હું તો,
રહે શોક મારો સદાએ બહુ તો.
૧૮ ઉઘાડાં કરૂં પાપ મારાં બધાં રે,
અને પાપનો હું કરૂં શોક ભારે. ૧૩

૧૯ પરંતુ થયા શત્રુ જીવાલ મારા,
અને શક્તિવાળા થયા છે નઠારા
ઘણા શત્રુ મારા અધીકા થયા છે,
કરી જૂઠથી વેર પૂરા રહ્યા છે. ૧૪

૨૦ સદા જે કરેછે ભલા સાટ ભુંડું,
(ભલું ત્યાગતાં જે કરે સર્વ કૂડું,)
ધરૂંછું ભલા માર્ગ હું વાર વારે,
થયા તે થકી તે વિરોધી વધારે. ૧૫

૨૧ યહોવા મને તું કદી ત્યાગજે ના,
અરે દેવ તું દૂર હુંથી થજે ના
૨૨ વળો આપ વેલા મને સાહ્ય દેવા,
તને હાંક મારૂં, ખરા ત્રાણ દેવા. ૧૬

मुख्य बगाडनार यदुथुनने सारु दाउदनुं गीत.

गीत. ३९. छंद चोपाया. मात्रा २८. ताळ ७. (४४, ४४,, ४४ --).

૧ મેં કહ્યું કે મારી જીભે પાપ કરૂં નહી કાંએ;
માટે મારા માર્ગોને હું સંભાળુંજ સદાએ. ૧
જ્યાંસુધી] મજ સામા દુષ્ટો રૈશ ટોળે થાઇં,
ત્યાંસુધી મજ મુખડાને હું રાખું બંધન માંઇ. ૨
૨ હું તો મુંગા જેવો થઇને ચૂપ રહ્યો તે વારે,
ને શુભ વાતોથી પણ છાનો મજને રાખ્યો ત્યારે. ૩
મજને મોટો ખેદ થયો છે ફેલાતોજ જરૂર,
(મજમાં મારૂં મન થયું છે, કલેશ થકી ભરપૂર.) ૪
૩ મારા મનમાં ધ્યાન ધરંતાં, મજમાં અગ્નિ જાગ્યો,
ત્યારે હું તો મારી જીભે, વાતો કરવા લાગ્યો. ૫
૪ હે પ્રભુ, મારો અંત મને તું જણાવતાં દેખાડો,
ને મજ દિનની ગણના શી છે તેનું ગ્નાન પમાડો. ૬
કે હું કેવો નબળો જન છું, એ હું પૂરો જાણું,
(તે મજ નિર્બલતા સંભારી યોગ્ય વિચારો આણું). ૭

૫ જો તેં કીધા છે મજ દા'ડા ચારાંગળના જેવા,
મજ વયના દિન શૂન્ય સરીખા તેં કીધા સહુ તેવા. ૮

નિશ્ચે જો પણ ઉત્તમતામાં માનવ કાંઈ દેખાએ;
તેઓ તેવી હાલતમાં પણ પૂરા વ્યર્થ જણાએ. ૯

૬ નિશ્ચે માનવ છાયા વેશે, ભટકંતા ચાલે છે,
નિશ્ચે તેઓ ગભરાતાં પણ નિષ્ફળ વ્યાકુળ રૈછે. ૧૦

તે તો ભેગું ધન્ય કરે છે, મોટા ઢગલા જેવું,
પણ ભોગવશે કો જન તેને તે ના જાણે એવું. ૧૧

૭ હે પ્રભુ, હમણાં હું તો કોની વાટજ જોઉં ધારી?
મેં તો મારા મનની માંહે, આશા ધરી છે તારી. ૧૨

૮ મારાં સર્વે પાપોમાંથી છોડો આપ સદાઈ,
મૂર્ખોની નિંદામાં પડવા, મજને દેશો નાહીં. ૧૩

૯ મુંગા જેવા રૈઈને મેં તો મુખ નહિ ખોલ્યું મારૂં,
કારણ કે તેં એ તો સર્વે કીધું મારે સારૂ. ૧૪

૧૦ મારા પરથી તારી શિક્ષા કરજે દૂર અત્યારે,
તારા કરના ધક્કાથી તો હું દુખવાયો ભારે. ૧૫

૧૧ માનવના અન્યાને માટે તું ધમકાવે જ્યારે,
કીડા જેવો તેનો વૈભવ નાશ કરે છે ત્યારે. ૧૬

નિશ્ચે, સર્વે માનવ તો છે શૂન્ય પ્રમાણે ઠાલાં, સિલ્લાહ
માટે, હે પ્રભુ, સાંભળજે તું મારા કાલાવાલા. ૧૭

૧૨ મારી સર્વે હાંકોને તો તારા કાનો દેજે,
મારાં સર્વે આંશુઓથી તું ના છાનો રૈજે. ૧૮

કાં કે જેવા મારા પિતરો, તેવો છું પરદેશી,
તેવો હું તો તારી સાથે, પૂરો છું વિદેશી. ૧૯

૧૩ હું તો જઈને નાહી હોઉં, એની પેલાં તું તો;
ખમા કરીને રાખ મને જી, કે બળ પામું હું તો. ૨૦

---

मुख्य वगाडनारने दाउदनुं गीत.

गीत ४०. छंद चोपाइ. मात्रा १५. ताळ ८. (४४, ४-८)

૧ મેં તો પ્રભુની રાખી આશા, ત્યારે વળિયો તે મજ પાસ;
મેં તો કીધી અરજ નિધાન, તે પર દીધા તેણે કાન. ૧

૨ મજને ભયના ખાડા પાર, ને કીચડથી કાડ્યો બ્હાર,
ખડક વિષે સ્થિર કીધા પાય, ને મજ થાપી ચાલ સદાય. ૨

૩ તેણે મારા મુખ મોઝાર નવા ગવાડ્યા ગીતોચ્ચાર,
જેહ અમારો ઈશ્વર દેવ, તેના સ્તોત્રતણી એ સેવ;

બહુ જણ જોઈ પામે ત્રાસ, ને પ્રભુ પર તે રાખે આશ.
૪ જેની આશા છે પ્રભુ માંય, ને ગર્વીને માને નાય. ૪

મિથ્યા વાતો પર ફરનાર, તેને પણ જે નહિ ગણનાર,
એવો નર જે છે નિરધાર, તે તો પ્રભુથી ધન્ય થનાર. ૫

૫ હે જીહોવા, મારા દેવ, વિધવિધ ને અદ્ભુત તુજ ટેવ,
અચરત છે તુજ કૃત્ય અપાર, ને અમ ગમના સર્વ વિચાર; ૬

તુજ પાસે નહિ તેહ ગણાય, (વિગતે વર્ણન નાજ કરાય).
જો પ્રગટી કથવા મન થાય, તો તે સર્વ અગણિત જણાય. ૭

૬ યજ્ઞ અને ખાદ્યાર્પણ જેહ, તેં નહિ ઈછ્યાં છે તો તેહ;
પણ તેં ખોલ્યા છે મજ કાન; હોમ ન માગ્યા ને પતદાન. ૮

૭ ત્યારે મેં તો કીધી વાત, જો, હું આવું છું સાક્ષાત;
ગ્રંથ વિષેના લેખે જેમ, મજ સંબંધી લખિયું તેમ. ૯

૮ હે પ્રભુ, તારી ઇચ્છા જેહ, હું હરખું છું કરવા તેહ,
હે પ્રભુ, મારા અંતર માંય તારા નિયમો છે જ સદાય. ૧૦

૯ મેં તો મોટા મંડળ માંય, પ્રસિદ્ધ કીધા તારા ન્યાય;
જો, મેં હોઠો બીડયા નાય, હે પ્રભુ, જાણે તુંજ સદાય. ૧૧

૧૦ મેં તુજ ન્યાયપણું નિરધાર, સંતાડયું નહિ મન મોઝાર,
તુજ સાચાઈ ને ઉદ્ધાર, મેં પ્રગટાવ્યાં છે સહુવાર; ૧૨

તારી કરૂણા ને તુજ ન્યાય, મેં છુપવ્યાં નહિ મંડળ માંય;
૧૧ હે પ્રભુ, તારી રેમ કદાય, મજથી પાછી રાખો નાય. ૧૩

તુજ કરૂણા ને સત સહુકાળ, પૂર્ણ કરે મારી સંભાળ,
૧૨ કાંકે દુઃખ કરેછે ઘેર, અગણિત પીડા છે ચોમેર, ૧૪

મજ અન્યાયે ઘેર્યો પૂર, માટ ન દેખું ઊંચ જરૂર.
એવાં છે મજ દુઃખ અપાર જે મજ વાળથકી વિસ્તાર, ૧૫

એ માટે તો મારૂં ઊર નિર્ગત થૈને જાય જરૂર.
૧૩ હે પ્રભુ મારી મુક્તિ કાજ, પ્રસન્ન થાજે આપ સદાજ, ૧૬

હે પ્રભુ, મારૂં કરવા સાહ્ય, કર ઉતાવળ પૂર્ણ સદાય;
૧૪ મજ આત્માનો કરવા ઘાત શોધ કરી જે આવે સાથ, ૧૭

તેઓ પાછા સહુ હટડાય ને અપમાને શરમઈ જાય,
હા તેઓ જે મારો નાશ જોવાને રાખેછે આશ. ૧૮

૧૫ આહા ! આહા ! બોલે જેહ, શર્મ થશે નિજ લાજે તેહ;
૧૬ પણ તુજ શોધ કરેછે જેહ, મગન થઇને હર્ખે તેહ. ૧૯

જેઓ તારા તારણ માંય, હેત કરીને બહુ હર્ખાય,
તેઓ કેશે સર્વ સદાય, જીહોવા બહુ મોટ મનાય. ૨૦

૧૭ હું છું દીન અને લાચાર, તોય કરે પ્રભુ મજ વિચાર;
તું છે મારૂં સાહ્ય ઉગાર, માટ કરો નહિ પ્રભુજી વાર. ૨૧

## मुख्य बजाउनारने सारु दाउदनुं गीत.

गीत ४१. छंद चरणाकुल. मात्रा १६. ताळ ४. (४४, ४--).

૧ દીનતણી જે ચિંતા ધારે, તે જન થાશે ધન્ય વધારે;
પ્રભુ તો ભુંડા દાડા માંઈ, તેનું કરશે ત્રાણ સદાઈ; ૧

૨ પ્રભુ તો તેને પાળી રેશે, તે જીવાડી જીવન દેશે;
ને તે તો જે ભૂતળ વાશે શુભશુભ પામી ધન્યમનાશે. ૨

તું તો વેરી ઇચ્છા માંહી, તેને સોંપી દેશે નાહીં.
૩ રોગતણા બિછાનામાંથી, પ્રભુ તો ઝીલી લેશે ત્યાંથી. ૩

નિર્બલતામાં તેને ધારી, તું ફેરાવે સર્વ પથારી
૪ હે પ્રભુ, હું તો બોલ્યો ત્યારે મુજપર કરૂણા રાખો ભારે. ૪

મારો આત્મા કરજે સાજો, કાં કે હું અપરાધી ઝાઝો;
૫ મજપર સંધા વેરી મારા, ભુંડું બોલે છે નિરધારા. ૫

એવું કેછે "ક્યારે મરશે? ક્યારે એનું નામજ ટળશે"?
૬ જો તેઓ તો જોવા આવે, મિથ્યા વાતો કહી સુણાવે. ૬

તે પોતાના મનની માહી ઠાલી વાતો કલ્પે કાંઈ;
મજ પર વેરી મુખ બોલેછે બાર જઈને બહુ બોલેછે. ૭

૭ મારા દ્વેષી માંહોમાંઈ, ફસ ફસ કેછે સર્વદાઈ,
તેઓ મજ પર વારે વારે, દુષણ કલ્પે છે બહુ ભારે. ૮

૮ તેને ભુંડો રોગજ લાગ્યો, માટે સૂતો તે નહિ જાગ્યો.
૯ જો પણ મારો સ્નેહી વાલો ને મજ પૂર્ણ ભરોસા વાળો. ૯

જેણે રોટી ખાધી મારી, તેણે મજને લાતો મારી.
૧૦ હે પ્રભુ, મજપર કરૂણા દાખો, ને ઊઠાડી સાજો રાખો. ૧૦

કે હું તેને શિક્ષા આલી, પૂરો લઉં બદલો વાળી;
૧૧ મારા ઉપર વેરી મારો, કદી કરે નહિ જયજયકારો. ૧૧

એથી જાણુંછુંજ સદાએ, કે તું રાજી છે મજમાંએ
૧૨ મજને તું રાખે મજ ન્યાયે, ને નિત રાખે દૃષ્ટિ માંહે ૧૨

૧૩ ઇસ્રાયલના પ્રભુને ગાજો, સદા સુવંદિત દેવ મનાજો;
આદિ અંતે ગાતા રેજો, આમિન આમિન સર્વે કેજો. ૧૩

---

मुख्य वगाडनारने कोराहना दिकराओने माटे, उपदेशनुं दाउदनुं गीत.

गीत ४२. छंद सवैयाबत्रीसा. ताल ८. (४४, ४४,, ४४, ४--)

૧ જેમ હરણ તરસે, ઇચ્છે છે નિર્મળ પાણી કેરી ધારા,
તેમ તને તો મારો આત્મા, હે પ્રભુ, ઇચ્છે છે સહુ વારા.
જેમ. ૧

૨ પ્રભુને, હા જીવંતા પ્રભુને મારો આત્મા ઇચ્છે ભારે.
કે હું પ્રભુની સન્મુખ આવી તેનું દર્શન પામું ક્યારે.
જેમ. ૨

૩ મારી ચક્ષનાં આંસુઓ જે તે મજ ભક્ષણ રૂપ થયાં છે,
જ્યારે નિત્ય મને તે પૂછે તારો ઇશ્વર, તે તો ક્યાં છે.
જેમ. ૩

૪ એ વાતોનું સ્મરણ કરીને હું રેડુંછું મનડું મારૂં;
કાંકે જાઇશ મંડપ માહે પ્રભુની ભક્તિ કરવા સારૂ.
જેમ. ૪

પર્વો પાળક ભક્તો સાથે હું તો ચાલું મોટે સંગે,
હર્ષ અને ઉલ્લાસી સાદે જાઉં પ્રભુને ઘેર ઉમંગે.
જેમ. ૫

૫ હે મજ આત્મા તું તો શાથી ખિન્ન થયો છું બહુ ગભરાઇ?
ને મજમાં શા કારણ માટે એમ ગયો છે તું ચીડાઇ?
જેમ. ૬

જીહોવાની આશા ધરને તું તો તારા મનની માહે;
તેની દૃષ્ટિ છે તારણની માટ અજી હું ગાશ સદાએ.
જેમ. ૭

૬ હે પ્રભુ મજમાં મારો આત્મા પૂર્ણ થયોછે એમ ઉદાસી;
માટે યરદન હારમોનોથી, યાદ કરૂંછું તારી ખાસી;
જેમ. ૮

૭ તુજ વમળોના શબ્દ કરીને ઊંડાં પર ઊંડા પોકારે
તારાં મોજાં ને તુજ લેરો મજ પર ચડિયા વારંવારે.
જેમ. ૯

૮ દાડામાં તો પ્રભુ નિજ કરૂણા પોતે પૂરી કરતો જાશે;
રાતે સ્તવનો રે મજ પાસે, પ્રાણપતિને પ્રાર્થ કરાશે.
જેમ. ૧૦

૯ પ્રભુ જે મારો પર્વત તેને હું તો પૂછું વારંવારા,
શા કારણથી તું તો મજને, ભૂલી બેઠો છું નિરધારા ?
જેમ. ૧૧

શા માટે તો શત્રુ કેરા, જુલમ થયાથી એવો ભારે ?
હું ચાલુંછું શોક કરંતો, ભોગવતો છું દુઃખ વધારે.
જેમ. ૧૨

૧૦ મજ હાડે જ્યમ વાગે ખડ્ગ, ત્યમ તો વૈરી ધિક્કારે છે
જ્યારે નિત્ય મને તે પૂછે ક્યાં રે તારો દેવ રહેછે ?
જેમ. ૧૩

૧૧ હે મજ આત્મા, તું તો શાથી ખિન્ન થયોછે બહુ ગભરાઈ,
ને મજમાં શા કારણ માટે, એમ ગયો છે તું ચીડાઈ.
જેમ. ૧૪

જીહોવાની આશા ધરને તું તો તારા મનની માહી;
તેની દૃષ્ટિ છે તારણની માટ અજી હું ગાશ સદાઈ.
જેમ. ૧૫

मुख्य बजाडनारने कोराहना दिकराओने सारु उपदेशनुं गीत.

गीत ४३. छंद हरीपद. मात्रा २८. ताळ ७.

(४४, ४४,, ४४ – –).

૧ દુષ્ટ પ્રજામાં ન્યાય કરી મજ, હે પ્રભુ, વાદ ચલાવો;
કપટી જુલમી માણસથી, પ્રભુ, મજને તો છોડાવો. હે પ્ર. ૧

૨ કાંકે તું મજ બળિયો ઈશ્વર દૂર મને કાં કાડે
વૈરીકેરા જુલમથી હું કાં ફરૂં શોકિત વાડે. હે પ્ર. ૨

૩ તુજ અજવાળું ને સત મોકલ કે તે મજને દોરે,
ને લાવે તુજ પર્વત પાસે ને તુજ મંડપ મોરે. હે પ્ર. ૩

૪ ત્યારે હું તો જાઈશ મારા પ્રભુની વેદી પાસે,
ને મજ હર્ષતણા પ્રભુપાસે, જઈશ બહુ ઉલ્લાસે. હે પ્ર. ૪

ઓ ઈશ્વર, તું મારા ઈશ્વર, હું તો વારંવારે
તંબુરાથી તારાં સ્તોત્રો, પ્રેમે ગાઈશ ત્યારે. હે પ્ર. ૫

૫ હે મજ આત્મા તું તો શાથી ખિન્ન થયો ગભરાઈ?
ને મજમાં શા કારણ માટે, એમ ગયો ચીડાઈ? હે પ્ર. ૬

જીહોવાની આશા ધરજે, તું તુજ મનડા માહે;
તેની દૃષ્ટિ છે તારણની, માટે ગાશ સદાઈ. હે પ્ર. ૭

તે તો મારા મુખતણું છે તારક તેજ વધારે,
ને તે તો છે મારો પોતે, જીહોવા સહુ વારે.

---

मुख्य बजाडनारने कोराहना दिकराओने सारु उपदेशक गीत.

गीत ४४. छंद शरणागत. मात्रा २७. ताळ ७. (४४, ४४,, ४४, –५).

૧ હે પ્રભુ, તેં તો જે જે કામો કીધાં પ્રાચિન કાળ,
અમ કરણોથી તો સુણિયાં છે તેના સર્વ હવાલ. ૧

બાપોએ તે વર્ણાવીને અમને કીધી વાત,
૨ તેં કેમ હાથે હાંકી કાઢી પરદેશીની જાત. ૨

ને તુજ લોકોને તેં રોપ્યા તેની ભૂમીઝાર;
પરદેશીને દુઃખ દઈને, કાઢી મૂક્યા બાર. ૩

૩ કાંકે નિજ તરવારે તેઓ, પામ્યા નાહી દેશ,
ને પોતાને હાથે તેઓ તરિયા તો નહિ લેશ. ૪

પણ તુજ ભુજે ને મુખ તેજે વળી તુજ જમણે હાથ;
કાંકે તુજ પ્રસન્ન હતો ઓ કરૂણાથી સાક્ષાત. ૫

૪ હે પ્રભુ, મારો તું છે રાજા (ને પતિ છે મજ માત),
યાકુબ કેરા તારણ કાજે આજ્ઞા દે, શુભનાથ. ૬

૫ તારે નામે સહુ વૈરીને ઠેલી દઈશું હેઠ,
અમ સામા સહુ ચઢનારાને છુંદી દઈશું ઠેઠ. ૭

૬ કાંકે હું મજ કમાન કેરો રાખું નહિ આધાર,
મારી તરવારેથી હું તો, કોદિન નહિ બચનાર. ૮

૭ કાંકે તેં અમ વૈરીઓથી કીધો પૂર્ણોદ્ધાર.
સર્વ અમારા દ્વેષકને તેં લજવ્યા છે નિરધાર. ૯

૮ સર્વ અમે બહુ કરતા રહિશું ઈશ્વરમાં અભિમાન
ને તુજ નામે સ્તવનો ગાતાં સદા કરીશું ગાન. ૧૦

૯ તો પણ અમને દૂર કરીને, લજવ્યા તેં સાક્ષાત;
અમ સેના નિકળે ત્યારે તું જાયે નાહી સાથ. ૧૧

૧૦ તુજ અમોને વૈરીઓથી તગડે છે બહુ દૂર;
ને અમ દ્વેષક પોતા માટે, લુટે છે ભરપૂર. ૧૨

૧૧ તેં ખાવાના મેંઢા જેવા અમને કીધા છેક,
ને પરદેશી લોકોમાં તેં વેર્યા એકેએક. ૧૩

૧૨ તું વેચેછે તુજ લોકોને, લાભ ન લેતાં કાંઈ,
ને તેઓના મુલથકી તું ધન વધારે નાહિ. ૧૪

૧૩ તુંજ કરાવેછે બૈ નિંદા અમ પાડોશી પાસ,
ને ચોગમના લોકો પાસે, ઠઠ્ઠા ને ઉપહાસ. ૧૫

૧૪ તેં તો અમને પરદેશીઓમાં કીધા છે દૃષ્ટાંત,
ને શિર ડોલવવાનું કીધું, લોકોમાં સાક્ષાત. ૧૬

૧૫ સહુ મારૂં અપમાન રહેછે મારી પાસ સદાજ,
મજને તો નિત નિત ઢાંકેછે, મારા મુખની લાજ. ૧૭

૧૬ કાંકે નિંદક દુર્ભાષકનો, સુણુંછું નિત સાદ,
વૈરી ને પ્રતિકાર્યાનો, હું સુણુંછું દુર્વાદ- ૧૮

૧૭ એ સહુ અમપર આવ્યા તોપણ તજને ભુલ્યા નાહિ,
ને તુજ સર્વ કરાર વિષે પણ જૂઠ ન કીધું કાંઈ. ૧૯

૧૮ તારાથી પણ ભાવ અમારો પાછો હઠિયો નાહિ
ને તુજ વાટેથી મજ પગલાં વળિયાં નાહી ક્યાંહિ. ૨૦

૧૯ તો પણ તેં અજગરને ઠામે અમને માર્યા માર,
મૃત્યુતણી છાયાથી અમને ઢાંક્યા છે નિરધાર. ૨૧

૨૦ જો અમ પ્રભુનું નામ અમે તો વિસર્યું હોય કદાય,
કે પરદેવ ભણી કરજોડી (માગ્યું હોશે સાહ્ય). ૨૨

૨૧ તો શું એને પ્રભુજી પોતે નહિ પરખે નિરધાર?
કાંકે તે તો મનના મર્મો જાણેછે સહુ વાર. ૨૩

૨૨ કાંકે તારે માટ અમે તો મરિયે છિયે માર,
વધ થનારા ગેટાં પેઠે, અમે છિયે નિરધાર. ૨૪

૨૩ હે પ્રભુ, મારા સ્વામી જાગો, એવા ઊંઘો કેમ?
અમને સર્વ કાળ તમે તો ત્યાગ કરો ના એમ. ૨૫

૨૪ તું તો પોતાકેરું મુખડું કેમ છુપાવી દેજ,
ને અમ કેરાં દુખ ને જુલમ, કાં તું વિસરી રેજ. ૨૬

૨૫ કાંકે ધૂળ લગી અમ આત્મા છેક નમ્યો છે પૂર;
ને અમ પેટ ગયું છે ચોંટી પૃથ્વીમાંજ જરૂર. ૨૭

૨૬ માટ અમારી સાહ્યજ કરવા તું તો ઊઠી આવ,
ને તુજ કરૂણા માટે તું તો અમને છેક બચાવ ૨૮

---

मुख्य वगाडनारने शोशानिम पर, कोराहना दिकराने साह शिक्षानुं प्रेमगीत

गीत ४५. छंद रुचिरा. मात्रा ३०. ताळ ७. (४४, ४४,, ४४,४–).

૧ મારા મનથી શુભ શુભ વાતો ઊકલે છે બહુ ભારી જી;
રાજા માટે મારી રચના ભાખું છું સહુ સારી જી.

ચપલ લખંતા મેતા કેરી, જેવી લેખણ હોએ જી;
તેવી મારી જીભલડી છે મારા મોડા માહે જી.

૨ સર્વે માનવ પૂત્રો કર્તાં તું છે બહુ રૂપાળો જી;
તારા હોઠો પર રેડ્યો છે અનુગ્રહ બહુ કરૂણાળો જી.

એ કારણને માટે જૂઓ ધન્ય કરી સહુ વારે જી;
તારા દેવે તુજને દીધો આશીર્વાદ વધારે જી.

૩ માટે તારા પૂર્ણ પ્રતાપે ને મોટા મહિમાએ જી;
હે બલધારી, તારી જાંગે ખાંડું બાંધ સદાએ જી.

૪ તારા મોટા વૈભવથી તું, કરજે ઊંચ અસ્વારી જી;
કે જેથી તો ન્યાય નમનતા ને સત વાધે જારી જી.

ને તુજ જમણો હાથ તને તો અચરત કામો દાખે જી;
૫ ને તુજ બાણો સહુ લોકોને, તારી નીચે નાખે જી.

કાંકે જે જે રાજા કેરા વૈરી હોસે જાણો જી;
તેના મનની માંહે તે તો વાગે તીખાં બાણો જી.

૬ હે પ્રભુ, તારૂં રાજ્યાસન છે થીર, સનાતન, ન્યાયી જી;
ને તુજ ન્યાયતણી જે કાઠી સાચી સર્વદાઈ જી.

૭ તું ઇચ્છે છે ન્યાયપણાને, ભુંડું સહુ ધિક્કારી જી;
માટે તજને દેવ કીધો અભિષેકે અધિકારી જી.

તારા સર્વ સંગી કરતાં તજને મોટો કીધો જી;
બહુ આનંદી અત્તરેથી તો તજને મહિમા દીધો જી.

૮ બોલ, અગર, તજના તેલોથી મેકે વસ્ત્રો તારાં જી;
હાથીદાંતોના મેલો સહુ તજને સુખ દેનારા જી.

૯ તારી ઊત્તમ સ્ત્રીઓ મધ્યે રાજનકન્યા રેછે જી;
તારે જમણે હાથે તારી રાણી રોજ વસે છે જી.

"ઓફિર" કેરા કંચન માહે રેછે શણગારેલી જી;
૧૦ હે મજ કન્યા કાન ધરીને જો, ને સાંભળ વેલી જી.

તારા સર્વ લોકોની તું સંગત છોડી દેજે જી;
તારા પિતા કેરા ઘરને ભૂલીને તું રેજે જી.

૧૧ ત્યારે રાજા તુજ શોભાને બહુ ચાહનારો થાશે જી;
તે છે તારો સ્વામી માટે ભજજે તેની પાસે જી.

૧૨ શુરા કેરી કન્યા ત્યાં તો દાનો લેને આવે જી;
લોકોના ધનવંતા તારી અર્જી કરશે ભાવે જી.

૧૩ રાજા કેરી કન્યા તો છે માહે ગોરવ વાળી જી;
તેનાં વસ્ત્રો છે સુનેરી ને બુટાળી જાળી જી.

૧૪ કસબી વસ્ત્રે સણગારીને લાવે રાજન પાસે જી;
તેની સંગી સર્વ સખિઓ આવે તારે વાસે જી.

૧૫ હર્ષ અને ઉત્સાની સાથે, તેઓ સર્વ લવાસે જી;
તેઓ રાજા કેરા મેહેલ આનંદે સહુ જાસે જી.

૧૬ તારા બાપોની જગ્યામાં તારાં છૈઆં થાપે જી;
જેઓને તું આપી જગમાં શુભ સરદારી આપે જી.

૧૭ માટે પેઢી દર પેઢી હું તુજ નામો સંભારૂં જી;
માટે સર્વ કાલે લોકો સ્તવન કરશે તારૂં જી.

मुल्क वगाडनार कोराहना दिकराओने सारु; अलमूथवर गीत.

गति ४६. छंद झूलणा. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(–υ– –υ–, –υ– –υ–,, –υ– –υ–, –υ––). પ્રભાતિયું.

૧ દેવ છે આપણી શક્તિ ને આસરો દુ:ખમાં પાસ રેહે છે સદાએ;
૨ માટ જો ભૂ બધી ઉલટે પાલટે ને ધસે પાડ શાહેર માએ;
દેવ છે. ૧

૩ ને વળી તે તણાં નીર ગાજ્યા થકી ઉછળે પાડ જો સર્વ કાંપી;
તોપ હું દીલમાં આપ પોતે વળી એ થકી ના ડરૂં રે કદાપિ.
દેવ છે. ૨

૪ દેવનું શેહેર તો ખૂશ થાશે ઘણું, જે મધ્યે દેવનું સ્થાન રેહે છે;
સિલ્લાહ.
કેમકે ત્યાં નદી એક તો છે ખરી, જે તણી નિત્ય ત્યાં ધાર વેહે છે.
દેવ છે. ૩

૫ કેમકે દેવ તેમાં વસે છે ખરો, માટ તે હાલવા નાજ દેશે;
દેવ વેહેલું કરી તારવા આવશે, સાહ્ય તેનું થઈ આપ રેહેશે.
દેવ છે. ૪

૬ સર્વ વિદેશના લોકનો ગાજિયા, હાલિયા સર્વ તો રાજ્ય ભારે,
જે સમે કાડિયો શબ્દ તેણે ખરો, તે થકી પીગળી ભૂમિ ત્યારે.
દેવ છે. ૫

૭ સર્વદા આપણી સાથ ને સાથ છે, સૈન્યનો દેવ તો સર્વ હારે,
દેવ યાકૂબનો નિત્ય ને નિત્ય છે આપણો આશ્રો વાર વારે.
દેવ છે. ૬

૮ સર્વ આવો અને દેખજો દૃષ્ટથી, દેવનાં કૃત્યને ધ્યાન ધારી,
કે કર્યા કેવડા નાશ તેણે બધા ભૂમિમાં, કેવડો ઘાત ભારી.
દેવ છે. ૭

૯ ભૂમિ છેડા સુધી યુદ્ધને ખાલતાં બંધ રાખે રણો સર્વ ઠાંઈ;
સર્વ ભાલા અને બાંણને ભાંગશે, ને રથો બાળશે અગ્નિમાંઈ.
દેવ છે. ૮

૧૦ ચૂપ રેને તમો જાણજો સર્વદા કે ખરો હુંજ છું દેવ પોતે,
ને મનાઈશ હું શ્રેષ્ટ સૌ દેશમાં, તો વળી ભૂમિમાં ઉંચ હોતે.
દેવ છે. ૯

૧૧ દેવ સૈન્યો તણો આપ પોતે વળી આપણી સાથ છે સર્વ જાણો.
દેવ યાકૂબનો આપ પોતે વળી આપણો આશ્રો છે જ માનો.
દેવ છે. ૧૦
સિલ્લા.

---

मुख्य वगाडनारने सारु; कोराहना दीकराओने सारु गीत.

गीत ४७. छंद सर्गामी अक्षर २३ मात्रा ३९ ताळ ८.

(– – ᴗ – – ᴗ – – ᴗ – –, ᴗ – – ᴗ – – ᴗ – – ᴗ – –)

૧ હે સર્વ લોકો તમો આપ હાથે, ઘણા હર્ષથી ખૂબ તાળી વગાડો;
જૈ જૈ કરી જીતના સાદ કાડી તમો દેવને પૂર્ણ પોકાર પાડો. ૧

૨ કાંકે યહોવા ખરો દેવ પોતે, અને છે ખરો તે ભયંકાર ભારે.
ને સર્વ પૃથ્વી વિષે એજ પોતે, ખરો રાય છે સૌ થકી તે વધારે. ૨

૩ તે તો કરે આપણે વસ્ય લોકો, અને પાય નીચે પ્રજા સર્વ નાખે,
૪ ને તે અમો માટ સૌ વારસાને, સદા દેવ તો સર્વ નેમીજ રાખે, ૩

તેનાજ ઈસ્છેલ યાકૂબ માટે, ઘણું સત્વ તેનું સદા થીર થાપે.
સિલ્લા.
૫ જૈ જૈ કરી દેવ ઊંચે ગયો છે, યહોવા ગયો સિંગનાદો પ્રતાપે. ૪

૬ ગાજો ઘણાં સ્તોત્ર ગાજો સદાએ, અમારા ખરા દેવને સ્તોત્ર ગાજો.
સર્વે બધા આપણા રાયનાં તો ઘણાં સ્તોત્ર ગાતાજ ગાતાજ જાજો. ૫

૭ કાંકે યહોવાજ છે રાય જૂનો, બધા એજ માટે સુતાણેજ ગાજો.
૮ બો શુદ્ધ રાજ્યાસને દેવ બેશી, કરે છે વિદેશી વિષે આપ રાજ્યો. ૮

૯ લોકો તણા મુખ્ય ભેળા થયા છે ઈબ્રાહામના દેવના એટલે સૌ,
કાંકે બધી ઢાલ તો દેવની છે, ઘણી મોટ માને મનાએલ છે બો. ૭

---

कोराहना दीकराओने साह गायन गीत.

गीत ४८ छंद सवैआएकत्रीशी. ताल ८. (४४,४४,,४४,४–७)

૧ પ્રભુ તો મોટો દેવ અમારો, તેના શેર વિષેજ જણાય,
તેની પવિત્રતાને પાડે, સ્તુતિ લાયક તેજ મનાય. ૧ પ્રભુતો

૨ તેનો સઘળી પૃથ્વીમાં છે, મોટા હર્ખતણું સુભનામ,
તે બહુ ઊંચ થકી સુંદર છે, ઉત્તરમાં રાજાનું ધામ. ૨ પ્રભુતો

૩ તેના મોટા મેલા માંહે પ્રભુનો આશ્રો પૂર્ણ જણાય,
૪ કાંકે સર્વે રાજન આવ્યા, ત્યાંથી નાઠા તેઓ જાય. ૩ પ્રભુતો

૫ અચરત પામ્યા જોતામાં તો બીતાં નાઠા સહુ તતકાળ,
૬ બાળ જનેતા સ્ત્રીના જેવો તેમ થયો તેઓનો હાલ. ૪ પ્રભુતો

૭ પૂર્વ દિશાના પવનોથી તું, ભાંગે તાર્શીશ કેરાં ઝાજ.
૮ જેવું સુણ્યું અમ કરણોએ તેવું તો સહુ દીઠું આજ; ૫ પ્રભુનો

સૈન્યોના પ્રભુ દેવ નગરમાં આપણ પ્રભુના નગરોમાંય.
સર્વકાળ સુધીનું પ્રભુ તો કરશે સ્થિરજ થાપન ત્યાંય. ૬ પ્રભુનો
સિલ્લા.

૯ હે પ્રભુ તારા મંદિર માંહે, અમે ધર્યું કરૂણાનું ધ્યાન,
૧૦ હે પ્રભુ જેવાં છે તુજ નામો તેમ થશે ભૂમાં તુજ ગાન. ૭ પ્રભુનો

હે પ્રભુ ન્યાય થકીજ ભરેલો જેવો તારો જમણો હાથ;
૧૧ સિયોન પર્વત બહુ હર્ખાસે યહુદા કન્યા સહુ સાક્ષાત. ૮ પ્રભુનો

તારા ન્યાયી કરણોથી સહુ તેઓ પામ્યા હર્ખ અપાર,
૧૨ સિયોન પર્વતની ચોપાસે કરજો પ્રદક્ષણા નિરધાર. ૯ પ્રભુનો

તેના બુરજો ગણતાં ચાલો લક્ષ લગાડો કિલ્લા માંય,
૧૩ ધ્યાન ધરો તેના મેલાનું કે ગત પેઢીમાં વર્ણાય. ૧૦ પ્રભુનો

૧૪ કાંકે આનો દેવ અમારો સર્વ કાળો માંહે છેજ;
આપણને તો રોજ ચલાવે, મરણ ઉપર સહુ કાળે એજ. ૧૧ પ્ર.



मुख्य बगाडनारने सारु ; कोराहना दिकराओने सारु ; गीत.

गीत ४९. छंद चरणाकुळ. मात्रा १६ ताल ४. (४८,४--)

૧ હે લોકો આ સુણી લેજો; હે જગવાસી કરણો દેજો.
૨ ઉંચા નીચા ને ધનધારી દીન સુણો આ વાત વિચારી. ૧

૩ મજમુખ ભાખે જ્ઞાન વિચારો, નિકળે મનથી બુદ્ધિ ઉચ્ચારો.
૪ હું દૃષ્ટાંતે કરણ લગાડું, તંબૂરાથી મરમ ઉઘાડું. ૨

૫ મજને છળનારાનો ભારે ઘેરેછે અન્યાય વધારે;
એવા ભુંડા કાળો માંહી કાં લાગે કંઈ બીક સદાઈ? ૩

૬ જેઓ તો નિજ ધનમાં ભારે રાખેછે વિશ્વાસ વધારે,
ને જે મોટી સંપત માંહી ગર્વ કરેછે બહુ હરખાંઈ, ૪

૭ તેઓમાંથી કો નહિ તારે નિજ ભ્રાતોને કોઈ વારે;
ને તેઓ તો પ્રભુને કાંઈ બદલો આપી સકશે નાહીં; ૫

૮ કાંકે તેના આત્મા સાટે અમૂલ્ય બદલો છે તે માટે.
યત્ન સદા કરતાં પણ ખૂટે કો પણ રીતે ભ્રાત ન છૂટે, ૬

૯ કે તે જીવે સર્વ કાળે ને કોવાણજ તે નહિ ભાળે.
કાંકે જોઈ તે નિરખે છે કે સહુ ડાચા લોક મરેછે; ૭

૧૦ મૂર્ખાનું પણ મૃત્યુ થાએ, પશુ જેવા પણ મરાણે જાએ.
તે મૂકેછે ધન પોતાનું ને સહુ થાએછે બીજાનું ૮

૧૧ તેઓ પોતે વારંવારે એમ વિચારી મનમાં ધારે
કે મજ ઘરને વસ્તી સારી ટકશે સહુ પેડી માઝારી. ૯

ને તેઓનાં નામો જેવાં નિજ ભૂમિનાં પાડે તેવાં;
૧૨ તોપણ ગૌરવ સ્થીર ન થાશે તેઓ પશુને તુલ્ય ગણાશે. ૧૦

૧૩ એવી વાતો તેઓની છે, તે તો મોટી મૂર્ખાઈ છે.
તોપણ તેના વંશજ માને નિજ પિતરોની વાત પ્રમાણે ૧૧

સિલ્લા.

૧૪ તેઓ તો સહુ મેંઢા જેવા ઘોરોમાં નંખાશે એવા,
ત્યાં તેઓને મૃત્યુ ખાશે એમજ તેઓ નાશ જાશે. ૧૨

જલદી તેઓ ઉપર ન્યાયી કરશે અધિકાર સદાઈ,
તેઓની સહુ શોભા સારી ઘોર વિષે તો ટળશે ભારી. ૧૩

૧૫ પણ પ્રભુ ઘોર તણા બળમાંથી મજ આત્માને તારે ત્યાંથી.
કાંકે જીહોવા તો પોતે મજને પાસે લેશે જો તે. ૧૪

સિલ્લા.

૧૬ જ્યારે કો ધનવંતો થાએ, ને સંપત બહુ વધતી જાએ,
ત્યારે તું પોતે મનમાંહી બીને નાહીં છેક કદાઈ. ૧૫

૧૭ કાંકે જ્યારે તે મૃત થાશે, ત્યારે સાથ ન ધન લે જાશે.
ને તેની જે સહુ મોટાઈ તેની પાછળ જાશે નાઈ, ૧૬

૧૮ નિજ આત્માને જીવનમાંઈ દીધાં આશીર્વાદ સદાઈ.
ને તુજ શુભતું કરશે જ્યારે લોક વખાણે તુજને ત્યારે. ૧૭

૧૯ તે નિજ પિતરો પાસે જાશે ત્યાં નહિ તેજ કદી જોવાશે,
૨૦ જે જે જન છે વૈભવધારી જો તે નહીં સમજે જ વિચારી; ૧૮
પણ પશુઓ જ્યમ નાશે જાએ, તેવા છે એ મૂર્ખ બધાએ.

---

આસફનું ગીત.

ગીત ૯૦. છંદ ચોપાયા. માત્રા ૨૮. તાલ ૭. (૪૪,૪૪,,૪૪,––)

૧ સર્વ સમર્થ પ્રભુ બોલ્યો છે, પોતે વચન પ્રકાશી;
સૂરજ કેરા અસ્ત ઉદેથી બોલાવ્યા જગવાસી. ૧ સર્વ

૨ સર્વ સુંદર શોભા છે બહુ, સિયોન કેરે ધામે,
ત્યાંથી પ્રભુજી આપ પ્રકાશ્યો, સિયોન પર્વત ઠામે. ૨ સર્વ

૩ દેવ અમારો પોતે આવી, તે તો નહિ છૂપાશે;
અગ્નિ બળે બહુ તેની સામાં, આંધિ થસે ચોપાસે. ૩ સર્વ

૪ તે પોતાના લોકો કેરો જ્યારે ન્યાય ચૂકાવે,
ત્યારે પૃથ્વી આકાશોને તે પોતે બોલાવે. ૪ સર્વ

૫ જે શુદ્ધોએ જગન કરીને મજ બંદોબસ્ત કીધો,
તે સહુને મજ પાસે લાવો, (જેણે મહિમા દીધો.) ૫ સર્વ

૬ પ્રગટી દેશે સહુ આકાશો, તેનો સર્વે ન્યાયે
કારણ કે પ્રભુ પોતે તેનો, ન્યાયાધિશ તો થાએ. ૬ સર્વે
સિલ્લા.

૭ સર્વે મારા લોકો સુણજો, બોલું વાતો સારી;
હે ઈસ્રાએલ તારા ઉપર, સાક્ષ ભરૂં હું મારી. ૭ સર્વે

૮ તારા યજ્ઞો માટે હું તો વાદ કરૂં નહિ કાંએ,
મજ સામા બલિદાનો તારાં રેહે છે સ્થીર સદાએ. ૮ સર્વે

૯ હું નહીં લઊં ગોધા તારા તુજ ઘરમાંથી કોએ,
ને તુજ વાડામાંથી બકરા નહિ લોં જે તુજ હોએ. ૯ સર્વે

૧૦ કાંકે સર્વે રાન પશુઓ, તેઓ સહુ છે મારાં,
સહુસ્ત્ર પર્વતપરના ગોધા, સર્વે છે મજ સારાં. ૧૦ સર્વે

૧૧ હું જાણુંછું સર્વે પંખી, પાડતણાં જે હોએ,
સ્વાપદ સર્વે છે મજ પાસે, ક્ષેત્રોના સહુ કોએ. ૧૧ સર્વે

૧૨ જો હું ભૂખ્યો હોતજ ભારે તો તજને નહિ ભાખું,
કાંકે સહુ છે મજ વિસ્તારે ને મજ જગ છે આખું. ૧૨ સર્વે

૧૩ શું ગોધાનું માસ વળી તો ભક્ષ કરી હું ખાઊં,?
કે બકરાઓ કેરૂં લોહી સર્વે હું પી જાઊં? ૧૩ સર્વે

૧૪ પણ સ્તોત્રોના યજ્ઞો કરતાં પ્રભુને ભજતો રેજે,
ઈશ્વરને સહુ તારાં વૃત્તો પૂરે પૂરાં દેજે. ૧૪ સર્વે

૧૫ સર્વે મારી કરજે અર્જી સંકટનેજ કઠાપે,
સુણતાં તારણ આપું માટે માન મને તું આપે. ૧૫ સર્વે

૧૬ દુષ્ટોને પ્રભુ કેહે એવું મજ વિધિ કાં પ્રગટાવે?
ને કાં મારા નેમોને તું તારા મુખમાં લાવે? ૧૬ સર્વે

૧૭ કાંકે મજ શિક્ષાનો તું તો મોટો દ્વેષજ દાખે,
મજ વચનોને તું તો પોતે સહુ પછવાડે નાંખે. ૧૭ સર્વે

૧૮ તસ્કર દેખી મગન થયો તું, ચાલ્યો તેની સંગે;
વ્યભિચારીની સાથે તેંતો ભાગ કર્યો ઉમંગે. ૧૮ સર્વે

૧૯ તું પોતાનાં મુખડાંને તો ભુંડાને સોંપેછે,
તું પોતાની જીભ વડે બહુ નિત નિત કપટ રચેછે. ૧૯ સર્વે

૩૦ તું બેસેછે ને બોલેછે વાતો ભ્રાત વિરોધી;
તુજ માતાના પુત્રો પર તું બોલે ચાડી શોધી. ૨૦ સર્વે

૨૧ એવાં સહુ તેં કામો કીધાં, ત્યારે હું સંતાયો,
તેં ધાર્યું કે હું તુજ જેવો, મજને તેં સરખાવ્યો. ૨૧ સર્વે

હું તુજ ઉપર વાદ કરીને રાખું તારી સામાં
૨૨ પ્રભુના સહુ ભુલનારા સમજી કરો વિચાર હૈયામાં. ૨૨ સર્વે

જ્યારે કોઈ છોડવનારા ત્યાં તો નહીં દેખાશે,
રખે તને હું ત્યારે ફાડું, કે તું જાએ નાશે. ૨૩ સર્વે

૨૩ જે જે સ્તુતિ કેરા યજ્ઞો મજને અર્પી દેછે,
એવા મારા સર્વે લોકો મહિમા દેતા રેછે. ૨૪ સર્વે

જે પોતાના માર્ગોને બહુ સુધારીને પાળે,
એવા લોકોને હું પ્રગટું, પ્રભુનું તારણ ભાળે. ૨૫ સર્વે

---

मुख्य बजाडनारने सारु दाउदनुं गीत; ते बाथशेबानी पासे गयो हतो; ते नाथान भविष्यवादी तेनी पासे आव्यो.

गीत ५१. चोपाइ. मात्रा १५ ताल ४. (४४,४-७)

૧ હે પ્રભુ મજપર કરુણા રાખ, તારી રેમ પ્રમાણે દાખ,
તારી મોટી જેવી રેમ, મજ પાપોને ભુંસો તેમ. ૧

૨ મજ અન્યાથી ધોજે પૂર, કર પાપોથી શુદ્ધ જરૂર.
૩ મજ ઉલ્લંઘન જાણું બેશ, મજ પાપો મજ પાસ હમેશ. ૨

૪ તુજ વિરૂદ્ધ મેં કીધું પાપ આ ભુંડું મેં કીધું આપ
તારી દૃષ્ટિ સામા એહ આ બહુ ભુંડું કીધું મેંહ, ૩

માટે જ્યારે તું બોલેજ ત્યારે ન્યાયી તુંજ ઠરેજ.
ને તુજ ન્યાયી કરણો માંય ઠરશે તું નિર્દોસ સદાય. ૪

૫ અપરાધોમાં મારો પ્રાણ ને અન્યાયેથયો નિર્માણ;
મજ માતાએ પાપ મોઝાર ગર્ભ ધર્યો મારો નિર્ધાર. ૫

૬ જો, તું પોતે મનની માંઈ માગેછે સર્વ સાચાઈ
તું તો છાને ઠામે જ્ઞાન મજને શિખવસેજ નિધાન. ૬

૭ જુફાથી તું મજને શોધ, તેથી પાવન થઈશ અશોધ,
જો મજને તું સ્નાનજ દેશ, બરફ થકી હું ધોળો થેશ, ૭

૮ મજને હર્ષાનંદી વાત તું સાંભળવા દે સાક્ષાત.
ને તેં હાડ કર્યાં જે ચૂર, તેઓ હર્ષાશેજ જરૂર. ૮

૯ મજ પાપેનાં મુખ સંતાડ, મજ અન્યાયો ભુંશી કાડ.
૧૦ હે પ્રભુ મજમાં તું ઉપજાવ પરમ પવિત્ર હૃદે બનાવ, ૯

મારામાં તુજ આત્મા મૂક શિદ્ધ નવો તું કરી અચૂક.
૧૧ તારી પવિત્રતાનો નેહ પરમ પવિત્ર આત્મા તેહ, ૧૦

મજથી ના લે આપ જરૂર, તુજ મુખથી ના કરજે દૂર.
૧૨ તારા તારણનો ઉલ્લાસ મજને પાછો દેજે ખાસ ૧૧

ને તુજ આત્મા જે કરૂણાળ, તેથી મજને તું તો પાળ.
૧૩ કે તેથી હું તારી વાટ પાપીને શિખવું સાક્ષાત. ૧૨

ને તેથી સહુ દુષ્ટ અપાર તુજ ગમ ફરશે તેણીવાર
૧૪ હે પ્રભુ, મારા ત્રાતા દેવ, ખુનથી મુક્તિ દો તતખેવ, ૧૩

કે મારી જીભલડી નિત્ય, ગાશે તુજ ન્યાયોનાં ગીત.
૧૫ હે પ્રભુ, મારા હોઠ ઉઘાડ, કે મુખ પ્રગટે તારા પાડ. ૧૪

૧૬ કાંકે યજ્ઞોને તું આપ, ઇચ્છે નાહિ તુંજ કદાપ
જો, તું ચાહત એવાં દાન, તો હું આપી દેતજ માન. ૧૫

તું ઇચ્છે ના કો બલિદાન, માટે હું ના અર્પૂં નિધાન.
૧૭ જે જે આત્મા છે ભંગુર પ્રભુના યજ્ઞો એ ભરપૂર, ૧૬

હે પ્રભુ, તુચ્છ ન કરજે સોય જે મન વિનીત, ભંગુર હોય.
૧૮ તું નિજ કરુણાને અનુસાર, સિયોનનો કરજે ઉદ્ધાર. ૧૭

યરૂશાલેમો કેરા કોટ, બાંધો પ્રભુજી આપે મોટ.
૧૯ ત્યારે તું સત યજ્ઞોમાંય, પ્રસન્ન થાઇશ આપ સદાય. ૧૮

જ્યારે તું તો કરશે માન્ય, હોમહવનનાં અર્પણદાન.
ત્યારે તારી વેદી પાસ, કરશે યજ્ઞો ગોધા ખાસ. ૧૯

---

मुख्य वगाडनारने माटे, उदेशनुं दाउदनुं, एटले ज्यारे अदूमी दोयग आव्यो ने शाउलने कह्युं के दाउद अहीमेलेखना घरमां आव्यो छे–ते वारनुं आ गीत.

## गीत ५२. छंद क्रोडा चक्र. अक्षर १८ मात्रा ३० ताळ ७.

(∪––∪––∪––∪–,–∪––∪––)

૧ અરે શક્તિવંતો તમે દુષ્ટમાં કેમ હુંકાર આણો?
કૃપા સર્વકાલે ટકે દેવની, પૂર્ણ તો એમ જાણો. ૧

૨ કરે છે દગાના વિચારો સદા, કહીને જીભ તારી
ઘણા ધારવાળાજ અસ્ત્રા પેઠે તે ઠગે છે નકારી. ૨

૩ ભલાથીજ ભુંડું, અને સત્યથી જાઠ બોલે વધારી,
(ખરા ન્યાયના શબ્દથી તું ઇચ્છે વાત મિથ્યા નકારી.) ૩

સિલ્લા.

૪ અરે જીભ તું તો ઠગારી, ઇચ્છે શબ્દ સૌ નાશકારી;
૫ યહોવા કરે એજ રીતે સદા નાશ તારોજ ભારી. ૪

તને તંબુ તારાથકી દેવ તો આપ ખેંચીજ લેશે,
અને જીવતાઓતણી ભૂમિથી દૂર ફેંકીજ દેશે. ૫

સિલ્લા.

૬ વળી ન્યાયવંતો તને પેખતા સર્વ બીશેજ ભારે,
અને સર્વકો દેખનારા કરે હાસ્ય તો વાર વારે. ૬

૭ જુઓ આ મનુષ્યે ન રાખ્યો કદી દેવને શક્તિ માટે,
પરંતું ઘણું રાખિયું ચિત્તતો દ્રવ્યમાં સર્વ વાટે; ૭

વળી દુષ્ટતાએ થયો થીર તે પૂર્ણ પોતે તમામે,
૮ પરંતુ હરા જૈત વૃક્ષો પડે હું રહુ દેવ ધામે; ૮

સદા દેવ કેરી દયામાં ઘણો હું ભરોંસો ધરૂંછું,
૯ તમે કૃત્ય એવાંજ કીધાં ખરાં માટ સ્તોત્રો કરૂંછું. ૯

તમારા ખરા નામની આશ હું તો કરૂંછું વધારે;
તમારા બધા શુદ્ધ લોકો ભણી તે સુસોભંત ભારે. ૧૦

---

सृष्य बगाडनारने महत्व पर; उपदेशनुं; दाउदनुं. गीत.

गीत ९३. छंद सवैयाएकत्रीशा. नाम ८. (८८, ८८,, ८८, ८–७)

૧ મૂર્ખે મનમાં એમ કહ્યું કે, દેવ નથી કોઈ નિરધાર.
નષ્ટ થયા છે, ભ્રષ્ટ કર્યા છે, કોઈ નથી શુભ કૃત કરનાર. ૧ મૂ.

૨ સમજણહારો કે પ્રભુ શોધક જગમાં કોઈ છે કે નાહિ?
તે જોવાને આકાશેથી કીધી દૃષ્ટિ માનવ માંઈ. ૨ મૂ.

૩ તેઓ ભટકી સર્વ ગયા છે, અશુદ્ધ થઈ તેઓની જાત.
રૂડું કર્તા કોઈ નાહીં, એકે પણ નાહીં સાક્ષાત. ૩ મૂ.

૪ શું દુષ્કર્મી જાણે નાહીં, અન્ન પેઠે મજ લોકો ખાય.
પ્રભુની વિનંતિ કોઈ કાળે, તેઓ કરતા નથી કદાય. ૪ મુ.

૫ જ્યારે બીક નતી કો ઠામે, ત્યારે તેઓ બીધા પૂર;
કાંકે તુજને ઘેર્યો, તેનાં હાડો કીધાં દેવે ચુર. ૫ મુ.

તેં તેઓને બહુ લજવાવ્યા, કાંકે દેવે કર્યો ધિક્કાર.
૬ સિયોનમાંથી ઇસ્રાયલનો કોણજ દેશે તારણહાર ? ૬ મુ.

પ્રભુ નિજ લોકતણાં બંધનમાં, આવે પાછો કરવા સાધ્ય.
ત્યારે યાકુબ બહુ હર્ખાશે, ઇસ્રાયલ આનંદી થાય. ૭ મુ.

---

ઝીફીઓએ સાઉલને જે વખતે કહ્યું કે દાઉદ શું હમારી સાથે સંતાઇ રેતો નથી? તે વખતે રચેલું નગીનોત પર; વગાડનાર સરદારને સારૂ ઉપદેશનું દાઉદનું આ ગીત છે.

ગીત ૫૪. છંદ વિક્રાંત. અક્ષર ૧૭. માત્રા ૨૪. તાલ ૬.

(-⏑⏑-⏑⏑-⏑⏑-,⏑⏑-⏑⏑--)

૧ હે પ્રભુ આપ તમો મજને સહુ કાળ ઉગારો,
ને તુજ શક્તિ થકી કરજે મજ ન્યાયજ સારો. ૧ હે પ્રભુ.

૨ હે પ્રભુ આપ વળી સુણજે મજ પ્રાર્થ બધાએ
ને મુખ વાત ભણી ધરજે તુજ કાન સદાએ. ૨ હે પ્રભુ.

૩ કારણ કે પરદેશ તણા સહુ લોક રહ્યા છે
વેર કરી મજથી ઉલટા,— બહુ ક્રૂર થયા છે; ૩ હે પ્રભુ.

ને જુલમી મજ જીવ તણો અતિ શોધ કરેછે,
ને પ્રભુથી નિત ને નિત તે સહુ દૂર રહેછે. ૪ હે પ્રભુ.

૪ જો, શુભ સાહ્યક છે પ્રભુજી નિત ને નિત મારો,
ઈશ્વર છે મજ જીવતણો બહુ તારક સારો. ૫ હે પ્રભુ.

૫ તે મજ શત્રુતણો બદલો સહુ પૂરણ લેશે,
તું તુજ ન્યાયથકી રિપૂને બહુ મારજ દેશે. ૬ હે પ્રભુ.

૬ હું બહુ હર્ષથકી જગનો આશીશ ઘણા તો;
હે પ્રભુ હું શુભ સ્તોત્ર કરૂં તુજ નામ તણા તો; ૭ હે પ્રભુ.

કારણ કે સહુ કામજ એ શુભ છે અતિ સારૂં
૭ માટ કર્યું દુઃખથી પ્રભુએ બહુ તારણ મારૂં. ૮ હે પ્રભુ.

એજ થકી મજ નેત્ર પડે પરખીશ બધાને;
શત્રુ ભણી બહુ લક્ષ કરી નિરખીશજ ધ્યાને. ૯ હે પ્રભુ.

---

मुख्य वगाडनारने सारुं नगीनोत पर, उपदेशनुं; दाउदनुं गीत.

गीत ५५. सवैयाबत्रीशो. ताल ८. (४८,४४,,४८,४--)

૧ હે પ્રભુ, મારી સહુ અરજીને કાન લગાડી નિત્યે દેજે;
ને સહુ મારાં માગ્યાથી તો છૂપીને નહિ તું તો રેજે. ૧ હે પ્ર.

૨ લક્ષ લગાડી મારી ગમ તું, ઉત્તર દેજે મજને સારો;
શોક વિષે હું રૂદન કરૂંછું દુશ્મનથી હું કરૂં પોકારો. ૨ હે પ્ર.

૩ વૈરીના તો શબ્દો લીધે ને દુષ્ટોના જુલમ માટે;
હું તો મારા મનડા માંહે દુઃખ સહુંછું તે સહુ વાતે. ૩ હે પ્ર.

૪ મજમાં મારૂં મન ઉકળ્યું છે ધાક પડયો છે મરણજ કેરો;
૫ ભયને ત્રાસો બહુ આવ્યા છે ને કંપારે ઘેરો. ૪ હે પ્ર.

૬ ત્યારે મેં તો એવું કેતાં મજ મનડામાં વાત વિચારી,
ખબુતર સરખી મજને પાંખો કોણજ દેશે એવી સારી. ૫ હે પ્ર.

કે જેથી હું ઊડી નાશી નિરાંતે ત્યાં પામું વાસો;
૭ કે તેથી હું વનમાં નાસું ને ત્યાં પામું વાસો ખાસો. ૬ હે પ્ર.
સિલા.
૮ કે હું મોટા વાયુથી ને ભારે બલકટ આંધીમાંથી
બહુ જલદી હું ઊડી નાશી રક્ષા પામું રૂડી ત્યાંથી. ૭ હે પ્ર.

૯ હે પ્રભુ મારા સ્વામી પોતે એની બોલી જૂદી પાડો;
કાંકે દીઠા જુલમ તેના ને નગરોમાં મોટી રાડો. ૮ હે પ્ર.

૧૦ નિશદિન તેઓ કિલ્લાપરતો ભમતા ભમતા રોજ ફરે છે;
તેઓ મધ્યે વ્યર્થપણું ને મોટાં કષ્ટો જારી રે છે. ૯ હે પ્ર.

૧૧ તેઓમાં છે છેતરપંડી દુષ્ટપણું ને બહુ કપટાઈ;
તેઓના સહુ રસ્તામાંથી તેતો સર્વ જાએ નાઈ. ૧૦ હે પ્ર.

૧૨ બદ્દો ધરતા જો રિપુ હોતે, તો વેઠત હું સહુ મનમાંઈ,
જો મજ દ્વેશક ગર્વી હોતે તો તેથી હું રેત લપાઈ. ૧૧ હે પ્ર.

૧૩ પણ તું મારા સરખો માનવ, ને મજને બહુ શિખવનારો,
ને ઓળખીતા જનના જેવો, તું જ હતો મજ વિશે સારો. ૧૨ હે પ્ર

૧૪ સંપ કરીને માંહોમાંહે અમે કરી બહુ વાતો ભારે;
અમે ગયા બહુ લોકો સાથે ઈશ્વરના મંદિર મોઝારે. ૧૩ હે પ્ર.

૧૫ પણ તેઓને મોત પકડશે, ને જીવંતા કબરે જાશે;
કાંકે દુષ્ટપણું બહુ રેછે તેઓના ઘરકેરે વાસે. ૧૪ હે પ્ર.

૧૬ પણ હું તો મજ પ્રભુજીકેરી કરીશ વિનંતિ વ રંવારી;
માટે મારો પ્રભુજી પોતે મજને પૂરો લેશે તારી. ૧૫ હે પ્ર.

૧૭ સાંજ, સવારે, પૂર્ણ બપોરે પોકારીને કાઢિશ વાળી,
તે સર્વેને તે તો સુણશે જે બોલું હું શબ્દો તાણી. ૧૬ હે પ્ર

૧૮ સામાવાળાથી મજ આત્મા શાંતપણામાં તારી લેશે,
કાંકે મજ સાથેજ હતા બહુ તેથી મજને છોડી દેશે. ૧૭ હે પ્ર.

१९ જે પ્રભુ આદ અનાદીનો છે તે સહુ સુણશે વાણી મારી;
તેઓને તે નીચા પાડી દુઃખો દેશે વારંવારી. १८ હે પ્ર.
સિલ્લા.
કાંકે તેઓ કેરી સ્થિતિ બદલાઈ ના કોઈ વારે,
માટે તેઓ જીહોવાની બીકજરાખેનાહીંભારે. १९ હે

२० તેણે શાંતિવંતો ઉપર નિજ હાથોને લાંબા કીધા;
ને તેઓએ પોતાકેરા સહુ બંદોબસ્ત તોડી દીધા. २० હે પ્ર.

२१ તેઓનાં મુખકેરી વાતો નરમ હતી માખણથી ભારે;
પણ તેઓનાં મનડાં માંહે પૂર્ણ હતી વઢવાઢ વધારે. २१ હે પ્ર.

ને તેઓની વાત હતી સહુ તેલજ કરતાં લીસી સારી,
તો પણ ખુલ્લાં ખડગ પ્રમાણે સર્વ હતી તે વાત નઠારી. २२ હેપ્ર.

२२ તું પ્રભુપર તુજ બોજો ધરજે તે તુજ પાલન કરતો રેશે,
તે કો કાલે ન્યાયી જનને હલવાને તો નાહીં દેશે. २३ હે પ્ર.

२३ હે પ્રભુ તેઓને તું પોતે પૂરે પૂરી શિક્ષા દાખે;
ને તું તેને દુઃખો દેતાં, નાશતણા ખાડામાં નાખે. २४ હે પ્ર.

ખુન કપટના જે જે માનવ પૂરા દાડા જીવે નાહીં;
પણ સહુ કાળ હું તો પોતે રાખીશ પ્રતીત તારા માંહી.

---

मुख्य वगाडनारने सारु; योनथईलम; रेहोकीम पर; दाउदनुं. मिकताम.
ज्यारे पलस्तिओए गाथमां तेने पकडी लीधो ते वारनुं गीत.

**गीत ५६.** छंद देव. अक्षर २४. मात्रा ४०, ताळ ८.

(⏑––⏑––⏑––⏑––,⏑––⏑––⏑––⏑––)

१ અરે દેવ રાખો દયા તો તમારી. મને તો મનુષ્યો ગલતાંજ રેછે.
અહોરાત્ર તો સર્વ મારીજ સાથે લઢીને ઘણા જુલમો તો કરેછે.
અરે. १

૨ અને હું તણા સર્વ વૈરી સદાએ મને તો ગળી જાયછે વારવારે;
અરે કેમકે દેવ તેઓ બધા તો કરે હું વિષે તે લડાઈજ ભારે.
અરે. ૨

૩ ડરૂં હું ઘણો આપ પોતેજ જ્યારે કરૂંછું ભરોંસોજ ત્યારે તમારો;
૪ અને તે તણા શબ્દ માહે કરૂંછું ઘણો દેવ માહે મહિમાજ સારો.
અરે. ૩

કર્યો છે ભરોંસો ઘણો દેવમાં મેં મને માનવી શું કરે દેહ ધારી?
વળી તેમનાથી ઘણો દીલમાહે ડરૂં રે નહીં છેક હું વારવારી.
અરે. ૪

૫ સદા સર્વ તેઓ વિરૂદ્ધ ભમેછે અને તે મરોડે બધા શબ્દ મારા;
બધી યોજના તેમની છે નઠારી કરે હું વિષે તે વિચારો નકારા.
અરે. ૫

૬ બધા શત્રુઓ એકઠા તો મળીને મને. મારવાને છુપાતા ફરેછે,
સદા પાય તાકી રહેછેજ મારા અને પ્રાણની વાટ જોયા કરેછે.
અરે. ૬

૭ થશે શું કદા મુક્તિ ભુંડાપણાથી? બધા દુષ્ટ નીચાજ હે દેવ નાખો.
૮ ગણેછે બધા ફેર મારા ખરા તું, તમે આંસું મારાં કુપીમાંય રાખો;
અરે. ૭

વળી શું નથી આંસુ મારાં તમારી વહીમાં બધાંએ ખરાં તો લખેલાં,
૯ કરૂં હું તમારી ભણી અર્જ જ્યારે ફરે શત્રુ પાછા બધા તેજ વેળા;
અરે. ૮

વળી કેમકે હુંજ જાણું સદાએ રહેછે યહોવા સદા પાસ મારી.
૧૦ યહોવા વિષે તે તણા શબ્દમાં હું વડાઈ કરૂંછું ઘણી વારવારી.
અરે. ૯

વળી તે તણા શબ્દમાં દેવની યો વડાઈ કરૂંછું સદા પૂર્ણભારી,
૧૧ અને દેવમાં હું ભરોસો કરૂંછું મને માનવી શું કરે દેહધારી?
અરે. ૧૦

વળી એજ માટે કદા મનમાંહે ડરૂં રે નહીં હું ઘણો કોઈ વારે.
૧૨ અરે દેવતારૂપી બધી માનતાઓ ખરી મુજ પાસે રહેછે સદા રે;
અરે. ૧૧

તમારો ખરો હું સદા એજ માટે ઘણો પાડ માનીશ રે મનમાંઈ.
૧૩ વળી કેમકે મોતથી જીવ મારો તમે તો બચાવીજ લીધો સદાઈ,
અરે. ૧૨

અને પાયના પૂર્ણ ધક્કા વિષેથી, તમે શું મને તો બચાવ્યોજ નાહીં?
વળી કેમક હું પ્રકાશીત દેશે અને દેવ પાસે રહું રે સદાઈ.
અરે. ૧૩

---

मुख्य बजाडनारने, अल्नाशिथ; दाऊदनुं; भिक्तनाम. ज्यारे ते
शाऊलथी नहासीने भोंयरामां संताई गयो तेवारनुं गीत.

गति ७७. छंद चरणाकुल. मात्रा १६ ताल ४. (४४४--)

१ हे प्रभु, मज पर करुणा राखो, हे प्रभु, मज पर करुणा राखो;
कां के मज आत्मा तज मांही, राखेछे प्रतित सदाई. १

आ दुःखोना टळतां सुधी, आविश शरणे लावी शुद्धी;
त्यांलग तुज पांखोनी छाये, आवुं शरणे हुं तेमांये. २

२ मारूं सर्व जे जे कांई, पूर्ण करे जे देव सदाई;
तेमज जीहोवानी पासे, अर्ज करीश हुं बहु विश्वासे. ३

३ ते मोकलशे आकाशेथी, ने मुजने ते तारे तेथी;
जे मुजने ईच्छेछे खावा, तेनी निंदाथी छोडावा. ४
सिल्ला.

देव दया ने करुणा सारी, मोकलशे ते वारंवारी;
४ सिंहोमां छे आत्मा मारो, ने अग्निमां छुं वसनारो. ५

भाला ने बाणोना जेवा, तेओना छे दांतो तेवा,
ने तीक्ष्ण तलवारो जेवी, तेओनी छे जीभो एवी. ६

तेवा मानव पुत्रो मांहीं, हुं मज वास करूंछुं त्यांई;
५ हे प्रभु तुं बहु श्रेष्ट मनाजे, आकाशेथी ऊंचो थाजे. ७

સર્વે કાલે મહિમા તારો, આખી જગમાં થાજો સારો;

૬ મારાં પગલાં માટે તેણે, છાની જાળો માંડી એણે. ૮

તેઓએ મુજ જીવ દબાવી, પૂરો દીધો છેક નમાવી.

મારે સારૂ ખોદ્યો ખાડો, તેમાં પોતે પડિઆ આડો. ૯

૭ તત્પર છે મુજ મનડું સારૂં, હે પ્રભુ સિદ્ધ છે મન મારૂં;

માટે રૂડાં સ્તવનો તારાં, નિત નિત ગાઈશ હું તો સારાં. ૧૦

૮ હે મુજ ગૌરવ, જાગી ઉઠો, ને નાબલ કીનુરો ઉઠો

હું પણ જાગિશ પરોઢ પેલાં, ને તુજ સ્તવનો ગાઈશ વેલાં. ૧૧

૯ હે પ્રભુ હું તો લોકો માંહી, ગાઈશ તારાં સ્તોત્રો ત્યાંઈ;

હે પ્રભુ ગાઈશ તારી પાસે, ને પરદેશી લોકો વાસે. ૧૨

૧૦ કાં કે તારી કરૂણા રૈછે, ગગનો સુધી તે પોંચેછે;

ને તુજ સાચપણું ભારેછે, વાદળ સુધી તે અડકેછે. ૧૩

૧૧ હે પ્રભુ આકાશોને પારે, ઊંચો થાજે એવા ભારે.

તુજ મહિમા તો સહુ જગ માહીં ફેલી રૈજો પૂર્ણ સદાઈ. ૧૪

---

मुख्य वगाडनारने अलताशिथ, दाउदनुं गीत.

गीत ५८. छंद दालरो. अक्षर २४. मात्रा २९. ताळ ५.

(--υ--υ--υ--υ--)

૧ શું રે તમે મૌન રૈ સત્ય વાણી વદોછો?

રે માનવી પુત્ર શું સત્ય ન્યાયે કરોછો?

૨ પોતાતણા અંતરોમાં કરોછો અન્યાયી,

હા ભૂમિમાં હાથના કેર દોછો તુલાઈ. ૧

૩ દુષ્ટો થયા પારકા ગર્ભમાંથી બધાએ,

જન્મ્યા પછી વાદ મિથ્યા કરીને ભ્રમાએ.

૪ તેઓતણું ઝેર છે સર્પના ઝેર જેવું,

જે સર્પ બેરા કરે કાન, છે એજ તેવું. ૨

૫ જે મંત્રકારી તણું તો નથી સુણનારો,
તેઓ બધા તેમના તુલ્ય છે એમ ધારો.

૬ હે દેવ તેઓતણા મુખમાં દાંત પાડો,
જુઆન સિંહોતણી દાઢ તોડીજ કાડો. ૩

૭ તે જેમ પાણી વહે તેમ તો નિત્ય થાજો
પોતાતણા બાણને તાણતાં તે કપાજો.

૮ ગોકળગાએ પેઠે એ જશે પીંગલાઈ,
સ્ત્રી ગર્ભપાતો પેઠે સૂર જોશે ન કાંઈ. ૪

૯ હાંડી તપ્યાને અગાઉ બળે જેમ કાંટા,
તેઓ બધા એમ કોપે જશે નષ્ટ થાતા.

૧૦ એવી સજા દુષ્ટની સર્વ સાચાજ જોઈ
દુષ્ટોતણા રક્તમાં પાય લેશેજ ધોઈ. ૫

૧૧ નિશ્ચે ખરો લાભ છે ન્યાયને એમ જાણી
એ દેખનારા બધા બોલશે મુખવાણી.

---

ज्यारे साउले माणस मोकल्या अने तेओए दाउदने मारीनाखवा सारु घर घेर्युं त्यारे मुख्य वगाडनारने सारु अलताशिथ; दाउदे सुनानुं आ गीत गायुं.

## गीत ५९. छंद भुजंगी अक्षर १२. मात्रा २०. ताळ ४.

(υ——υ——υ——υ——)

૧ અરે દેવ તું છે યહોવાજ મારો,
મને દે બધા શત્રુથી છૂટકારો;
બધા શત્રુ જે હું ભણી ઉઠનારા,
મને તે થકી તારજે દેવ મારા. ૧

૨ કુકર્મી થકી દે મને છૂટકારો,
અને રક્તના માનવીથી ઉગારો.

૩ જુઓ, કેમકે દેવ, તેઓ લપેછે,
અને જીવ મારા વિષે તે છુપેછે. ૨

અરે દેવ ગુન્હા અને પાપ મારાં
નહિ કો છતાં હું વિષે નિરધારા;

બલિષ્ટો ચઢી હું ભણી આવિયા છે,
ઘણા જોરવાળાજ ટોળે થયા છે. ૩

૪ વિના વાંક તે દોડતા તો ફરેછે,
અને એમ તેઓ સદા સિદ્ધ રેછે.

જુઓ, ને કરી લક્ષ આ સર્વ, દેવા,
અને જાગજે રે મને સાહ્ય દેવા. ૪

૫ અરે દેવ તું ઇસરાએલનો જે
અને સૈન્યનો દેવ તું તો અરે તે.

વિદેશી બધા લોકને જોઈ લેવા,
તમે જાગજે ને અરા રે યહોવા. ૫

બધા દુષ્ટકારી અને કુડધારી,
ન રાખો દયા તે ભણી તો તમારી. સિલ્લા.

૬ સમીસાંજમાં સર્વ આવી મળેછે,
અને શ્વાન જેવા ભસંતા રહેછે; ૬

વળી શેરની આસપાસે બધાએ,
ભમંતા ભમંતા રહેછે સદાએ.

૭ જુઓ મુખથી દુષ્ટ વાતો બકેછે,
અને હોઠમાં ખૂબ ખાંડાં વસેછે; ૭

સદા એમ તેઓ કહંતા રહેછે,
બધું આ અરૂં કોણ સૂણી લહેછે.

૮ પરંતુ, અરે દેવ, તું પૂર્ણ ભારે
કરે તેમના ઉપહાસો સદા રે; ૮

અને સૌ વિદેશી તણા તો વધારે
હમેશાં કરી જોશ તું તો ઠઠારે.

૯ ઘણા તેમના જોર લીધે, તમારી
કરૂં આશા હું તો ઘણો પ્રેમ ધારી. ૯

સદા કેમકે દેવ પોતેજ મારો
ખરો આસરો એજ છે આપનારો.

૧૦ યહોવા કૃપાલુ ખરો દેવ મારો
સદા આવશે હું ભણી એજ સારો, ૧૦

મને દેવ રાખે બધા શત્રુ માંહીં,
અને શત્રુને હું નિહાળું સદાઇ.

૧૧ તમે તેમને મારશો ના વિદારી
રખે લોક મારા ભુલે એજ વારી, ૧૧

વળી તેમને શક્તિથી દે નસાડી,
અને તેમને નાખ તું નીચ પાડી;

અરે દેવ તું ઢાલ છે રે અમારી,
(અને તું સદા સાહ્ય છે પૂર્ણ સારી). ૧૨

૧૨ બધા તેમના મુખના પાપ માટે,
અને તેમના હોઠની જૂઠ વાતે,

વળી તેમના ક્રૂર હંકાર માંહી
જશે છેક તેઓ બધા પકડાઇ. ૧૩

અને સર્વ તેઓ લપંતા રહે છે,
તથા શ્રાપને વ્યર્થ વાતો બકે છે,

૧૩ કરો કોપથી તેમનો નાશ ભારે,
કરો નષ્ટ, કે એ બધા હોય નારે. ૧૪

બધા જાણશે કે યહોવા સદાએ,
કરે છે નકી રાજ્ય યાકૂબમાંએ. સિલ્લા.

૧૪ સમીસાંજમાં સર્વ આવી મળેછે
અને શ્વાન જેવા ભસંતા રહેછે, ૧૫

વળી શેહેરની આસપાસે બધાએ
ભમંતા ભમંતા રહેછે સદાએ.

૧૫ સદા ભક્ષને કાજ તેઓ ભમેછે,
અને તૃપ્ત નાહીં થયાથી બકેછે; ૧૬

તમારી ઘણી શક્તિ માટે સદાઇ,
કરૂં સ્તુતિ હું તો ઘણાં ગીત ગાઇ.

૧૬ વળીનિત્યનેનિત્યહુંસર્વમાંહી,
જણાવું તમારી કૃપા પ્રાતમાંહી, ૧૭

તમે કેમકે આસરો છો અમારો,
અને દુઃખના વખતમાં શર્ણ સારો.

૧૭ અહો દેવમારા ઘણી શક્તિવાળા,
કરૂં ગાન તારાં સદા સર્વકાલા; ૧૮

તમે કેમકે છો બુરો થોભ મારો
અને દેવ તું છે કૃપાપૂર્ણ સારો.

---

दाउदे ज्यारे आरामना हराईम तथा आराम सुबाना साथे लडाई कीधी
अने ज्यारे योआबे पाछा फरीने खारना मेदानमां बार हजार
एदोमीओने मारी नाख्या ते समे शुशान एदोथमां
वगाडनार सरदारने माटे दाउदनुं आमिकताम गीत.

गीत ६० छंद सत्तावीसी. ताल ७. (४४, ४४,, ४४ – ०

૧ હે પ્રભુ તેં તો અમને ત્યાગી દીધા છેજ જરૂર,
ને અમને તેં હાંકી કાડી, વેર્યા છે બહુ દૂર; હે. ૧

ને અમ પર તું આપ થયો છે, ગૂસે તો નિરધાર;
તો પણ હે પ્રભુ તું અમ પાસે વળ પાછો આ વાર. હે. ૨
૨ તેં સહુ પૃથ્વી કંપાવીને, તેના કીધા ખંડ;
ભૂમિ હવે હાલેછે માટે, કરજે એજ અખંડ. હે. ૩
૩ તેં તુજ લોકોને દેખાડી, દુર્દશાની વાત,
ને તેઓને ગભરાટોનો પાયો રસ સાક્ષાત. હે. ૪
૪ તેં તો તુજથી બીનારાને, આપી ધ્વજા ખાસ;
કે સત માટે ઊંચી રાખી દરસાવે ચોપાસ. હે. ૫
૫ કે સહુ તારા વ્હાલા જન તો પૂરા છૂટી રેજ
તારે જમણે હાથે તારી મજને ઉત્તર દેજ. હે. ૬
૬ પ્રભુ નિજ પવિત્રતાએ બોલ્યો, કે હરખું હું આપ,
શકેમ ભાંગી શકોથ કેરા નિચાણનું લૌં માપ. હે. ૭
૭ ગીલાદ મનાસા મારા છે, જાણો એ સહુ વાત,
ઈફ્રાઈમ તો મારા શિરનું બલ જાણો સાક્ષાત. હે. ૮
ને યહુદા છે મારો પોતે આજ્ઞાનો દેનાર,
૮ ને મજ ન્હાવા કેરું વાસણ મોઆબ છે નિરધાર. હે. ૯
અદોમની ગમ હું તો ફેંકીશ મજ જોડો તે વાર,
ઓ પલસ્તી તું તો કરજે મજ માટે જયકાર. હે. ૧૦
૯ કો મજને પોચાડી દેશે ગઢ નગરની માંય
અદોમની ગમ મજને કોણજ, તેમાં લેઈ જાય? હે. ૧૧
૧૦ હે પ્રભુ શું તેં અમને નાખી કીધા દૂર સદાય?
હે પ્રભુ તું અમ સૈન્યો સાથે, નાજ ગયો તે માંય? હે. ૧૨
૧૧ સંકટ માંહે તું તો પોતે, અમને દેજે સાહ્ય,
કાંકે સર્વે માનવની તો સહાય મિથ્યા થાય. હે. ૧૩
૧૨ અમો પ્રભુને આશ્રે બળનાં કરશું મોટાં કામ;
ને અમ વેરીઓને ખુંદી દેશે આપ તમામ. હે. ૧૪

मुख्य वगाडनारने सारु नगीनोत पर दाउदनुं आ गीत.

गति ६१. छंद इंद्रविजय; अक्षर २३. मात्रा ३२ ताळ ८.

( –⏑⏑–⏑⏑–⏑⏑–⏑⏑,,–⏑⏑–⏑⏑–⏑⏑–– )

૧ હે પ્રભુ તું સુણ કાન ધરી મજ  અર્જ અને સુવિનંતિજ મારી;
૨ જેહ સમે મજ જીવજ વ્યાકુલ  થાય અરે બહુ કષ્ટિત ભારી.
હે પ્રભુ. ૧

તેહ સમે પરદેશથકી પણ  અર્જ કરું તમ પાસ સદાએ
૩ કે ગઢ ઉંચજ જે મજથી બહુ,  તે પર તું મજને લઈ જાએ.
હે પ્રભુ. ૨

કારણ કે શુભ ઓથ થઈ નિત  તું પ્રભુજી મજ માટ રહ્યો છે;
ને મજ શત્રુ તણા મુખથી અતિ  તું બળિયો ગઢ આપ થયો છે.
હે પ્રભુ. ૩

૪ હું તુજ મંડપમાં સહુ કાલજ  વાસ કરું શુભ, તો નિત મારો
હું તુજ પાંખતણી શરણે નિત  રે વિસરામ લહું બહુ સારો.
હે પ્રભુ. ૪

૫ કારણ કે પ્રભુ તેં સહુ માનત  માન્ય કરી સુણતાં સહુ મારી.
ને તુજથી ડરતા જન સાથજ  તેં મજને કરિયો અધિકારી.
હે પ્રભુ. ૫

૬ તું નૃપનું શુભ આયુષ્ય તો બહુ  દિર્ઘ કરી સહુ કાલજ દેશે
ને નૃપનાં વરશો વધતા બહુ  વંસ પરે ભરપૂરજ રેશે.
હે પ્રભુ. ૬

૭ એજ વળી વસશે સહુ કાલજ,  દેવ સમીપ સદા સુખમાહીં.
તેહ તણી રખશા કરવા શુભ,  સિદ્ધ કરો સત ન્યાય સદાઈ.
હે પ્રભુ. ૭

૮ એજથકી તજ નામતણાં બહુ  હું શુભ ગાન કરીશ સદાએ;
ને મજ માનતનાં વ્રત તો સહુ  પૂર્ણ કરીશ સદાય બધાંએ.
હે પ્રભુ. ૮

मुख्य बगाडनार यदुथुनने सारु दाउदनुं करेलुं आ गीत.

गति ६२. छंद चोपाया. मात्रा २८. ताल ७. (४४,४४,,४४--)

૧ મારો આત્મા નિશ્ચે પ્રભુની વાટજ જોતો રેછે;
તેની પાસેથી તો મારૂં તારણ તો થાય્છે. મા. ૧

૨ તે મજ કિલ્લો ને તારણ છે, સાચો આશ્રો મારો,
તે માટે હું કો દિનમાં પણ હાલી નહિ જનારો. મા. ૨

૩ સર્વ તમે તો માનવ ઉપર ક્યાં લગ કરશો ભુંડું?
ને બહુ તેને ઉલટું યોજી કરશો સર્વ કુડું? મા. ૩

નમી ગએલી ભીંત સરીખા, ભંગિત વાડો જેવા,
સર્વ તમે તે સરખા થઈને, મરણે જાશો એવા. મા. ૪

૪ તેઓ તેને તેના જસથી પાડી દેવા ધારે;
ને તેઓ તો જૂઠપણામાં રાજી રેછે ભારે. મા. ૫

તેઓ પોતા કેરા મુખથી આશીર્વાદો દેછે,
ને તેઓ તો મનથી મોટા શ્રાપો દેતા રેછે. મા. ૬
સિલ્લા.

૫ હે મજ આત્મા કેવલ તું તો કરજે પ્રભુની આશા;
કાંકે તેનાથી તો મજને મોટા છે દિલાશા. મા. ૭

૬ કાંકે તે તો મારો ગઢ છે, ને મજ ત્રાણ સદાઈ,
ને તે તો છે મારો આશ્રો કે હું હાલું નાહીં. મા. ૮

૭ પ્રભુમાં મારૂં તારણ મોટું ને મહિમા છે ભારી;
પ્રભુ છે મારો બલિઓ કિલ્લો ને મજ આશા સારી. મા. ૯

૮ હે સહુ લોકો તેનો રાખો નિત્ય ભરોસો ભારે;
તેના મુખની પાસે મનડાં રેડો વારંવારે. મા. ૧૦

કાંકે પ્રભુ છે આપણ કેરો મોટો આસરો સારો. સિલ્લા.
૯ નિશ્ચે આદમપુત્રોને તો મિથ્યા સર્વે ધારો. મા. ૧૧

નિશ્ચે માનવપૂત્રોને તો જૂઠા જેવા જાણો,
કાંટા માંહે સુન્ય થકી પણ એ હલકા છે માનો. મા.૧૨

૧૦ જુલમ માંહે કોઈ ભરોસો કો દિન કરશો નાહીં;
અમથી આશા કરશો નાહીં લૂટી લેવા માંહી. મા.૧૩

જ્યારે ધન બહુ વધતું થાએ પુષ્કલતાથી સારૂં;
ત્યારે તેમાં રાખો નાહીં પુરૂં મન તમારૂં. મા.૧૪

૧૧ પ્રભુ તો બોલ્યો એકજ વેળા મેં સુણ્યું બે વારે,
કે કેવળ છે પ્રભુનું સામર્થ સહુથી છેક વધારે. મા.૧૫

હે મજ સ્વામી, તારી પાસે છે કરૂણા બહુ સારી,
૧૨ કાંકે સહુનાં કૃત્ય પ્રમાણે તું દેશે સંભારી. મા.૧૬

---

दाउद ज्यारे यहुदाना अरण्यमा हतो त्यारे तेणे जे गायुं ते गीत.

गीत. ६३. छंद निरोध मात्रा २०. तोल ५. (४४४४--)

૧ હે પ્રભુ તું છે પોતે ઈશ્વર મારો,
હું તો તુજને વેલો શોધનહારો;
મારો આત્મા તુજ માટે તરશે છે,
મારૂં તંન તને બહુ વાર ઈચ્છે છે. ૧

સુકા નિર્જળ ઉજડ વનની માહી
તુજને ચાહું પ્યાર વડે બહુ ત્યાંહી
૨ જેવા પેલાં મેં દીઠા છે તારો
શુદ્ધસ્થાને મોટો મહિમા સારો. ૨

એમજ હમણાં ચાહુંછું જોવા,
તારૂં બળ ને તારો મહિમા જોવા.
૩ તુજ કરૂણા છે જીવન કરતાં સારી,
માટે હોઠે ગાઉં સ્તુતિ તારી. ૩

૪ જીવન સુધી ગાઈશ હું મન લાવી,
હું તુજ નામે આવું હાથ ઉઠાવી;
૫ જેવા લોકો ઉત્તમ ભોજન ખાશે,
ત્યારે તેવો મારો જીવ ધરાશે. ૪

હર્ષિત હોઠોથી મુખ મારૂં ગાશે,
તેથી મારૂં અંતર બહુ હર્ખાશે;
૬ હે પ્રભુ મારા બીછાનામાં તારૂં
ધ્યાન ધરૂં હું સંભારીને સારૂં. ૫

૭ તું મજ રક્ષક માટે ગીતો ગાઉં
ને તુજ પાંખોની છાંયે હર્ખાઉં.
૮ મારૂં મન તુજ પાછળ બહુ દોડેછે,
ને તુજ જમણો હાથ મને રક્ષેછે. ૬

૯ જે મજ આત્મા કેરા શોધે નાશો,
તે સહુ પૃથ્વી નીચે પામે વાસો.
૧૦ તેઓ સર્વે તરવારે પકડાશે,
ને શીઆળો કેરા હીસા થાશે. ૭

૧૧ પણ રાજા પ્રભુમાં આનંદી થાશે
ને પ્રભુના સમ ખાનારા હર્ખાશે;
પણ જે જે જન જુઠું ભાખી જાશે,
તે તે જનનાં મુખડાં બંધ કરાશે. ૮

---

મુખ્ય વગાડનારને સારૂ દાઉદનું ગીત.

ગીત ૬૪. છંદ મૃગાંક. માત્રા ૨૩ તાલ ૬ (૪૪૪૪,, ૪૪-૫).

૧ હે પ્રભુ હું તુજ પાસે વિનવું જે જે વાર,
ત્યારે તું તો સુણજે મારા સહુ પોકાર. હે. ૧

મારા સર્વ વૈરી હોશે જે નિરધાર
તેના સર્વ ભયથી મારો જીવ ઉગાર. હે. ૨

૨ ભુંડાની સહુ છાની મસલતથી સંતાડ,
ને કુકર્મી કેરા કપટેથી દે આડ. હે. ૩

૩ જે નિજ જીભ ઘસેછે તીક્ષણ ખડગ સમાન,
તે નિજ કડવા શબ્દો મારે, બાણ પ્રમાણ. હે. ૪

૪ તેઓ સહુ સાચાને મારેછે સંતાઈ,
એકાએકે મારી બીક ધરે ના કાંઈ. હે. ૫

૫ તેઓ ધીર ધરેછે ભુંડાં કરવા કાજ,
છાના ફાંદા ધરવા યોજેછે મનમાંજ. હે. ૬

તેઓ રોજ કરેછે માંહોમાય વિચાર,
કે આ ભુંડાં કામો કોણજ છે જોનાર. હે. ૭

૬ તેઓ ભુંડાં કૃતને રોજ તપાસે પૂર,
પાકી રીતે તેનો શોધ કરેજ જરૂર. હે. ૮

તેના અંતર કેરા સર્વ જે વિચાર
ને મનડાના મર્મો, ભુંડા છે નિરધાર. હે. ૯

૭ પણ પ્રભુ તેને મારે એકાએકી બાંણ,
તેથી તેને પડશે મોટા ક્ષત નિધાન. હે. ૧૦

૮ ત્યારે નિજ જીભોને પાડે પોતામાંય,
એવું જે જન જોશે તેઓ નાશી જાય. હે. ૧૧

૯ ત્યારે સર્વે માનવ ડરશે પામી ત્રાસ,
ને પ્રભુ કેરાં કામો પ્રગટાશે ચોપાસ. હે. ૧૨

ને પ્રભુ કેરાં કૃત્યો જે હોશે નિરધાર,
તેને ધારી ધારી જોશે વારંવાર હે. ૧૩

૧૦ ત્યારે સાચા પ્રભુમાં પામે બહુ ઉલ્લાસ;
ને જીહોવા કેરો ધરશે તે વિશ્વાસ. હે. ૧૪

ને જે સર્વે સાચા હોશે મનની માંય,
તેઓ પોતે મોટા આનંદે હર્ખાય. હે. ૧૫

---

मुख्य वगाडनारने सारु दाउदनुं गीतगान.

गीत ६५. छंद निबद्ध. मात्रा २० ताळ ५. (४४४४--)

૧ હે પ્રભુ તારા મોટા સિયોનમાંઈ શાંતપણામાં સ્તવનો રેછે ત્યાંઈ.
ને તુજ માટે સિયોન કેરે વાસે, ત્યાં સહુ તારી માનત પૂર્ણ કરાશે.
હે પ્રભુ. ૧

૨ હે, તું અરજીના સુણનારા દેવા, સહુ તુજ પાસે આવી કરશે સેવા.
૩ મજપર પાતક પ્રબલ થઈને રેછે પણ મજ ગુનહા માફ કરી તું દેછે.
હે પ્રભુ. ૨

૪ જેને રેવા તારા ઘરને વાસે, નિવડીને લાવે તારી પાસે;
તેતો ભારે આશિર્વાદી થાશે, ને તુજ મંદિર માંહે બહુ હર્ખાશે.
હે પ્રભુ. ૩

તુજ ઘરને મંદિરની ઉત્તમતાથી અમો ધરાશું તેના બહુ મહિમાથી.
૫ હે તું દેવ, અમારા તારણહારા, અચરત કામોથી ઉત્તર દેનારા;
હે પ્રભુ. ૪

સાગર ને જગમાં જે દૂર વસેછે, તે સર્વેને તું તો આશ્રા દેછે.
૬ તું નિજ બળથી પાડોને થાપેછે, ને બહુ બળથી વેષ્ટિત થઈને રેછે.
હે પ્રભુ. ૫

૭ સાગર કેરા મોજાના ફુફાટા, ને લોકોના તોફાની ખૂમાટા
(હે પ્રભુ તારૂં બળ બહુ ત્યાં તું દાબે) ચૂપ કરી તેઓને તું તો નાખે.
હે પ્રભુ. ૬

૮ જેઓ રેહે આઘા દેશોમાહીં તારા કૃતથી ડરશે તે મનમાંહેં.
અસ્ત અને ઉદેનું નીગમન જે છે, તું તો તેને હર્ખાવી બહુ દે છે.
હે પ્રભુ. ૭

૯ તું પૃથ્વી પર દૃષ્ટ કરે છે તારી, ત્યારે જલથી સિંચાવે છે સારી;
તું પૃથ્વીને બહુ બહુ સફલ કરે છે, તું જલવાળી નદથી ભિંજાવે છે;
હે પ્રભું. ૮

તું એ રીતે સફલ કરી થાપે છે. તું તે પર બહુ અનાજ તો આપે છે;
૧૦ તું ક્ષેત્રો પર વર્ષાદો વર્ષાવે, તું તેના સહુ ચાસોને ભિંજાવે;
હે પ્રભુ. ૯

તું તેના સહુ રોપાને ઉગાવે, તું તેના પર આશિર્વાદો લાવે;
૧૧ તુજ કરૂણાથી તે સહુ સફલ કરે છે, તુજ વાટોથી સૌ તાજુંયે રેહે છે.
હે પ્રભુ. ૧૦

૧૨ જંગલનાં સહુ રાન ફલિફૂલે છે, ને સહુ પાડો આનંદે હર્ખે છે;
૧૩ ટોળાંથી સહુ રાનો વષ્ટિત રેહે છે, ક્ષેત્રો દાણાથી બહુ ઢંકાએ છે.
હે પ્રભુ. ૧૧

તેઓ જયજય શબ્દ કરી હર્ખે છે, તેઓ સર્વ ઉમંગે ગાએ છે.

मुख्य वगाडनारने सारु गायनगीत.

गीत ६६. छंद चवेद. मात्रा ३९. ताल ५. (१२, ४ – ५).

१ હે સહુ જગના વાસી, ગાજો ગાન;
હર્ખિત શબ્દે દેજો પ્રભુને માન.
૨ તેના નામે કરજો પૂર્ણ વખાણ,
ને સહુ માનો સ્તવનો મહિમાવાન. હે સહુ. ૧

૩ પ્રભુની પાસે કેહેજો એવી વાત,
ભયકર તું છે નિજ કામે સાક્ષાત.
તારૂં મોટું બળ છે શ્રેષ્ઠ સદાય,
માટે વૈરી સહુ તુજ શરણે થાય. હે સહુ. ૨

૪ સહુ જગવાસી ભજતાં દેશે માન,
ને તુજ નામે ગાતાં કરશે ગાન. સિલ્લા.
૫ આવો પ્રભુનાં જોજો સર્વે કામ,
પ્રભુ ભયકર છે માનવમાંજ તમામ. હે સહુ. ૩

તેણે સુકવ્યો દરિયાને નિરધાર,
૬ ને નદથી તે ચરણે ચાલ્યા પાર.
ત્યારે આપણ સર્વે માહેમાય
મગ્ન થઈને હર્ખ્યા ભારે ત્યાંય. હે સહુ. ૪

૭ તે પોતાના બળથી સર્વે માંઈ
રાજન થઈને રેછે આપ સદાઈ;
તે નિરખેછે સહુ પરદેશી જાત,
કે ગર્વી નહિ ગર્વ કરે મન સાથ. હે સહુ. ૫

૮ હે લોકો, પ્રભુને કો ધન્ય સદાય,
તેના સ્તવનો પ્રગટો સર્વે માંય.
૯ એજ કરેછે આત્માની સંભાળ,
ને પગ નહિ ખસવા દે તે કો કાળ. હે સહુ. ૬

૧૦ કાંકે હે પ્રભુ અમને પરખ્યા પૂર,
રૂપા સર્ખા કરિયા તેંજ જરૂર.
૧૧ તેં તો અમને આણ્યા જાલમોઝાર,
ને કમરો પર મૂક્યો તેં બહુ ભાર. હે સહુ. ૭

૧૨ તેંજ અમારા માથાં પર સાક્ષાત
બેસાડ્યા છે સર્વે માનવ જાત.
અમે ગયા સહુ અગ્નિ જળથી પાર,
ને તેં આપ્યા શુભ ઠામો નિરધાર. હે સહુ. ૮

૧૩ હું યજ્ઞો લઈ આવિશ તારે ઘેર,
ને મજ માનત પૂર્ણ કરૂં સુપેર.
૧૪ દુઃખ સમે મેં માનત લીધી જેહ,
પૂર્ણ કરૂં હું તારી પાસે તેહ. હે સહુ. ૯

૧૫ યજ્ઞા અર્પિશ પુષ્ટોના તુજ પાસ,
ને મેંઢાના અર્પિશ ધૂપ સુવાસ;
(હું તો પોતે આવી તારે ધામ),
બકરા ગોધા અર્પિશ તારે નામ. હે સહુ. ૧૦
સિલ્લા.

૧૬ ઓ, સહુ પ્રભુથી ડરતા જન સાક્ષાત,
સર્વે આવી સુણજો આ સહુ વાત.
તેણે મારા આત્મા માટે કાજ
જે જે કીધાં તે વર્ણાવું આજ. હે. સહુ ૧૧

૧૭ મેં કીધી છે અર્જ તેની પાસ,
ને મજ જીભે મોટો માન્યો ખાસ.
૧૮ જો, હું રાખું અસત્ય મનની માંય,
તો જીહોવા મારૂં સૂણે નાય. હે સહુ. ૧૨

૧૯ નિશ્ચે દેવે સૂણ્યો મારો સાદ,
ને સૂણ્યો છે અર્જનો સહુ વાદ.
૨૦ મારી અર્જ કેરી સર્વે વાત,
દૂર ન કીધી પ્રભુએ કરૂણા સાથ. હે સહુ. ૧૩

માટે માનો પ્રભુને સ્તુત્ય સદાય,
ને સહુ દેજો તેને બહુ મહિમાય.

मुख्य बजाडनारने सारु नगिनोतपर गायन गीत.

## गीत ६७. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताल ४.

(⏑-- ⏑-- ⏑-- ⏑--)

૧ કૃપા તો કરો આપ, દેવા, તમારી;
અને દો અમોને સુઆશીસ સારી.
વળી આપના મુખનું તેજ ભારે
પ્રકાશો અમારી ભણી તો વધારે. ૧

૨ તમારો ખરો પંથ ભૂમાં બતાવા,
અને ત્રાણ તારૂં વિદેશે દર્શાવા;
૩ અરે દેવ, તારા સુઆભાર ભારે
બધા લોક મને સદા સર્વ ઠારે. ૨

વળી દેવ તારા સુઆભાર ભારે
બધા લોક માને સદા સર્વ ઠારે,
૪ બધા દેશના લોક સૌ મગ્ન થાજો
અને દેવને હર્ષથી ગાન ગાજો. ૩

કરે કેમકે તું યહોવા સદાએ
બધા લોક કેરા યથાર્થ સુન્યાએ.
૫ અરે દેવ, તારા સુઆભાર ભારે
બધા લોક માને સદા સર્વ ઠારે. ૪

વળી દેવ તારા સુઆભાર ભારે
બધા લોક માને સદા સર્વ ઠારે.
૬ ફળો ભૂમિએ આપિયાં સુખકારી
અને દેવ આશીશ દેશેજ સારી. ૫

૭ યહોવા સદા આપ પોતે વધારે
અમોનેજ દેશે સુઆશીસ ભારે
અને સર્વ પૃથ્વી તણી સીમ એથી
સદાકાલ રૈશે ડરંતીજ તેથી. ૬

मुख्य वगाडनारने मारु दाउदनुं गायन गीत.

गीत ६८. छंद दोहा. मात्रा २४. ताल ६. (४४–ν–,, ४४, –ν)

૧ જ્યારે પ્રભુજી ઊઠશે ત્યારે રિપુ વેરાય;
તેના મુખના તેજથી, દ્વેશક નાશી જાય. ૧

૨ ધૂમ તરીખે તેમને તું તો કરશે દૂર,
ને મિણના જેવા વળા ગાલી દેજે પૂર. ૨

એવા સર્વ દુષ્ટનો થાશે સહુ સંહાર;
ને પ્રભુની સન્મુખથી મોટા આશે માર. ૩

૩ પણ જે સાચા માનવી આનંદે હર્ખાય,
પ્રભુ પાસે તે હર્ખતાં રેશે આપ સદાય. ૪

૪ જીહોવાને માટ તો ગાજે સવ ગાન,
ને તેના શુભ નામનાં સ્તોત્ર કરોજ નિધાન. ૫

જેહ કરે છે ગગનમાં અસવારી ચોપાસ,
તેને મોટો માનજે, કરતાં બહુ ઉલ્લાસ. ૬

"યાહ" માં તેનું નામ છે, જાણો સર્વ જન
તેની તો સન્મુખમાં, હર્ખ કરો સહુ મન. ૭

૫ પ્રભુ નિજ પવિત્રસ્થાનમાં અનાથનો છે નાથ,
ને સહુ વિધવા નારનો ન્યાય કરે સાક્ષાત. ૮

૬ દેવ સદાય અનાથને બેસાડે ઘરમાંય,
ને જે બેડી માંય છે તેને છોડી જાય. ૯

પણ જે જે દંગા કરી રૂઠે વારંવાર,
તેઓ ઉજડ ઠામમાં રેશે ત્યાં નિરધાર. ૧૦

૭ હે પ્રભુ તું નિજ લોકમાં ચાલ્યો જે જે વાર,
ત્યારે રાન મધ્યે થઈ ચાલ્યો તો નિરધાર. ૧૧

૮ ત્યારે પ્રભુની સમક્ષથી ભૂ કાંપી તે ઠાર,
ને ટપકી ટપકી ગયાં આકાશો તે વાર. ૧૨

ઈસરાયલના દેવની સન્મુખ એવું થાય,
સિયોન મોટો પહાડ જે, તે પણ હાલ્યો ત્યાંય. ૧૩

૯ હે પ્રભુ તેં ઉદારથી મેં વર્ષાવ્યો પૂર
કે તુજ નબળા લોક જે તાજા થાય જરૂર. ૧૪

૧૦ તારા સર્વ પ્રાણીઓ વાસ કરે જે ઠાર,
તે માટે તુજ રૈમથી રાખ્યું સૌ તૈયાર. ૧૫

૧૧ જ્યારે પ્રભુ તો આપશે પોતા કેરી વાત;
ત્યારે સુવાર્તિકની સભા થશે સાક્ષાત. ૧૬

૧૨ સૈન્યોના સહુ રાય તો નાઠા નાઠા ધાય.
ઘરની સ્ત્રીઓ લુટને વેંચાને લે જાય. ૧૭

૧૩ જેમ ખબુતર પીછડાં શોભેછે રંગેલ,
સોના રૂપા રંગની જેવી દીસે વેલ. ૧૮

જ્યારે સીમામાં તમો સુસો સર્વ જાઈ.
ત્યારે એવા સૌ થશો સુંદર આપ સદાઈ, ૧૯

૧૪ જ્યારે વેરચા રાયને જીહોવાએ ત્યાંય,
ત્યારે "સાલ્મોન" માં ઘણો બરફ પડ્યો તેમાંય. ૨૦

૧૫ બાશાન કેરો પહાડ તો ઊંચો પર્વત છેજ;
બાશાન કેરો પહાડ તો પ્રભુનો પર્વત એજ. ૨૧

૧૬ જેમાં પ્રભુ વાસો કરે સર્વ કાલિક ક્ષેમ,
ઓ સહુ ઊંચા પર્વતો તે પર કુદો કેમ ? ૨૨

૧૭ રથ ને દૂતો દેવના છે અગણિત હજાર,
સિયોન મોટા પહાડ તો છે તે શુદ્ધ અપાર. ૨૩

પ્રભુ તેમાં વસતો હતો પોતે તો નિરધાર;
તેમ વસેછે દેવ તો તે જગ્યા મોઝાર, ૨૪

૧૮ તુંજ ગયો છે ઊંચ પૈ તેં લુટ્યા લુટાર.
પાપી ધર્મો કાજ તેં લીધાં દાન અપાર. ૨૫

કે જીહોવા દેવ તો, તે સર્વની માંય
વાસો કરશે તે મધ્યે પોતે આપ સદાય. ૨૬

૧૯ સ્તુત્ય થજો ધણી દેવ તું પૂરણ વારંવાર,
કે અમને કરુણા થકી ભરશે તે નિરધાર. ૨૭
સિલ્લાહ

૨૦ દેવ અમારો આપ છે મુક્તિ તણો દેનાર;
ને જીહોવા દેવ છે મૃત્યુ ટાલનહાર. ૨૮

૨૧ પ્રભુ પોતાના વૈરીનું માથું કરશે ચૂર,
ને જે ભુંડાં કામ તો નિત્ય કરેછે પૂર. ૨૯

તેનું તો જે તાળવું ટાલ પડેલું જેહ,
તેને ફોડી નાખશે સર્વે જાણો એહ. ૩૦

૨૨ જીહોવા વાણી વદી બોલ્યો એવી વાત,
બારા નથી પાછા ફરી લાવું હું સાક્ષાત. ૩૧

૨૩ કે તુજ વૈરી રક્તમાં તારો પગ બોલાય,
ને તુજ શ્વાન તણી જભા તે પણ બોલે જાય. ૩૨

૨૪ હે પ્રભુ તેઓએ બધા દીઠા તુજ પ્રચાર,
મજ પ્રભુ ને મજ રાયના શુદ્ધ જગ્યા મોઝાર. ૩૩

૨૫ આગળ ગાનારા બધા ચાલ્યા સર્વે લોક,
પાછળ સર્વ વગાડતાં ચાલ્યા થોકે થોક. ૩૪

સર્વે કન્યા મધ્યમાં કરતી ગાન મધૂર,
ડફના તાળ વડે બધી ચાલી ગાતાં પૂર. ૩૫

૨૬ ઈસ્રાયલના વંસજો કરજો પ્રભુનું માન,
મોટી મંડળીમાં બધા વંદો દેજો ગાન. ૩૬

૨૭ નાનો "બનિયામીન" ત્યાં, શરદારી કરનાર
તેની મંડળીમાય છે, યહુદાના શરદાર. ૩૭

"જબુલન" કેરા તે વિષે છે શરદારો ત્યાંય,
"નફથાલીન" તણા વળી શરદારો છે માંય. ૩૮

૨૮ તુજ દેવે દીધી ખરી આગ્ના તો સાક્ષાત,
તારૂં બલ સૌ થાપવા દેવે કીધી વાત. ૩૯

હે પ્રભુ તેં કીધાં ખરાં જે મજ માટે કામ,
થીર કરીને થાપજે તું તે પૂર્ણ તમાંમ. ૪૦

૨૯ તુજ મંદિરને કારણે યરૂશાલમ મોઝાર,
રાજા દાનો લાવશે તુજ પાસે નિરધાર. ૪૧

૩૦ જંગલના ગોધા બધા ને જે જન બલવાન,
વેચાતા લીધેલ જે વાછરડાજ નિધાન, ૪૨

તે સહુને ધમકાવજે તું પોતે ભરપૂર,
ને જે લડવા ચાહ્ય છે તેને વેર જરૂર. ૪૩

૩૧ મિશરથી ધનવાન તો નમશે તારે પાય,
કુશ પોતાના હાથ તો વેલા જોડે ત્યાંય, ૪૪

૩૨ હે જગનાં સહુ રાજ તો પ્રભુને ગાજો ગાન,
ગાજો સ્તોત્રં થકી બધા આપી મોટું માન. ૪૫
સિલ્લા.

૩૩ પૂર્વનું આકાશ જે તેનું જે આકાશ,
તેમાં અસવારી કરી જેહ કરે ચોપાસ, ૪૬

જો જો તેના શબ્દને જે કાઢે બલ સાથ,
તેજ તાણો તે શબ્દ છે બલવંતો સાક્ષાત. ૪૭

૩૪ કરજો પ્રભુની શકિતનાં સર્વ પૂર્ણ વખાણ
તેની ઇસ્રાયલમાં છે મોટાઇ નિધાન. ૪૮

ને તેની શકિત ઘણી છે વાદળ મોઝાર.
(તે જાણી સહુ ભકત તો નમશે વારંવાર) ૪૯

હે પ્રભુ તારૂં સ્થાનતો છે બહુ શુદ્ધ અપાર,
તેમાં તું પોતે વશી રૈછે થૈ ભયંકાર. ૫૦

જે પ્રભુ ઇસ્રાઇલને બળ શકિત દેનાર,
તે પ્રભુને થાજો ઘણાં સ્તોત્રોના જયકાર. ૫૧

मुख्य बगाडनारने सारु शोशानीम पर; दाउदनुं गीत.

गीत ६९. छंद शरणागत. ताल ८ (४४, ४४,, ४४ – ०)

૧ હે જીહોવા તું તો પોતે મજને પૂરો તાર;
કાંકે મારા આત્મા સુધી ચડિયાં જળ નિરધાર. ૧

૨ ઊંડા કાદવમાં ડુબુંછું, ઊભું ના રૈવાય,
અથાગ પાણીમાં આવ્યો છું લેરો તાણી જાય. ૨

૩ અર્જી કરવાથી થાક્યો છું કંઠ ગયો સુકાઈ,
ઈશ્વર કેરી વાટો જોતાં આંખ્યો તો જંખાઈ. ૩

જેઓ મારા અમથા લોક રાખેછે બહુ ખાર,
તે મજ શિરના કેશો કરતાં વધતા છે નિરધાર. ૪

જેઓ મજ પર વ્યર્થપણાથી દ્વેષ કરેછે પૂર.
બળવંતા થઈ ભુંડું કરવા ઈચ્છેછેજ જરૂર. ૫

ત્યારે મેં જે લુટ્યું નાહિ કોઈનું જે કાંઈ.
તે હું સર્વે આપિશ પાછું, બાકી રાખ્યું નાઈ. ૬

૫ હે પ્રભુ, પોતે તું જાણેછે મારી સહુ મૂર્ખાઈ,
ને મજ પાપો તારી આગળ રાખ્યું નહિ ઢંકાઈ. ૭

૬ હે પ્રભુ સૈન્યો કેરા, તારી જે જુએછે વાટ,
તેઓ સર્વે મારે લીધે લાજે નહિ સાક્ષાત. ૮

હે ઈસ્રાયલ કેરા દેવા તારા શોધક જેહ,
તેઓ પણ મજ માટે સર્વે લાજે નાહિ તેહ. ૯

૭ હે પ્રભુ, કાંકે હું તુજ નામે નિંદા પામ્યો પૂર.
ને મજ મુખડું ઢંકાયું છે લાજથકીજ જરૂર ૧૦

૮ હું ઠરિયો છું બંધવ સામાં પરધર્મીજ સમાન,
ને મજ માના પુત્રો સામાં પરદેશીજ પ્રમાણ. ૧૧

૯ કાંકે તુજ ઘરની ચીંતાએ મજને ખાધો પૂર,
ને તુજ નિંદક કેરી નિંદા મજપર પડી જ જરૂર. ૧૨

૧૦ જ્યારે હું અપવાસી થઈને રોયો જે જે વાર,
ત્યારે તે તો મારે માટે નિંદા થઈ નિરધાર. ૧૩

૧૧ ત્યારે ટાટોનાં વસ્ત્રો મેં પેર્યાં દેહમોઝાર,
ને તેઓમાં કેવત જેવો હું જ થયો તેવાર. ૧૪

૧૨ જે ભાગળમાં બેસી ઉલટી બોલે મારી વાત,
પીધેલાના ગાન સરીખો હું જ થયો સાક્ષાત. ૧૫

૧૩ હે પ્રભુ માન્યતણા કાળોમાં આવી તારી પાસ,
અર્જ કરૂં હું તારી પોતે રાખીને વિશ્વાસ. ૧૬

હે પ્રભુ, તારી પૂર્ણ કૃપાથી મજને ઉત્તર આપ.
ને તુજ તારણ કેરા સતમાં મારી અર્જી થાપ. ૧૭

૧૪ મજને કાદવ કીચડમાંહે તું તો ના ડુબાવ;
કે મજ વૈરીને પાણીથી પામું પૂર્ણ બચાવ. ૧૮

૧૫ પાણી કેરી રેલા મજને ડુબાડી ના જાય,
ને બહુ ઊંડી બોનાં કોતર મજને ગળશે નાંય. ૧૯

ખાડો પોતા કેરૂં મુખડૂં મજ ઉપર કો વાર,
બંધ ન કરશે તે તો પોતે મજ સામું નિરધાર. ૨૦

૧૬ હે જીહોવા તું તો પોતે સુણજે મારી વાત;
કાં કે તારી મોટી કરૂણા ઉત્તમ છે સાક્ષાત. ૨૧

તારી પુષ્કલ રેમ પ્રમાણે પાછો ફર ને આવ.
ને તુજ કરૂણા દાડી દાડી મારા પર દરશાવ. ૨૨

૧૭ હે પ્રભુ તારા દાસથકી તું મુખ ના ઢાંક કદાપ;
કાંકે સંકટમાં છું માટે વેલા ઉત્તર આપ. ૨૩

૧૮ મારા આત્મા પાસે રેને મજને તું તો તાર,
ને મજ વેરીઓને લીધે કરજે પૂર્ણોદ્ધાર. ૨૪

૧૯ મજ નિંદા ને લાજ ધિક્કારો તેં દીઠાં છે એજ,
ને મજ સર્વે વેરીઓ તો તારી સામાં છેજ. ૨૫

૨૦ મારૂં મનડું નિંદાઓથી સર્વ થયું છે ચૂર,
ને હું પોતે શોક વિષે બહુ થઈ ગયો છું પૂર. ૨૬

ત્યારે મેં તો કરૂણાલુની જોઈ પૂરી વાટ,
પણ મેં ત્યારે કોઈને તો દીઠો નહિ સાક્ષાત. ૨૭

ને મેં ત્યાં તો જોઈ ભારે વાટડલી બહુ વાર,
પણ મજને કો મલિયો નાહીં શાંતિનો દેનાર. ૨૮

૨૧ તેઓએ તો ખાવા કાજે મજને આપ્યું પિત્ત,
મજને શરકો પીવા આપ્યો ત્યારે થયો તર્પિત. ૨૯

૨૨ તેઓનો તો બાજઠ થાશે તેઓ માટે પાસ,
અથવા તેનાં પ્રતિફળ થાશે તેઓ માટે ફાંસ. ૩૦

૨૩ તેની આંખ્યો કરજે ઝાંખી કે ના દેખે કાંઈ,
તેની કમ્મરને કંપાવો કે તે રે ધ્રૂજાઈ. ૩૧

૨૪ તેઓ પર તું રેડી દેજે તારો કોપ હમેશ;
તેને પકડી લેજે કોપે તું થઈ ક્રોધાવેશ. ૩૨

૨૫ તેના મોલો તું તો કરજે ઉજાડ સર્વ સદાય,
ને તેઓના તંબુઓમાં વસ્તી ના દેખાય. ૩૩

૨૬ કાં કે તેં તો પોતે જેને માર્યો છે બહુ માર,
તેઓ તે પર પૂર્ણ કરે છે દ્વેષથકી બહુ ખાર. ૩૪

ને તુજથી જે પૂર્ણ થયા છે ઘાયલ સર્વ જરૂર,
તેનાં દુઃખો વધવા માટે ભાખે છે ભરપૂર. ૩૫

૨૭ માટે તેનાં પાપો માંહે વધતાં કરશે પાપ,
ને તુજ ન્યાયપણાની માંહે જવા ન દેજો આપ. ૩૬

૨૮ તારા જીવનપુસ્તકમાંથી તેને ભૂંસી નાખ,
ને તુજ ન્યાયી જનની સાથે નોંધીને નહિ રાખ. ૩૭

૨૯ હે પ્રભુ હું છું તારી સામાં દુઃખિત ને બહુ લીન,
તારું તારણ મજને કરશે ઊંચો સર્વે દિન. ૩૮

૩૦ હું તો પ્રભુના નામે સ્તવનો ગાઈશ વારંવાર,
ને હું તેને મોટો માનિશ સ્તોત્રોથી નિરધાર. ૩૯

૩૧ શિંગી ખૂરીવાળાં સર્વે ગોધા, બળદો જેહ,
તેં સર્વેથી પ્રભુને તો બહુ ગમશે ગાયન એહ. ૪૦

૩૨ સર્વે દીનો જોતાં જોતાં હર્ખાશે મનમાંય,
પ્રભુના શોધક કેરાં મનડાં જીવે સર્વે દાય. ૪૧

૩૩ કાં કે જીહોવા સાંભળે છે લીનો કેરી વાત,
ને પોતાના બંધી જનને ભૂલે નહિ સાક્ષાત. ૪૨

૩૪ આકાશો ને પૃથ્વી તારા કરશે ગાન વખાણ,
સાગરમાં સહુ ફરનારાં તો ગાશે તારાં ગાન. ૪૩

૩૫ કાં કે પ્રભુ તો તારણ કરશે સિયોન કેરું આપ,
ને પ્રભુ કરશે યાહૂદા કેરાં નગરોની તો થાપ. ૪૪

કે તે માંહે તેઓ સર્વે રાખે વતનો વાસ;
૩૬ ને સહુ તેના સેવક પુત્રો પામે વતનો ખાસ. ૪૫

જે જે પ્રભુનો પૂરા પ્રેમે, રાખે છે વિશ્વાસ,
તેઓ સર્વે તેમાં વસશે પ્રભુના સર્વે દાસ. ૪૬

मुख्य बजाडनारने सारु दाउदनुं स्मरणार्थे गीत.

गीत ७०. छंद इंद्रविजय. अक्षर २३. मात्रा ३२. ताल ८.

(– ᴗᴗ – ᴗᴗ – ᴗᴗ – ᴗᴗ, – ᴗᴗ – ᴗᴗ – ᴗᴗ – –)

૧ હે પ્રભુજી જલદી જલદી મજ   તારણ કારણ આપ પધારો;
હે પ્રભુ આપવળી જલદી મજ   ને મદદો કરવાજ સધારો. ૧

૨ જે મજ જીવન શોધક છે સહુ   તે અતિ લાજ થકી ગભરાશે,
ને સહુ જે અપકાર ઇછે મજ   તે મુખ નીચ કરી સરમાશે. ૨

૩ જે મજને અપશબ્દતણી બહુ   વાત કહે સહુ કો ઉપહાસે,
તે નિજ સર્મતણાં ફલને સહુ   ભોગવવા નિત પાછળ ધાશે. ૩

૪ જે તુજ શોધક તે તુજથી બહુ   હર્ષથકી કુદતા સહુ જાશે,
ને તુજ તારણ ઇચ્છુક માનવ   તે તુજ સ્તોત્ર કહે મુખવાસે. ૪

૫ હે પ્રભુ, હું બહુ દીન અનાથજ   માટ તમો જલદીજ પધારો,
હે પ્રભુ તું મજ તારક છે શુભ   માટ તમો જલદીજ સધારો. ૫

---

मुख्य बजाडनारने सारु ; दाउदनुं स्मरणार्थे गीत.

गीत ७१. छंद वसंद. मात्रा १६. ताल ५. (४४४४-ᴗ)

૧ હે પ્રભુ તજમાં રાખુંછું હું ભાવ,
માટે મજને કો દિન ના સરમાવ.
૨ તારા સતથી મજને તું છોડાવ,
મજગમ કાન ધરીને તુંજ બચાવ. ૧

૩ તું થાજે મજ મોટો કિલ્લો કોટ,
કે તેમાં હું રક્ષા પામું ઓટ.
તેં રક્ષણની આજ્ઞા દીધી સાર,
કાંકે તું મજ કિલ્લો, ગઢ નિરધાર. ૨

૪ હે પ્રભુ; મજને દુષ્ટોથી મુકાવ;
જૂઠા, ઘાતક હસ્તોથીજ બચાવ.
૫ કાંકે હે પ્રભુ તું છે મારી આશ;
નાનપણાથી રાખ્યો મેં વિશ્વાસ. ૩

૬ તેં મજ માતા કેરા ઉદરમાંય,
ત્યાં મજને તેં પાળ્યો છેજ સદાય,
હે પ્રભુ, માટે તુજને આપિશ માન,
ને હું ગાઈશ તારાં સારાં ગાન. ૪

૭ હું છું અચરત જેવો લોકોમાંય,
પણ તું છે મજ મોટી આશા સદાય.
૮ માટે રોજ કરું હું તારું માન,
ને મજ મુખથી ગાઉં તારાં ગાન. ૫

૯ વૃદ્ધપણામાં મજને દૂર ન રાખ,
ને નબળાઈમાં આમો ના નાખ.
૧૦ કાંકે મજ રિપુ કેછે ઊલટી વાત,
ને કરેછે આત્મા કેરી ઘાત. ૬

૧૧ તેઓ કેછે નિજ મનડામોઝાર,
દેવે તેને તજિયો છે નિરધાર;
માટે તેને પકડી, દેજો માર,
કાંકે તેને કો નહિ છોડવનાર. ૭

૧૨ હે પ્રભુ, મજથી થાજે નાહીં દૂર,
હે પ્રભુ, જલદી કરજે મદદ જરૂર.
૧૩ જે મજ આત્માકેરા વૈરી હોય,
તેઓ મોટી લાજે શરમે સોય. ૮

જે જે મારું ભુંડું મનમાં ચાહ્ય,
તેઓ નિંદા અપમાને ઢંકાય.
૧૪ પણ પ્રભુ હું તો રાખું છું વિશ્વાસ,
ને હરનિશ બહુ સ્તોત્ર કરું તુજ પાસ. ૯

૧૫ મજ મુખ પ્રગટે તુજ તારણ ને ન્યાય,
કાંકે તે હું પૂરું જાણું નાંય.
૧૬ હું તો ચાલિશ પ્રભુ બલને આધાર,
ને કેવલ તજ સત પ્રગટિશ બહુવાર. ૧૦

૧૭ હે પ્રભુ બાળપણાથી શિખવ્યું જ્ઞાન,
માટે તારાં અચરત કેરા નિધાન.
૧૮ માટે વૃદ્ધપણામાં નાહીં મુક,
હે પ્રભુ ધોળા કેશો લગ ના ચૂક. ૧૧

કે આ પેઢીમાં પ્રગટું તજ ભુજ,
ને થાનારી પેઢીમાં બળ તુંજ.
૧૯ હે પ્રભુ તારો ઊંચો બહુ છે ન્યાય,
ને તેં કીધાં અચરત કામ સદાય. ૧૨

એ માટે હું નિત્ય કરું તુજ સેવ,
તારા સરખો કો છે એવો દેવ.
૨૦ તેં તો મજને દીધાં છે બહુ દુઃખ,
પણ ખાડાથી ઊંચકી દેશે સૂખ. ૧૩

૨૧ તું તો કરશે અદકો મુજ મહિમાય,
ને ચોપાસે દેશે શાંત સદાય.
૨૨ ઓ જીહોવા મારા મોટા નાથ,
ડફથી સ્તોત્રો ગાઈશ હું સાક્ષાત. ૧૪

૨૩ હે પ્રભુ, હું તો તજને આપી માન,
તુજ પાસે તુજ સતના ગાઈશ ગાન.
૨૪ હે ઈસ્રાયલ કેરા પવિત્ર દેવ,
તંબુરાથી માંડિશ તારી સેવ. ૧૫

## સુલીમાનને સારૂ ગીત.

ગીત ૭૨. છંદ સવૈયાએકત્રીશા. તાળ ૮. (૪૪, ૪૪,, ૪૪૪--)

૧ હે પ્રભુ, તારા ન્યાય કરણ તો રાજાને સહુ દેજે સારાં,
રાય કુંવરને આપી દેજો ન્યાયપણાના સર્વ ધારા. ૧ હે'

૨ તે તુજ લોક તણો સહુ કરશે સત્યપણાથી ન્યાયજ સારો;
ને તુજ લીન તણો તે કરશે, ન્યાયથકી તો પૂર્ણ ઉગારો. ૨

૩ સર્વ પર્વત આપી દેશે માનવને સુશાંતિજ સારી,
ને ડુંગર પણ ન્યાયપણાથી સર્વ દેશે અનાજ ભારી. ૩

૪ લોકતણા સહુ દીન જનોનો, તે તો કરશે ન્યાયજ સારો;
ને લીનોના પુત્રો કેરો, તે તો કરશે પૂર્ણ ઉગારો. ૪

૫ પણ સહુ જુલમ કારક કેરા, તે તો કરશે પૂરા ચૂરા,
સૂરજ, ચંદર ટકતાં સૂધી, સર્વ તુજથી ડરશે પૂરા. ૫

૬ કાપેલા ઘાસ કેરી જડ પર, જેવા વરસે મેઘો ધારે;
જેવા મેઘો ભૂને સિંચે, તેમજ તે ઊતરશે ત્યારે. ૬

૭ તેના દિનમાં સર્વ સાચા વધશે રૂડી રીતે સારા,
ચંદરમા જ્યાં સૂધી રૈશે, ત્યાં લગ શાંતિ રહે નિરધારા. ૭

૮ સાગરથી તે સાગર સૂધી, ને નદથી સહુ જગ માઝારી,
સર્વ પર તે ઠરશે મોટો, ને થાશે સહુ પર અધિકારી. ૮

૯ રાન તણા સહુ લોકો આવી, નમશે તેના ચરણો પાસે,
ને તેના સહુ વૈરીઓ તો, ધૂળ વળી બહુ ચાટી જાશે. ૯

૧૦ તાર્શીશ ને સહુ બેટો કેરા, રાજા ભેટો અર્પી દેશે,
શેબા ને સેબાના રાજા, તે પણ અર્પણ કરતા રૈશે. ૧૦

૧૧ સર્વ રાજા તેની સન્મુખ નમતા રૈશે વારંવારે,
ને પરદેશી લોકો સર્વ, તેની સેવા કરશે ભારે. ૧૧

૧૨ કાં કે દરિદ્રી બુમો પાડે, ત્યારે તેને તે છોડાવે;
ને સહુ દુઃખિત અનાથને તો, પૂરી રીતે એજ બચાવે. ૧૨

૧૩ જે જે નિર્મલ જગમાં હોશે, તેને લેશે તે ઉધારી;
ને સહુ દરિદ્રી કેરા આત્મા, સર્વે લેશે તે તો તારી. ૧૩

૧૪ છલ ને જુલમથી તે પોતે લીને કેરો આત્મા તારે,
તેનાં રક્તો કીમત વાળા, તેની દૃષ્ટે થાશે ભારે. ૧૪

૧૫ તે તો જીવે સર્વે કાલે, શેબા સોનું સહુ અર્પાશે,
પ્રાર્થન થાશે તેને નામે, ને સહુ કાલે ધન્ય મનાશે. ૧૫

૧૬ ભૂતળમાં બહુ ધાન પકાશે, ફળ બહુ થાશે ડુંગર માંહીં;
લિબાન સરખાં ઊગશે ભારે, પુષ્કળ થાશે ફળ બહુ ત્યાંહીં. ૧૬

જેવા મેઘો ખાડ પર વરસે, તેવા થાશે નગરો વાસી,
૧૭ સદાય તેનું નામજ રેશે, ટકશે જેવા સૂર પ્રકાસી. ૧૭

તેને આશ્રે સર્વે લોકો, આશીર્વાદો પામી જાશે,
ને સહુ દેશો કેરી જાતી, તેને ધન ધન કેને ગાશે. ૧૮

૧૮ ઈસ્રાયલનો પ્રભુ તો કેવળ, અદ્ભુત કામ કરેછે જાણો,
માટે સર્વે કાલે તેનું, ધન ધન કેને નામ વખાણો. ૧૯

૧૯ તેના ગૌરવ કેરું નામજ, સદાય સ્તુતિવાન મનાજો,
તેના મહિમાથી સહુ પૃથ્વી, પૂર્ણ ભરેલી સર્વે થાજો. ૨૦

૨૦ દાઉદ જે ઈસીનો જાયો, તેની પ્રાર્થન યે સૌ પૂરી,
આમિન આમિન સર્વે કેજો, તેનામાં કો નહિંજ અધૂરી. ૨૧

---

आसफनुं गीत.

गति ७३. छंद निषेध. मात्रा २०. ताळ ५. (४४४४--)

૧ જે ઈસ્રાયલ નિર્મળ મન માઝારી,
તે પર નિશ્ચે પ્રભુ છે બહુ ઉપકારી.

૨ પણ મજ ચરણ થયા બહુ સરકે એવા,
ને મજ પગલાં પૂર્ણ થયાતાં લપસે તેવાં, ૧

૩ કાંકે પાપી કેરી બરકત માંહીં,
મૂર્ખાની મેં કીધી બહુ ઈર્ખાઈ ;
૪ કાંકે મરવા લગ તે દુઃખિત નાહીં,
ને સહુ રૈછે જબરા જીવનમાંઈ. ૨

૫ માનવ સરખાં સંકટ પામે નાહીં.
ને જીવન ભર દુઃખ ન દેખે કાંઈ.
૬ સાંકળ જેવા પીટાએ હુંકારે,
જુલમી વસ્ત્રોથી ઢંકાએ ભારે. ૩

૭ પુષ્ટપણાથી તેઓ આંખ ઉઠાવે,
મનમાં યોજી બેહુદ વાત ચલાવે.
૮ તેઓ ભુંડી, જૂઠી વાતો બોલે,
ને નિત ઠઠ્ઠા કરતાં નિજ મુખ ખોલે. ૪

૯ ગગનો ગમ તે મોઢાં ઉંચાં દાખે,
ને ભૂપર તે જીભજ ફરતી રાખે.
૧૦ તેથી તેના લોકો હ્યાં આવેછે.
ને પૂરણથી પાણી સહુ પીએછે. ૫

૧૧ તેઓ ચુખડે બોલી એમ બકેછે
કેમ કરી પ્રભુ એ સહુને દેખેછે. ?
તેઓ સર્વે મનમાં એવું ધારે,
શું એવું છે ડાપણ પ્રભુમાં ભારે ? ૬

૧૨ જુઓ, સર્વે દુષ્ટો એવા રૈછે,
જગમાં કુશલ રૈને ધન સંચેછે.
૧૩ નિશ્ચે મેં મન અમથું કીધું સારૂં,
ને અમથા કર ધોયા સતમાં વારૂં. ૭

૧૪ કારણ કે મેં દુઃખ સહ્યું નિત ભારે,
ને હું પામ્યો શિક્ષા સર્વ વારે.
૧૫ જો હું એ સહુ કેતાં મુખે ભાખ્યું,
તો તુજ પેડીમાં બહુ હરકત રાખ્યું. ૮

૧૬ જ્યારે મનમાં મેં આ વાત વિચારી,
ત્યારે એ તો પૂર્ણ થયું દુખકારી.
૧૭ હું તો ચાલ્યો જ્યારે પ્રભુને ધામે,
ત્યારે હું તો સમજ્યો સહુએ ઠામે. ૯

૧૮ તેં તેઓને સરકણી ભૂમાં પાડ્યા,
ને તેઓને નાશ વિષે તો કાડ્યા.
૧૯ તેઓ પલમાં કેવા નષ્ટ થયા છે,
ને બહુ ડરથી નાશે સર્વ ગયા છે. ૧૦

૨૦ જેવાં જાગૃતથી સહુ સ્વપ્નાં નાસે,
તેમજ તેની પ્રતિમા તુચ્છ કરાશે.
૨૧ માટે મારૂં મન દુખાયું ભારે,
ને મજ અંતર વિંધાયું તેવારે. ૧૧

૨૨ તારી સામાં હુંજ થયો તે ટાંણે,
પૂરો મૂરખ, નિર્બુદ્ધ ઢોર પ્રમાણે.
૨૩ તો પણ હું છું નિત નિત તારી સાથે,
ને મજને તેં ઝાલ્યો જમણે હાથે. ૧૨

૨૪ તુજ મનસુબે મજને દોરી લેશે,
ને મજને તું છેવટ ગૌરવ દેશે.
૨૫ તજવિન કો છે મારૂં તો આકાશે?
ને તજવિન કો ચાહું નહિ જગ વાસે. ૧૩

૨૬ મારૂં અંગજ નબળું છે બહુ ભારે,
ને મનડું છે દુઃખિત સર્વ પ્રકારે.
તો પણ મારો આશ્રો તું છે સારો,
ને સહુ કાળે પ્રભુ છે હિસ્સો મારો. ૧૪

૨૭ જેઓ તારાથી સહુ આઘા થાશે,
તેઓ સર્વ તુજથી નાશે જાશે.
જારકરમ જે કરશે તજથી જાઈ,
તેઓનો તું કરશે નાશ સદાઈ. ૧૫

૨૮ પ્રભુની પાસે જાવું તે છે સારૂં,
ને તેમાં છે મોટું તારણ મારૂં.
મેં તો આશા જીહોવાની રાખી,
કે તેનાં સહુ કૃત્યો દેઉં ભાખી. ૧૬

---

आसफनो उपदेश.

गीत ७४. छंद चोपाइ. मात्रा १५. ताल ४. (४४, ४ – ७).

૧ હે પ્રભુ, અમને તેં તો કેમ, સદાય ત્યાગી દીધા એમ?
તુજ રાગોનો ધુમજ એમ, તુજ ઘેટાં પર ચડિયો કેમ? ૧

૨ જે તુજ અસલી સભા જરૂર જેને તેં ખંડી છે પૂર,
ને તજ વતની જે જે કુલ, જેનું તેં દાધું છે મૂલ. ૨

જેમાં વસિયો તું નિરધાર, આ શિયોનને તું સંભાર,
૩ તારા પવિત્ર મંદિરમાંજ, કીધાં રિપુએ ભુંડાં કાજ. ૩

તેનો કરવા નાશ સદાય, ઉઠાવ વેગે તારા પાય.
૪ તારી મંડળીમાં નિરધાર, શત્રુ કરેછે બહુ પોકાર. ૪

તેઓ તો સહુ ચિન્હો માટ, ધ્વજા ઊંચ ધરે સાક્ષાત.
૫ રાંનતણાં વૃખ કાપનહાર, તેમ જણાયો છે નિરધાર. ૫

૬ હાથોડી ને કુહાડે પૂર, તેનું ચિત્રેલ કીધું ચૂર.
૭ તેણે નાખી આગ નિધાન, ખાલ્યું તારૂં પવિત્ર સ્થાન. ૬

તારી જગ્યાનો મહિમાય, ભ્રષ્ટ કરી ફેંક્યો ભૂમાંય.
૮ તેઓ સર્વે ભેળા થાઈ. બોલ્યા વાતો માંહોમાંઈ. ૭

જ્યાં જ્યાં મંદિરકેરા વાસ, "તેનો બાળી કરશું નાશ."
દેશોનાં સહુ સભાસ્થાન, બાળી કીધાં બહુ અપમાન. ૮

૯ અમમાં નહિ દીસે નિશાન, ભવિષ્યવાદી કો નહિ જાણ.
ક્યાંલગ રેશે આ નિરધાર, કો ના જાણે તેનો પાર? ૯

૧૦ હે પ્રભુ વૈરી ક્યાંલગ તેમ, મેણાં મારે તેઓ એમ.?
શું સહુ વૈરી એમ સદાય, તારૂં નામજ નિંદી જાય.? ૧૦

૧૧ તું શાથી તજ જમણો હાથ, પાછો રાખેછે સાક્ષાત.?
તેને તું તો કાં સંતાડ? તારા ઉરથી તેને કાઢ. ૧૧

૧૨ કાંકે પ્રભુ છે મારો રાય, પૂર્વ કાલાથીજ સદાય,
આખી જગમાં તે છે એક, મારૂં તારણ કર્ત્તા છેક. ૧૨

૧૩ સાગરના તેં કીધા ભાગ, જે તજ બળથી દીધા માગ.
પાણીના જે મચ્છ નિરધાર, તેં તે શિરમાં દીધા માર. ૧૩

૧૪ તેં લિવિયાથન કેરૂં પૂર મસ્તક ભાંગી કીધું ચૂર.
તેં તો તેનાં દીધાં માંસ રાનપશુને ખાવા ખાસ. ૧૪

૧૫ નદ કૂવાના કીધા ભાગ, જળ સુકાવી લાવ્યો ત્યાગ.
૧૬ તારા સહુ છે દાડા રાત તેને તેં કીધાં સાક્ષાત. ૧૫

તેં તો કીધા સર્વ પ્રકાશ, સુરજ કીધો તેં આકાશ.
૧૭ ભૂ સીમાની સ્થાપી સ્થિત, તેં કીધાં છે ઉષ્ણજ શીત. ૧૬

૧૮ હે પ્રભુ, વૈરીના ધિક્કાર, તેને સર્વે તું સંભાર.
તારા નામતણું અપમાન, મૂર્ખાએ કીધુંજ નિધાન. ૧૭

૧૯ તારા ખબુતર આત્માનેજ, આપદ કરમાં તું ના દેજ.
તારા લોકોમાં જે લીન, તેને ભૂલો નહિ કો દિન. ૧૮

૨૦ તારા નેમો તું સંભાર, દૃષ્ટિ કરંતાં વારંવાર.
કાંકે જગનાં અંધક ઠામ, ત્યાં છે જુલમકેરાં કામ. ૧૯

૨૧ સર્વ દુઃખિત માનવ જેહ, લજવાવી નહિ જાવા દેજ.
કાંકે લીનોને સહુ દીન, તુજને ગાશે સર્વ દિન. ૨૦

૨૨ હે પ્રભુ તું તો ઊઠી આવ, ને તુજ સર્વ કામ ચલાવ.
જે જે સર્વ લોક અજ્ઞાન, કેમ કરેછે એ અપમાન. ૨૧

તજપર ભૂંડાં વારંવાર, જે બોલે નિર્બુદ્ધ અપાર.
તેને તું પોતે નિરધાર, યાદ કરીને સહુ સંભાર. ૨૨

૨૩ તારે ઉલટા જે ઉઠનાર, તેના નિત્ય ચઢે પોકાર.
તે તુજ વૈરી કેરા સાદ, તેની નિત્યે કરજે યાદ. ૨૩

---

मुख्य वगाडनारने सारु; अलताशिथ पर आसफनुं गीत.

गीत ७६. छंद चरणाकुल. मात्रा १६. ताल ४. (४४४ – –)

૧ હે પ્રભુ, સર્વ પાડો તારા માન્યજ કરિયે છૈયે સારા
સર્વ અમે તો પાડ તમારા માન્યજ કરિયે છૈયે સારા ૧

અમ પાસે તુજ નામજ રેછે એમજ તારાં કૃત વરણેછે
૨ મળને મંડળિ મળશે જ્યારે સાચો ન્યાય કરિશ હું ત્યારે ૨

૩ જગને તેના સહુ રેવાસી ગળતાં ગળતાં થાય વિનાશી
હું તો તેના થંભ બધાએ ઊભા રાખુંછું જગમાંએ ૩
સિલ્લા.

૪ મુર્ખાને મેં શિક્ષા આપી કે ના થાશો મૂર્ખ કદાપી
પાપીને મેં કેતાં વાર્યા ઊઠાવો નહિ શિંગ તમારાં. ૪

૫ શિંગ તમારૂં ઊંચ ન રાખો ઊંચી ગર્દનથી નહિ ભાખો
૬ કાં કે અસ્ત ઊદેથી નાઈ દક્ષણથી પણ નહિ ઊંચાઈ. ૫

૭ કાં કે જીહોવા તો પોતે અદલી ન્યાય કરેછે જો તે
તે સહુ ઊંચાને પાડેછે ને નીચાને ઊંચ કરેછે. ૬

૮ કાં કે રાતા દ્રાક્ષાવાળું પ્રભુ રાખેછે કરમાં પ્યાલું
તેમાંથી તે રેડી દેશે જગના પાપી સહુ પી લેશે. ૭

પણ હું પોતે ધાંટો પાડી   પ્રગટાવિશ સહુ દાડી દાડી
૯ યાકુબ કેરા પ્રભુની પાસે   સ્તોત્રો ગાઈશ બહુ ઉલ્લાસે. ૮
૧૦ સહુ પાપીનાં શિંગ કપાસે   ને સાચાનાં ઉંચ કરાશે.

---

मुख्य बगाडनारने सारु; आसाफनुं नगिनोत पर गीत गान.

गीत ७६. छंद सवैया एकत्रीशो. ताल ८. (४४, ४४,, ४४४–३)

૧ યહુદા મધ્યે ઈશ્વર પોતે   મોટો મહિમાવાન જણાય
ને ઈસ્રાયલ માંહે તેનું   મોટું પવિત્રધામ મનાય. ૧

૨ શાલેમ છે મંડપ તેનો,   ને સિયોને છે રેઠાણ.
૩ ધનુષ્ય ઢાલો, તીર, તરવારો,   ને સહુ ભાંગ્યાં યુદ્ધનિધાન; ૨

૪ લુટ તણા પાડોથી તું તો   છે બહુ મોટો મહિમાવાન,
ને વળિ તું છે સર્વ કરતાં   સાત્વિક ને બહુ નીતિમાન. ૩

૫ મજબુત મનના શૂર લુટાયા,   ને સહુ ઊંઘ્યા નિદ્રામાંય,
ને જે જે સહુ બળિયા યોદ્ધા,   હાથ હલાવી સકિયા નાંય. ૪

૬ હે યાકૂબના દેવ યહોવા,   તારી મોટી ધમકી માટ,
ઘોડા સુદ્ધાં સહુ અસવારો   ઊંઘે પડિયા ચત્તાપાટ. ૫

૭ હે પ્રભુ તું છે ભયભિત મોટો   તારો ક્રોધ ચડે જે વાર,
ત્યારે તારી દૃષ્ટિ સામા   કોણ રહે ઊભો તે ઠાર. ? ૬

૮ આકાશેથી તારા ન્યાયો   તેં સુણાવી દીધા ખાસ,
તેથી ડરતાં છાના રૈછે   ભૂતળ કેરા સર્વ વાસ. ૭

૯ જ્યારે ઉઠશે ઈશ્વર પોતે,   જગના ન્યાયકરણને કાજ,
ત્યારે જગના દીનો કેરૂં   તારણ થાપી દેશે રાજ. ૮

૧૦ નિશ્ચય માનવ કેરી ઈર્ષા   કરશે તારૂં પૂર્ણ વખાણ,
બાકી ક્રોધીનું જે રૈશે   તે તું કરશે બંધ નિધાન. ૯

૧૧ તારા પ્રભુનાં સર્વે વૃત્તો પૂરાં કરજે આપી માન,
ને ભયયોગ્ય પ્રભુની પાસે ચોગમના સહુ અર્પો દાન. ૧૦

૧૨ તે સહુ જગના સરદારોના આત્માઓને કરશે ખંડ,
ભૂતલના સહુ રાજા સામા છે ભયકારી એજ અખંડ. ૧૧

---

मुख्य वगाडनारने सारू; यदुथुन पर; आसफनुं गीत.

गीत ७७. छंद शरणागत. मात्रा २७. ताल ७. (४४,४४,४४,–⏑)

૧ મેં મજ શબ્દે પ્રભુની પાસે મોટા પાડ્યા સાદ,
તે પર તેણે કાન ધરીને, સુણ્યા મારા વાદ. ૧

૨ સંકટ કાળે મેં તો પ્રભુને શોધ્યો છે સાક્ષાત,
આખી રાતે તેની ગમ તો, લંબાવ્યો મેં હાથ. ૨

ને તેઓ તો થીર થઈને ટકિયા નહિ તે વાર,
ને મજ આત્મા પામ્યો નાહિ, દિલાસો તે ઠાર. ૩

૩ હું તો પ્રભુને સંભારીને પૂર્ણ થયો નિરાશ,
ને પ્રભુ કેરૂં ધ્યાન ધરંતાં, જીવ થયો ઉદાસ. ૪

૪ તેં તો મારી આંખ્યો રાખી જાગૃતમાંજ સદાય,
હું છું ભારે દુઃખિત માટે મજથી ના બોલાય. ૫

૫ હુંજ કરૂં છું મારા મનમાં અસલી વાત વિચાર.
અસલી દાડા ને સહુ વર્ષો સંભારૂં બહુ વાર. ૬

૬ રાતે મારાં ગીત સ્મરીને વાત કરી મન સાથ,
ને મજ આત્માએ તો પૂરો શોધ કર્યો સાક્ષાત. ૭

૭ શું પ્રભુ અમને કાઢી મૂકી દૂર કરે સહુ કાળ?
ને રાજી થૈ અમને પાછા નહિ લાવે કરૂણાળ? ૮

૮ શું ખુટી છે તેની કિરપા સર્વ કાળો માંય?
શું તેનાં તો વચનો સર્વ લોપીને રદ થાય? ૯

૯ શું પ્રભુ કરૂણા કરવા માટે પોતે ભુલી જાય?
શું તેણે નિજ ક્રોધે કરૂણા કીધી બંધ સદાય? ૧૦

૧૦ ત્યારે હું તો મનમાં બોલ્યો એ છે મજ અપરાધ,
હુંજ કરિશ પ્રભુ કેરા ભુજની ને કૃત્યોની યાદ. ૧૧

૧૧ નિશ્ચય હું તો જીહોવાના કામ સ્મરૂંશ આજ,
પૂર્વે જે જે અચરત તેણે કીધાં સર્વ કાજ. ૧૨

૧૨ હું તો તારાં કૃત્યો કેરૂં ધ્યાન ધરૂં મનમાંય;
ને તુજ ચરિત્રો કેરૂં હું તો, ભાખિશ પૂર્ણ સદાય. ૧૩

૧૩ હે પ્રભુ, તારા સર્વ માર્ગો છે તુજ શુદ્ધસ્થાન,
કોણ અમારા પ્રભુ સરખો છે મોટો મહિમાવાન. ૧૪

૧૪ હે પ્રભુ, તું છે અચરત કર્તા, મારો મોટો દેવ;
તારૂં બળતો તેં દેખાડ્યું લોકોમાં તતખેવ. ૧૫

૧૫ તેં તુજ લોકોને તુજ હાથે તાર્યા છે નિરધાર,
યુસફ ને સહુ યાકૂબ કેરા લોકો કાઢ્યા બાર. ૧૬

૧૬ હે પ્રભુ, જળ તો તજને જોતાં સહુ બીધાં નિરધાર,
ને ઊંડાણો સંધાં તુજથી ગભરાયાં તે વાર. ૧૭

૧૭ ત્યારે વાદળમાંથી પાણી વરસાવ્યું ભરપૂર,
ને આકાશે શબ્દો થાતાં ચાલ્યાં બાણ જરૂર. ૧૮

૧૮ તારા ભારે ગરજીત નાદો હુતા બહુ આકારા,
પૃથ્વી કાંપી ને બહુ હાલી, થાતાં વીજ પ્રકારા. ૧૯

૧૯ સાગર મધ્યે તારા માર્ગો, ને શાહેરમાં વાટ,
તારાં પગલાં કો ના જાણે એવો તું સાક્ષાત. ૨૦

૨૦ તેજ ચલાવ્યા ઘેટાં જેવા તારા સર્વ લોક,
હારૂન ને મુસાને હાથે માર્ગ બતાવ્યા ચોખ. ૨૧

---

मुख्य वगाडनारने सारु शोशानीम एदुथ पर आसफनुं गीत.

गीत ७८. छंद चोपाया, मात्रा २८, ताळ ७, (४४, ४४,, ४४--)

૧ હે મજ લોકો, મજ નેમો પર રાખો કાન જ સારા,
ને મજ મુખના શબ્દોની ગમ, વાળો કાન તમારા. હે. ૧

૨ મારૂં મોઢું દ્રષ્ટાંતોથી હું ઊઘાડું રાખું,
અસલી કાળો કેરી વાતો તે સર્વ હું ભાખું. ૨

૩ બાપોએ જે અમને દીધી સર્વ વાતો ભાખી,
તેજ હમે સહુ સુણી સમજ્યા, માટે દો છું દાખી. ૩

૪ એ સહુ વાતો અમ. પુત્રોથી રાખીશું નહિ છાની,
પાછળની સહુ પેઢીમાં હું વાર્ણાવું તે કાણી. ૪

કે તેણે તો જે જે કીધાં, મોટાં અચરત કામો,
તેના સ્તોત્રો સામર્થ સાથે પ્રગટાવું નિજ નામો. ૫

૫ તેણે યાકૂબના વાસોમાં રૂડા નેમો થાપ્યા,
ને ઈસ્ત્રાયલ માંહે પોતે નિજ શાસ્ત્રોને આપ્યાં. ૬

તેણે અમ બાપોને આપ્યા નિજ આગ્નાના ધારા,
કે તેઓ નિજ પુત્રો પાસે ભાખે એ નિરધારા. ૭

૬ કે તેઓની પાછળ જે જે પુત્રો સહુ જન્માશે,
તેઓ ઊઠીને સહુ ભાખે નિજ પુત્રોની પાસે. ૮

૭ કે પ્રભુ કેરી તેઓ રાખે, આશા મનની માંહી,
કે તુજ કૃત્યો ને સહુ આગ્ના તેઓ ભૂલે નાહી. ૯

૮ ને જેઓએ પોતા કેરાં મન નહિ રાખ્યાં સારાં,
ને જેણે પ્રભુ ગમ નહિ રાખ્યો આત્મા દૃઢ નિરધારા. ૧૦

ને જેઓ પ્રભુ સાથે આડા ચાલ્યાતા ભરપૂરી,
કે તેઓએ પિતરો સર્ખા થાએ ના ફીતુરી. ૧૧

૯ ઈફ્રાયમના પુત્રો લઢવા ચાલ્યા ધનુષ્યધારી,
તો પણ લઢવા કાળે પાછા નાઠા હિમ્મત હારી. ૧૨

૧૦ તેઓએ તો જીહોવાનાં શાસ્ત્રો નાહિ પાળ્યાં;
ને પ્રભુ કેરા નેમોથી તે ઊલટી રીતે ચાલ્યા. ૧૩

૧૧ તેણે ઈશ્વર કેરા નેમો દીઠાતા સહુ આંખે
ને પ્રભુ કેરાં અચરત ભૂલી નેમો તોડી નાંખે. ૧૪

૧૨ તેણે તેના પિતરો દૃષ્ટે મિસરની ભૂમાંહે,
ને સોઆની વનમાં કીધાં અચરત કામો ત્યાંએ. ૧૫

૧૩ તેણે સાગર કેરાં જળને ઢગલા જેવાં કીધાં,
ને શાહેરને દુભાગીને સહુને તારી લીધા. ૧૬

૧૪ તેણે દાડે મેઘાડમ્બર રાખીનેજ ચલાવ્યા,
રાતે રાતે અગ્નિ તેજે સહુને માર્ગ બતાવ્યા. ૧૭

૧૫ જેવું પાણી ઊંડાણોમાં રેલે પૂર ભરાયું,
તેવું પાડો ફાડી તેણે વનમાં પાણી પાયું. ૧૮

૧૬ તેણે પાણી કેરી ધારા પર્વતથીજ ચલાવી
નદનાં જેવાં જળ ઉભરાવ્યાં મોટી રેલો લાવી. ૧૯

૧૭ તો પણ તેઓ વિરુદ્ધ થૈને કીધાં પાપ વધારે,
સૂકી ભૂમાં જીહોવાની આગ્ના તોડી તારે. ૨૦

૧૮ પ્રભુથી ભોજન માગી લેવા મનડું લોભી કીધું,
ને પ્રભુકેરી પારખ્ય કરવા તેઓએ મન દીધું. ૨૧

૧૯ પ્રભુને ઉલટા થૈ બોલ્યા કે છે આ વન ઠેકાણું.
શું પ્રભુ પોતે પિરસી શકશે આ ઠેકાણે ખાણું? ૨૨

૨૦ જુઓ, તેણે પહાડ પ્રહારી કાઢ્યું જળ નિરધારા,
નદનાં જેવાં પાણી ઊછળ્યાં ને ચાલી જળ ધારા, ૨૩

શું તે સહુને પોતે રોટી આપી શકશે પૂરી?
શું તે સહુને આપી શકશે ખાવા માસ જરૂરી? ૨૪

૨૧ માટે યાકુબ ઊપર અગ્નિ લાગ્યો એ સુણતાં રે,
ને ઈસરાયલ ઉપર પ્રભુનો ક્રોધ થયો બહુ ભારે. ૨૫

૨૨ કાં કે પ્રભુની તેઓએ તો પ્રતીત રાખી નાહીં,
ને તેના શુભ તારણકેરી આશા ધરી નહિ કાંઈ. ૨૬

૨૩ કાં કે દેવે દીધી હતી ગગને આજ્ઞા સારી,
ને આકાશો કેરી તેણે ઉઘાડીતી બારી. ૨૭

૨૪ ત્યાંથી દીધા માણા ખાવા દેવે બહુ વર્ષાવી,
આકાશોનું અન્નજ આપ્યું તેણે પોતે લાવી. ૨૮

૨૫ દૂતોકેરૂં ભોજન ખાધું લોકે વનમોઝારા,
દેવે તૃપ્તિ સુધી આપ્યું સહુને બહુજ પ્રકારા. ૨૯

૨૬ તેણે આકાશોમાં પૂર્વી વા ફુંકાવ્યો ભારે,
ને નિજ બળથી વાયુ લાવ્યો દક્ષિણથી તે વારે. ૩૦

૨૭ ધૂળ સરીખાં તે પર માસજ વર્ષાવ્યા ચોપાસે,
સાગર રેતી જેવાં પંખી લાવ્યો તેને વાસે. ૩૧

૨૮ તેઓના સહુ વાસો પાસે લાવી તે તો નાખ્યાં,
તેઓના સહુ રેઠાણોમાં પુષ્કળતાથી રાખ્યાં, ૩૨

૨૯ તેને તેઓ ખાતાં ખાતાં તૃપ્ત થયા બહુ ભારે
કાં કે દેવે પૂરી ઈચ્છા તેઓની તે વારે. ૩૩

૩૦ જ્યારે તેઓના મુખોમાં ભોજન હતું જારી,
તો પણ તેઓએ નહિ ત્યાગી સહુ લાલચ નાકારી. ૩૪

૩૧ તેવે અણે જીહોવાના ભારે કોપો આવ્યા,
ઇસ્રાઇલના પુષ્ટોમાંથી મારી પૂર્ણ નમાવ્યા. ૩૫

૩૨ એવી શિક્ષા વેઠી તો પણ કીધાં પાપ વધારે,
તેનાં અચરત કામો લીધે પ્રતીત કીધી નારે. ૩૬

૩૩ માટે પ્રભુએ તેના દહાડા સર્વે વ્યર્થજ કીધા,
ને તેઓનાં વર્ષોમાંહી મોટા ત્રાસો દીધા. ૩૭

૩૪ જ્યારે તેઓ જીહોવાથી, ભારે શિક્ષા લેતા,
ત્યારે તેઓ વેલા પ્રભુને શોધી શરણે રેતા. ૩૮

૩૫ જ્યારે તેઓ સ્મરણ કરતા કે પ્રભુ આશ્રો મારો,
ત્યારે પ્રભુજી તેઓને તો દેતો તો છૂટકારો. ૩૯

૩૬ પણ તેઓના મુખથી તેઓ ઢોંગી વાતો બોલ્યા,
ને જીભોથી મિથ્યા વાતો કેવા મોઢાં ખોલ્યાં. ૪૦

૩૭ કાં કે તેણે પ્રભુની પાસે દૃઢ મન રાખ્યાં નાહીં,
થીર થઈને ટકિયા નાહીં પ્રભુના નેમો માંહીં. ૪૧

૩૮ તો પણ કરૂણાદાયક દેવે ટાલ્યા ક્રોધ વધારે,
માફ કરીને માર્યા નાંહીં મોટા તો સંઘારે. ૪૨

૩૯ ત્યારે દેવે સંભાર્યું કે માનવ છે દેહધારી,
વાયુ જેવા પાછા નાહીં આવે કોઈ વારી. ૪૩

૪૦ કેવી કેવી રીત્યે પ્રભુને રાન વિષે ખીજાવ્યો?
કેવાં કારણ માટે રાને મોટો ક્રોધ ચડાવ્યો? ૪૪

૪૧ તેઓ પાછાં હઠતાં પ્રભુની પારખ કીધી ભારે,
ઇસ્રાઇલના પવિત્ર પ્રભુને અટકાવ્યો તે વારે. ૪૫

૪૨ તેઓએ સંભાર્યા નાહીં જીહોવાના હાથો,
તેના તારણ કેરા દિનની ભૂલી બેઠા વાતો. ૪૬

૪૩ તેણે મિસરમાં નિજ ચિન્હો કેવાં કેવાં રાખ્યાં,
ને સોઆની ક્ષેત્રો માંહે કેવાં અચરત દાખ્યાં. ૪૭

૪૪ તેણે તેઓ કેરી નદિઓ રક્તે બદલી લીધી,
ને ઝરણેથી પી નહિ શકિયા એવી વીપત દીધી. ૪૮

૪૫ તેણે માખી કેરાં ટોલાં તેઓમાંજ મંગાવ્યા,
તેણે મેડકથી તો તેના મોટા નાશ કરાવ્યા. ૪૯

૪૬ તેણે તેની સર્વે ઊપજ કીડા માટે થાપી,
તેણે તેની સર્વે મેનત તીડોને તો આપી. ૫૦

૪૭ તેણે બહુજ કરા વર્ષાવી દ્રાક્ષો નારાજ કીધા,
તેણે હીમજ વર્ષાવીને અંજીર બાળી દીધા. ૫૧

૪૮ તેણે તેનાં સર્વે ઢોરાં કરા થકી સંહાર્યાં,
તેણે વૃષ્ટિ ને વિજળીથી તેના ટોલાં માર્યાં. ૫૨

૪૯ તેણે તેના ભૂંડા દૂતો તેઓ પર ઠરાવ્યા,
તેણે તેથી રાગો, કોપો, બહુ ભારેજ કરાવ્યા. ૫૩

૫૦ તેણે તે પર ક્રોધો કરવા માર્ગો યોજી રાખ્યા,
તેણે મરકીને બોલાવી બહુને મારી નાખ્યા. ૫૪

૫૧ તેણે મિસર કેરા સર્વે પેલા પુત્ર પ્રહાર્યા,
તેણે હામતણા સરદારો તેથી સરવે માર્યા. ૫૫

૫૨ તેણે પણ સહુ નિજ લોકોને ઘેટા જેવા પાળ્યા,
તેણે ટોળા જેવા તેને પાળી રસ્તે વાળ્યા. ૫૬

૫૩ તેણે વિઘ્ન વિના સર્વેને રોજ ચલાવી લીધા,
તેણે તેના સહુ વૈરીને જલમાં ઢાંકી દીધા. ૫૭

૫૪ તેણે મૂલે જે પર્વતને વેચાથી તો રાખ્યો,
તેણે ત્યાં નિજ લોકો લાવી સર્વેને તે દાખ્યો. ૫૮

૫૫ તેણે સર્વ પરદેશીને દેશમાંથી કાઢ્યા,
તેણે તેના દેશો કેરા સૂત્રે ભાગો પાડ્યા. ૫૯

તેણે સર્વ ઈસ્રાયલને નિજ તંબુમાં રાખ્યા,
૫૬ તોપણ પ્રભુને પરખી ચિડવી નેમો તોડી નાખ્યા. ૬૦

૫૭ તેઓએ બહુ બાપોસરખાં વળતાં કપટો કીધાં,
કમાન જેવાં વાંકા વળતાં ફરવા મનડાં દીધાં. ૬૧

૫૮ તેઓએ નિજ ઊંચ જગ્યાથી પ્રભુને રોષ ચડાવ્યો,
ને પોતાની મૂર્ત્તિઓથી તેને બહુ ખીજાવ્યો. ૬૨

૫૯ જ્યારે દેવે સુણ્યું એવું સર્વ પોતે કાને,
ત્યારે ઈસ્રાયલ પુત્રોને ધિક્કાર્યા અપમાને. ૬૩

૬૦ જે મંડપને રાખ્યો તો રે તેણે માનવ માંહે,
તે સિલોહના મંડપને તો કીધો દૂર સદાએ. ૬૪

૬૧ તેઓ દાસો થાએ માટે વૈરી રાખ્યા માથે,
પોતા કેરો ગૌરવ સોંપ્યો વૈરીઓને હાથે. ૬૫

૬૨ તેણે પોતાના લોકોને તરવાર તાબે કીધા,
ને પોતાના વતનીઓ પર કોપ કરી બહુ લીધા. ૬૬

૬૩ દેવે તેના જુવાનોને બાળ્યા અગ્નિ માહીં,
તેઓની સહુ કન્યાઓ તો પરણવા પામી નાહીં. ૬૭

૬૪ તેના યાજક તરવારે તો પડિયા તેણી વારે,
તેઓની સહુ વિધવાઓએ રૂદન કીધું નારે. ૬૮

૬૫ જેવો દ્રાક્ષારસથી કોઈ હર્ષે ગાવા લાગ્યો,
તેવો જીહોવા તો સ્વામી આપ ઉઠીને જાગ્યો. ૬૯

૬૬ ત્યારે દેવે સર્વે વૈરી પછવાડેથી માર્યા,
સર્વે કાળે અપમાનોમાં રાખીને કંટાળ્યા. ૭૦

ઈફ્રાઈમના લોકોને તો પરસન નાહીં કીધા,
ને યુસફનાં સર્વે કુળો નિવડી ન લીધાં. ૭૧

૬૮ પણ દેવે તો યહુદા કૂલો ને સિયોનના વાસો,
તેઓના પર દેવે કીધા પ્રેમતણા પ્રકાશો. ૭૨

૬૯ સર્વે કાળે થીર કરીને જેવી ભૂને થાપે,
ઊંચી જગ્યા જેવું મંદિર દેવે બાંધ્યું આપે. ૭૩

૭૦ તેણે નિજ સેવક દાઊદને પ્રેમે પરસન કીધો,
ઘેટાના વાડાથી તેને નિવડીને લીધો. ૭૪

૭૧ દૂધાલા સહુ ઘેટાઓથી થાપ્યો ઉપરી તેને,
યાકુબને ઈસ્રાયલ ઉપર કીધો રાજા એને. ૭૫

૭૨ તેણે સિદ્ધા મનથી સહુને રૂડી રીત્યે પાળ્યા.
ને પોતાની હસ્તક્રિયાથી તેઓને સંભાળ્યા. ૭૬

---

आसफनुं गीत.

गीत ७९. छंद चरणाकुल. मात्रा १६. ताल ४. (४४४--)

૧ હે પ્રભુ તારા વતનો માહીં પરદેશી સહુ આવ્યા ધાઈ;
તારૂં મંદિર પૂર્ણ બગાડી, શાલમને તો દીધું પાડી. હે. ૧

૨ તુજ સેવકના મૂર્દા સર્વે પંખીઓને દીધાં ગર્વે;
તારા જે જે પવિત્ર દાસો પશુને દીધાં તેના માસો. હે. ૨

૩ તેના રક્તો નદના જેવાં ચાલ્યાં શાલમ પાસે એવાં,
તેના મૂર્દા દાટન હારા કો નહિ દીઠા ત્યાં નિરધારા. હે. ૩

૪ અમને પાડોશી બહુ ભારે ધિક્કારે છે વારંવારે,
ને જે રેછે અમ ચોપાસે તે ધિક્કારેછે ઉપહાસે. હે. ૪

૫ હે પ્રભુ ક્યાં લગ શિક્ષા દેશે! શું તુજ કોપ સદા લગ રેશે?
તારી આસ્થા અગ્નિ જેવી શું સહુ કાળે બળશે એવી? હે. ૫

૬ જેણે તુજને જાણ્યો નાહીં, ને તુજ અર્જ કરી નહિ કાંઈ
તે સહુ ઉપર ક્રોધજ તારા, રેડી દેજે વારંવારા. હે. ૬

૭ કાંકે યાકૂબને ખાધો છે, ને સહુ દેશ ઉજાડ કીધો છે.
૮ સર્વ જુનાં પાપો મારાં સંભારો નહિ તે કો વારા; હે. ૭

તારી કરૂણા પૂર્ણ સદાએ અમ પર વેલી વેલી થાએ.
કાંકે તારી પાસે ભારે નીચ થયાં બહુબહુજ પ્રકારે. હે. ૮

૯ હે પ્રભુ ત્રાતા દેવ અમારા, અમને સાહ્ય કરો નિરધારા;
તારા નામ તણા મહિમાએ, અમને તો છોડાવ સદાએ. હે. ૯

તુજ નામે અમ સર્વે પાપો ભૂંસી નાખી માફી આપો;
૧૦ કેમ વિદેશી એવું કેછે, તારો જીહોવા ક્યાં રેછે? હે. ૧૦

તુજ સેવકનાં લોહી જ્યારે તુજથી શોધાશે જે વારે.
ત્યારે તે અમ દૃષ્ટિ પાસે શું પરદેશી માય જણાશે? હે. ૧૧

૧૧ કેદી કેરા સહુ નિશ્વાસા તુજ પાસે સૂણાશે ખાસા;
તારા ભુજના મહિમા જેવા મરતા જનને તારો તેવા. હે. ૧૨

૧૨ અમારા પાડોસીએ મોટી તારી નિંદા કીધી ખોટી;
હે પ્રભુ તેને પાછી આપો, સાત ગણી ઉરામાં પાપો. હે. ૧૩

૧૩ અમ તો સર્વે લોકો તારા, તુજ ચારાનાં ઘેટાં સારા,
સર્વે કાલે પાડો તારા માનીશું સહુ વારંવારા. હે. ૧૪

પેઢી પેઢી તારાં ગાનો, ગાતાં કરશું બહુજ વખાણો.

---

मुख्य वगाडनारने साह शोशान्निम एदुथ पर; आसफनुं गीत.

गीत ८०. छंद चोपाइ. मात्रा १५. ताळ ४. (४४४-७)

૧ હે ઈસ્રાયલના પ્રભુ, પાળ, કાન લગાડી દો તતકાલ,
જેવો ઘેટાંને ગોવાળ, તેવો યુસફનો તું પાળ. હે ઈ. ૧

કેરૂબીમ છે તુજ વાસ, ત્યાંથી દેજે આપ પ્રકાશ.
૨ ઈફ્રાયમ ને બનિયામીન, વળી મનાસા છે તે વિન. હે ઈ. ૨

હે પ્રભુ, તારૂં જોર ચઢાવ, મારા તારણ માટે આવ.
૩ હે પ્રભુ, અમને તું ફેરાવ, તારા મુખનો દર્શ કરાવ. હે ઈ. ૩
જેમ અમારૂં તારણ થાય, તેમ અમારી કરજે સાહ્ય.
૪ હે પ્રભુ, સૈન્યો કેરા નાથ, તું સાંભળજે મારી વાત. હે ઈ. ૪
હે પ્રભુ, ક્યાંલગરાખેક્રોધ, તુજલોકોની પ્રાર્થવિરોધ?
૫ તું તેઓને ખાવા માટ દેછે આંશુ બહુ સાક્ષાત. હે ઈ. ૫
તું તેઓને સર્વદાય માપે આંશુ પાયે જાય.
૬ તું તો અમને પડોસમાય સદા કરાવેછે નિંદાય. હે ઈ. ૬
અમને વેરી માંહો માંય, હસ્તા હસ્તા સર્વે જાય.
૭ હે પ્રભુ, સૈન્યો કેરા દેવ, અમને ફેરાવો તતખેવ. હે ઈ. ૭
તારા મુખનો દર્શ કરાવ, તેથી મારો થાય બચાવ.
૮ તું તો લાવ્યો દ્રાક્ષાવેલ, મિસરમાંથી પ્રથમ પેલ. હે ઈ. ૮
પરદેશીને કાડી બાર તેં રોપ્યો તે દેશ મોઝાર.
૯ તેં સહુ કીધો ખાલી દેશ તેમાં રોપ્યો દ્રાક્ષા બેસ. હે ઈ. ૯
તેં ચોંટાડ્યાં ઊંડાં મુલ તેથી લાગ્યાં બહુ ફલ ફૂલ.
તેની ડાળો જગ મોઝાર, ફેલાતી ગઈ સર્વે બાર. હે ઈ. ૧૦
૧૦ તેની છાયાથી સહુ પાહાડ, તેને ઢાંકી દીધી આડ.
તેની ડાળી વધતી જાય, એરજ ઝાડો સહુ ઢંકાય. હે ઈ. ૧૧
૧૧ સાગર સુધી તેની ડાલ નદ સુધી સહુ પોહ્ચ્યા ફાલ.
૧૨ હે પ્રભુ, તું તેને કાં કાડ? શાથી તોડે તેની વાડ? હે ઈ. ૧૨
હે પ્રભુ, તેને સર્વ લોક વેણી લેછે થોકે થોક.
૧૩ વન સુવર બગાડી જાય, ક્ષેત્રોનાં સહુ સ્વાપદ ખાય. હે ઈ. ૧૩
૧૪ હે સૈન્યોના મોટા દેવ, ફરજે પાછો તું તતખેવ;
આકાશથી જો તતકાલ આ દ્રાક્ષાની ગમ તું ભાળ. હે ઈ. ૧૪

૧૫ તેં જે રોપી જમણે હાથ, તેને થાપી દે સાક્ષાત;
જે તુજ માટ કરી બળવાન, તે ગમ જોજે રાખી ધ્યાન. હે ઈ. ૧૫

૧૬ એજ બળી છે અગ્નિમાંય, કાપેલી છે તે સહુ ત્યાંય;
તારી ધમકી કેરે સ્વાસ, તે સહુ પામી છે બહુ નાશ. હે ઈ. ૧૬

૧૭ જે માનવ છે તારી સાથ, તે પર રેશ તારો હાથ.
તેને તેં કીધો બળવાન, ને કીધો છે મહિમાવાન. હે ઈ. ૧૭

સર્વે માનવ ઉપર બેસ, તેને થાપ્યો છેજ હમેશ.
૧૮ તારી સંગે રેતાં પૂર, તુજથી હઠીએ નાહિં દૂર, હે ઈ. ૧૮

હે પ્રભુ, અમને તું જીવાડ, કે ગાતાં સહુ માનિયે પાડ.
૧૯ હે પ્રભુ સૈન્યો કેરા દેવ, અમને ફેરાવો તતખેવ. હે ઈ. ૧૯
તારા મુખનો દર્શ કરાવ, તેથી મારો થાય બચાવ.

---

मुख्य वगाडनारने साह गिंतिन पर; आसफनुं गीत.

गीत ८१. छंद झुलणा. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(-ᴗ- -ᴗ-,-ᴗ- -ᴗ-,,-ᴗ- -ᴗ-,-ᴗ- -)

૧ આપણી શક્તિના દેવને હર્ષથી ગીત ગાજો બધા સ્વર કાડી;
ઈસરાએલના દેવ પાસે નમી, બોલજો જીતના સાદ પાડી.
આપણી ૧.

૨ સર્વ ટોળે મળી ભાવથી આવજો, હર્ષના ગીતથી સ્વર તાણી;
વાંસળી ને વિણા સર્વ લાવી કરી ગીતગાજો બધા ભાવ આણી.
આપણી ૨.

૩ આપણા તો અમાવાસ્યના પર્વમાં, સિંગના નાદથી રાગ તાણો;
૪ ઈસરાએલ યાકૂબના દેવનો શ્રેષ્ટ આ શુદ્ધ છે નેમ જાણો.
આપણી ૩.

૫ મિસરી દેશમાં આવતાં પેહલી સાંભળી એમની સર્વ ભાષા
તે તણા અર્થ મેં કો નહીં જાણિયા તે સમે થાપિયા નેમ ખાશા.
આપણી ૪.

૬ તેમના ખાંધથી ભાર તો ટાળતાં સર્વ મેં પ્રેમથી દૂર કીધો,
તે તણા હાથનો માટલાથી વળી છોડવી મેં ખરો મોક્ષ દીધો.
આપણી ૫.

૭ જે સમે તેં કરી અર્જ તો માહરી, તે સમે સંકટો મેંજ કાપ્યાં;
ગર્જનાનાં ઘણાં ગુપ્ત સ્થાનો થકી તાહરા ઉત્તરો મેંજ આપ્યાં.
આપણી ૬.

મરિબાના બધા પૂર પાણી વિષે પારખ્યો મેં તને પૂર્ણ ત્યારે.
૮ સાંભળો લોક મારા બધા સાક્ષને, જે તમોને કહું વારવારે:
આપણી ૭.

સર્વ તું ઇસરાએલ શું સાંભળે, ભાવથી નેમ તો સર્વ મારા?
૯ પારકા દેવ તું પાસ નૈ રાખજે, ને નહી પૂજજે કોઇ વારા.
આપણી ૮.

૧૦ મિસરી દેશથી હું તને લાવિયો, એજ હું દેવ છું એમ જાણો
જો ઉઘાડું કરે મુખ તારૂં વળી, તો ભરૂં તે બધું સત્ય માનો.
આપણી ૯.

૧૧ સર્વ તો લોક મારા થઇ ઉલટા, સાંભળી વાત નાહીજ મારી,
ને બધા ઇસરાએલ લોકે વલી માન દીધું નહીં શુદ્ધકારી;
આપણી ૧૦

૧૨ તે સમે તેમનો ત્યાગ કીધોજ મેં તેમની હઠના ભાવ માંહી
તે થકી પોત પોતાતણી ઇચ્છના પૂર્ણ સર્વે કરી સર્વદાઇ.
આપણી ૧૧

૧૩ સાંભળી હોત જો વાત મારી બધી ભાવથી સર્વ લોકેજ મારે,
સર્વ જો ઇસરાએલ ચાલ્યા હતે માર્ગ મારે બધે શુદ્ધ સારે,
આપણી ૧૨

૧૪ તો બધા તેમના શત્રુને શક્તિથી હું જ તો દેત પૂરા હરાવી.
સર્વ તેઓ તણા શત્રુને મારતો, પૂર્ણથી દેત હું આપ આવી.
આપણી ૧૩

૧૫ દેવના દ્વેષકો તે થકી નીચ થૈ, સર્વ કાલે નમી જાત ભારે;
ને સદા તે ટકી રૈત સર્વે બધા, સુખમાંહી વળી વારવારે.
આપણી ૧૪

૧૬ સર્વ સારા ઘઉંથી ખવાડી કરી, તેમને હું સદા સુખ દેતે,
પહાડમાંથી તને શ્રેષ્ઠ ઓપ્પા મધ્યે હું સદા આપતો રોજ રૈતે.
આપણી ૧૫

---

आशाफनुं गीत गान.

गीत ८२. छंद शोभा. अक्षर २३ मात्रा ३२. ताळ ९.

(–ᴗᴗ–ᴗᴗ–ᴗᴗ–ᴗᴗ,–ᴗᴗ–ᴗᴗ–ᴗᴗ––)

૧ દેવ વસે નિજ મંડળમાં નિત શ્રેષ્ઠ તણો ઇનસાફ કરંતાં;
૨ ક્યાં લગ એ ઇનસાફ કરો તમ? ને દુષ્ટની વગ પૂર્ણ ધરંતાં. દેવ. ૧

૩ રંક, અનાથ તણો અદલીસત, ન્યાય કરી નમ્રનાં દુઃખ કાપો;
૪ ને સહુ દુષ્ટ તણા ભુજથી નિત, રંક અને નમ્રને મુક્તિ આપો. દેવ. ૨

૫ તે નિરબુદ્ધ પેઠે સમજે નહિ, ને સહુ અંધકમાં નિત ચાલે;
ભૂમિતણાં સહુ મૂલ બધાં અતિ, કંપિત થૈ ખસતાં બહુ હાલે. દેવ. ૩

૬ મેં તમને પરમેશ્વરની મજ, તો મુખથી ઉપમા કહિ લીધી,
ને પ્રભુ પુત્ર તણી પદવી સહુ, મેં તમને વદતાં બહુ દીધી. દેવ. ૪

૭ તોય તમેં મરણે મરશો સહુ, ભૂમિ તણા મૃત માનવ પેઠે.
ને મરતાં મરતાં પડશો હર, કો સરદાર પેઠે સહુ હેઠે. દેવ. ૫

૮ હે પ્રભુ, આપ ઉઠી જગનો સત, ન્યાય કરો અદલી શુભ સારો.
કારણ કે પરદેશ તણો સહુ, તું ધરશે નિત રાજ્યધિકારો. દેવ. ૬

---

आसफनुं गीत गान.

गीत ८३. छंद मृगांक. मात्रा २३. ताळ ६. (४४४,४४-७).

૧ હે પ્રભુ, તું અણબોલ્યો, રેજે નહિ કો વાર;
ચુપ થઈને છાનો ના રેજે નિરધાર. હે પ્રભુ. ૧

૨ કાં કે જો જે તારા સર્વ વૈરી લોક,
લડવાને હંગામો શોર કરેછે ફોક. હે પ્રભુ. ૨

ને સહુ તારા દ્વેષક બોલે વચનો તુચ્છ,
તેઓ તારી સામા રાખે માથાં ઉંચ. હે પ્રભુ. ૩

૩ તુજ લોકો પર તેઓ ગુપ્ત કરેજ વિચાર,
ગુપ્ત રહેલા તારા લોકો જે નિરધાર. હે પ્રભુ. ૪

તેઓને વિરૂદ્ધે સર્વ ભેળા થાય,
કલ્પે વાતો ખોટી નિજમનડાની માંય. હે પ્રભુ. ૫

૪ તેઓએ બકતાં તો એવી કીધી વાત,
આવો ઈસ્રાયલને મારી કરીએ ઘાત. હે પ્રભુ. ૬

દેશોમાંથી કાપી કરિયે તેનો નાશ,
કે તેઓનાં નામો ના રે જગને વાસ. હે પ્રભુ. ૭

૫ કાં કે તેઓ સંપી યોજેછે વિચાર,
ને તુજ ઊલટા તેણે કીધા બહુજ કરાર, હે પ્રભુ. ૮

૬ અદોમ, ઈસ્માએલી મોઆબી પણ સાથ,
૭ ગેબાલ, અમલક હગરી પલસ્તી, સૂર પ્રખ્યાત. હે પ્રભુ. ૯

આસુર પણ તેઓની સહાયમાં લેવાય.
તેઓ લોટ પુત્રોની વારે આવ્યા ધાય. હે પ્રભુ. સિલ્લા ૧૦

જેમ મદીની, સિસરા ને સર્વ આબીન,
કીશોન નદની પાસે, જેવા કીધા હીન. હે પ્રભુ. ૧૧

૧૦ જેવા અદોર પાસે તેઓ પામ્યા નાશ,
તેવા તું એઓને દેજે મોટો ત્રાસ. હે પ્રભુ. ૧૨

તેઓ ખાતર જેવા પડિયા ધરણીમાંય,
તેવા તું તેઓને કરજે આપ સદાય. હે પ્રભુ. ૧૩

૧૧ તેઓના સરદારો કરજે પૂર્ણ વિનાશ,
ઓરેબ જેબ સરિખા, કરજે પૂરો નાશ. હે પ્રભુ. ૧૪

તેના સરદારોને દેજે તું સંતાપ,
ઝાલમન્નાને જીબા, સર્ખો કરજે આપ. હે પ્રભુ. ૧૫

૧૨ તેઓએ નિજ મનમાં ધારી એવી વાત,
કે આપણ ઈશ્વરનું મંદિર લઈએ હાથ. હે પ્રભુ. ૧૬

૧૩ હે પ્રભુ મારા તેને કર પૈડાજ સમાન,
ભૂસા સર્ખા વાથી ઊડાવો અસ્માન. હે પ્રભુ. ૧૭

૧૪ જેવા અગ્નિ વનને બાળે છે નિરધાર.
જેવા ભડકા બાળે પર્વત વન મોઝાર. હે પ્રભુ. ૧૮

૧૫ તેમજ તારી આંધી તે પછવાડે પાડ,
તુજ તોફાની ત્રાસો, તેઓનેજ લગાડ. હે પ્રભુ. ૧૯

૧૬ હે પ્રભુ તેના મુખને શરમાવો ભરપૂર,
કે તેથી તે શોધે તારૂં નામ જરૂર. હે પ્રભુ. ૨૦

૧૭ તેઓ બહુ શરમાતાં પામે બીક સદાય,
મોટી લાજે પામી પૂરા નાશ જાય. હે પ્રભુ. ૨૧

૧૮ તેથી તેઓ નિશ્ચે જાણે મનનીમાંય,
કે જીહોવા જગમાં છે બહુ શ્રેષ્ઠ સદાય. હે પ્રભુ. ૨૨

~~~~~~~~~~~~~~
~~~~~~~~~~~~~~

मुख्य बनाउनारने सारु गितित पर कोराहना दिकराओने सारु
दाउदनुं गीत गान.

गीत ८४. छंद झुलणा. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(–⏑––⏑–,–⏑––⏑–,,–⏑––⏑–,–⏑––)

૧ હે યહોવા પ્યરા દેવ સૈન્યોતણા, તાહરા માંડવા પ્રીય કેવા
દેવના આંગણા માટ મારો બધો જીવ લોભાયછે ત્યાંજ રેવા.
હે યહોવા. ૧

જીવ મારો પ્યરા દેવને ચાહ્યછે, પૂર્ણ ભાવે કરી સર્વ ફાડી
ને વળી હું તણી દેહ રેછે સદા, જીવતા દેવને સાદ પાડી.
હે યહોવા. ૨

૩ છે અબાબીલને માટ માળા વળી, ને ચલી કારણે ઠામ સારાં,
જ્યાં ધરે પોત પોતાતણાં તે બચ્ચાં સૂખથી તેહમાં નિરધારા.
હે યહોવા. ૩

હે યહોવા પ્યરા દેવ સૈંન્યો તણા તું મહા રાય છો આપ મારા
એમ તો તેં મને આપિયા વાસ બૈ, તાહરી વેદની પાસ સારા.
હે યહોવા. ૪

૪ જે બધા માનવી ધામ તારે વસે, તે સદા ધન્ય તો પૂર્ણ થાશે,
રોજ ને રોજ તે ભાવથી આવતાં, સર્વ તો ગીતના નાદ ગાશે.
હે યહોવા. ૫ સિલ્લા.

૫ જે બધા લોકની શક્તિ છે તું વિષે, તે પ્યરા ધન્ય છે એમ જાણો,
ને વળી દેવના માર્ગમાં જેહનો, જીવ છે તે બધા ધન્ય માનો,
હે યહોવા. ૬

૬ જેમ બાકાં તણાં કોતરે ચાલતાં, રૂદને તો કરે કૂપ ભારે,
ને ઘણા મેઘથી બૈ તળાવો ભરે, તેમ તો તે થશે તેજ વારે.
હે યહોવા. ૭

૭ તે ઘણી શક્તિ તો પામતાં પામતાં, જાયછે સર્વ સિયોન વાસે;
દેવના દેવનો વાસ છે ત્યાંજ તો, માટ તે જાયછે તેજ પાસે.
હે યહોવા. ૮

૮ હે યહોવા તમો દેવ સૈન્યો તણા, સાંભળો અર્જને આપ મારી,
દેવ યાકૂબના, સૂણજો આપ તો, હું તણી અર્જને કાન ધારી.
હે યહોવા. ૯ સિલ્લા.

૯ હે યહોવા તમો લક્ષથી પેખજો, ધ્યાનધારીખરી ઢાલ મારી
ને વળી આપની દૃષ્ટથી દેખજો, મુખ ટીલાતણું શુદ્ધકારી.
હે યહોવા. ૧૦

૧૦ જો વસું એક દહાડો બધો, દેવના આંગણામાં ખરો ભાવ આણી
તે હજારો દિનોથી ઘણો શ્રેષ્ટ છે, એમ તો હું નકી લેશ જાણી,
હે યહોવા. ૧૧

દુષ્ટના તંબુમાં વાસ કીધા થકી, મેં ઘણી ઇચ્છના એમ ધારી
દુષ્ટ વાસે વસું તે થકી દેવના મંદિરે દ્વારગીરીજ સારી.
હે યહોવા. ૧૨

૧૧ કેમકે દેવ છે સૂર્યને ઢાલ તે, દેવ તો કીરપા માન આપે,
ને બધા ચાલશે પાધરે મારગે દેવ કલ્યાણ તેનુંજ થાપે.
હે યહોવા. ૧૩

૧૨ હે યહોવા તમો દેવ સૈન્યો તણા, ને વળી દેવ છો આપ મારા.
ને ભરોસો કરે તાહરા નામનો, તે થશે ધન્ય સૌ દાસ તારા.
હે યહોવા. ૧૪

---

मुख्य वगाडनारने कोराहना दिकराओनुं गीत.

गीत ८९. छंद सवैयाबत्रीशी. ताल ८. (४४,४४,,४४,४ --).

૧ હે પ્રભુ તેં તો મોટી કીધી કરૂણા તારા દેશો માંહી,
યાકુબનાં સહુ બંધન તોડી લીધા સર્વને મુક્તાઇ, હે. ૧

૨ તેં તો તેનાં સર્વે પાપો માફ કરીને ટાળી દીધાં,
ને તેઓના સર્વે ગુન્હા દૂર કરીને ઢાંકી લીધા. હે. ૨

૩ તેં તો તારા સર્વે કોપો દૂર કરીને આઘા રાખ્યા,
તારા ક્રોધોથી તું ફરતાં તેઓ ઉપર નાહીં દાખ્યા, હે. ૩

૪ હે પ્રભુ તારણના તું દેવા, અમને ફેરાવીને લેજે.
અમો ભણીથી તારા કોપો બંધ કરી તું સર્વ દેજે. હે. ૪

૫ શું તું સર્વ કાલે આવો ભારે ક્રોધી થૈને રેશ?
પેઢી પેઢી વિસ્તારીને, શું તું અમને ક્રોધો દેશ? હે. ૫

૬ શું પ્રભુ તું તો પાછો આવી અમને પાછા નહિ જીવાડે?
કે તેથી નુજ લોકો હર્ખી તારી પાસે સાદો પાડે. હે. ૬

૭ હે પ્રભુ, તારી મોટી કરૂણા અમને સર્વે રોજ બતાવો,
ને અમને તું સાહ્ય કરીને, દાડી દાડી આપ બચાવો, હે. ૭

૮ ઈશ્વર બોલે જે જે વચનો, તે સહુ સુણું હું તો ભાવે,
કાં કે તે નિજ લોકો પાસે શાંતતણી વાતો પ્રગટાવે, હે. ૮

કાં કે મૂર્ખપણામાં તેઓ પાછા ફરશે નહિ કો કાલે,
જેઓ પ્રભુથી બીતાં બીતાં, દાડી દાડી સતમાં ચાલે. હે. ૯

૯ નિશ્ચે તેનું તારણ થાશે ને દેશોમાં મહિમા સારા,
૧૦ સત, ને કરૂણા, નીતિ ન્યાયે, જગમાં થાશે સતનાધારા, હે.૧૦

૧૧ સર્વે ઊગશે સાચપણું તો, ભૂતળમાંથી સર્વે ભારે,
ને આકાશો ઉપરથી તો, જોશે નીતિ વારં વારે. હે.૧૧

૧૨ ઈશ્વર દેશે ઉત્તમ વાનાં, ને જગમાં બહુ ફળ ઉપજાશે,
૧૩ સત તો તેની આગળ જાશે, માર્ગે તેના પગ મૂકાશે. હે.૧૩

---

दाऊदनी प्रार्थना.

गीत ८६. छंद चोपाई, मात्रा १६, ताळ ४. (४४, ४ – ७).

૧ હે પ્રભુ તારો ધરજે કાન મજને ઉત્તર આપ નિધાન.
હું તો છું બહુ મોટો દીન, તારી પાસે છું બહુ લીન. હે. ૧

૨ મારા આત્માને સંભાળ, કાં કે શુદ્ધજ મારી ચાલ,
હે પ્રભુ, જે તુજ રાખે ભાવ, તેના આત્માને હર્ખાવ. હે. ૨

૩ હે મજ સ્વામી દયા પ્રકાશ, કાં કે વિનવુંછું તુજ પાસ,
૪ જે જે સેવક રાખે ભાવ, તેના આત્માને હર્ખાવ. હે. ૩

હે પ્રભુ મારો તું છે નાથ, માટે આપિશ જીવ તુજ હાથ.
૫ કાં કે તું છે ઉત્તમ આપ, મારાં પાપો કર્તા માફ. હે. ૪

જેઓ વિનવે સર્વ કાળ, તે પર તું છે બહુ કરૂણાળ.
૬ હે પ્રભુ અર્જીને દે કાન, વિનંતિ પર તું ધરજે ધ્યાન. હે. ૫

૭ દુઃખ સમે હું વિનવી જેશ, ત્યારે તું તો ઉત્તર દેશ.
૮ હે મજ સ્વામી દેવો માંય, તારા સર્ખા કોઈ નાંય, હે. ૬

એવું તારૂં મોટું નામ, તારા સર્ખાં નહિ કો કામ.
૯ તેં જે ઉત્પન્ન કીધા દેશ, તે તુજ પાસે નમે હમેશ. હે. ૭

હે પ્રભુ તારી પાસ નિધાન, ભજતા દેશે મોટું માન.
૧૦ કાં કે મોટું છે તુજ નામ, તું છે અચરત કર્તા કામ. હે. ૮

તારો મોટો છે બહુ ભેવ, તું છે એકલ એકજ દેવ,
૧૧ હે પ્રભુ, તારો માર્ગ શિખાવ, સતમાં ચાલું રાખી ભાવ. હે. ૯

તારા નામે બીવા માટ, અમને શિખવજે શાક્ષાત.
૧૨ હે મજ સ્વામી મોટા દેવ, મનથી ગાતાં કરિયે સેવ. હે. ૧૦

હું તો તુજને પૂર્ણ સદાય, આપું મોટો બહુ મહિમાય,
૧૩ કાં કે તારી મોટી મેર, મારા ઉપર છે સુપેર. હે. ૧૧

નર્ક તણા ખાડાથી બાર, મજ આત્માને કીધો પાર.
૧૪ હે પ્રભુ ગર્વી બહુ વિક્રાળ, મજ પર મારે છે બહુ ફાળ, હે. ૧૨

સર્વે જુલમી ટોળે થાય, મજને મારી આવા ધાય.
મનમાં કલ્પે દ્વેષ અધિક, ને નહિ રાખે પ્રભુની બીક. હે. ૧૩

૧૫ હે પ્રભુ સ્વામી સર્વે કાળ, તું છે પોતે બહુ કરૂણાળ.
તું છે સતમાં પૂર્ણ પ્રતાપ, તું તો કર્ત્તા છે બહુ માફ. હે. ૧૪

૧૬ હે પ્રભુ ફરજે મારી ગમ, કરૂણા કરવા તું હરદમ.
તુજ સેવકને બળ બક્ષાવ, ને દાસીનો પુત્ર બચાવ. હે. ૧૫

૧૭ હે પ્રભુ તારણ માટે આપ, મજને એક નિશાની આપ,
કે સહુ મારા વૈરી જોય, મોઠી લાજે લજ્જિત હોય. હે. ૧૬
તેઓ જાણે સહુ હરદમ ઇશ્વર તો છે મારી ગમ.

---

कोराहना दिकराओने साह गायन गीत.

गीत ८७. छंद चरणाकुल. मात्रा १६. ताळ ४. (४४,४--)

૧ શુદ્ધપણના પર્વતમાંહીં, તેનો પાયો છે શુભ ત્યાંઇ.
૨ યાકૂબના સહુ ઘરથી ભારે, પ્રભુ રાજી છે સિયોન દ્વારે. ૧

૩ જીહોવાના શેર સંબંધી ભાખી છે તુજ વાતો સંધી.
૪ મજને જેઓ જાણન હારા તેને સ્મરણ દૌં નિરધારા. ૨

રાહબ બાબિલ કેરી કાંણી, તેઓને સહુ ભાખું વાણી,
પલસ્તિ, સૂરો, કુશી માંહીં, જન્મ્યો છે એ પણ તે ત્યાંઇ. ૩

૫ એકે તે જન જન્મ્યા ત્યાંએ, સિયોન વિષે એ કેવાએ.
દેવ પરાત્પર તે તો આપે થીર કરીને તેને થાપે. ૪

૬ પ્રભુ લોકોની ગણના લેશે ત્યારે એ ત્યાં જન્મ્યો કેશે.
૭ જેમજ સર્વે વગાડન હારા તેમજ ત્યાં છે સહુ ગાનારા. ૫
તારાથી સહુ ઝરણ અમારા નિત્ય રહે છે સર્વે સારા.

---

कोराहना दिकराओने सारु गायन गीत, मुख्य वगाडनारने महलोथ लेअनोथ पर; उपदेशनुं; हेमान इजराहीनुं.

गीत ८८. छंद झुलणा. अक्षर; २२ मात्रा ३७. ताल ८.

(-ᴗ--ᴗ-,-ᴗ--ᴗ-,,-ᴗ--ᴗ-,-ᴗ--)

૧ હે યહોવા, તમો માહરા ત્રાત છો, રાત દાડે ઘણી બૂમ પાડું;
રોજને રોજ તું પાસ આવી નમી, ભાવથી ગીતના સાદ કાડું;
હે યહોવા. ૧

૨ હું તણી અર્જ તું પાસ આવે ખરી, રાખજે અર્જમાં કાન તારો.
૩ કેમકે હું ઘણા દુઃખથી પૂર છું, ઘોર પાસે ગયો જીવ મારો.
હે યહોવા. ૨

૪ જે જનો ઘોરમાં જાયછે ઊતરી, તેમના સંગમાં છું ગણેલા;
જે જનો શક્તિને જોર વિના રહે, તેમની પેઠ હું છું ઠરેલા.
હે યહોવા. ૩

૫ જે મરેલા સુએ ઘોરમાંહે બધા, તેમની યાદ તું રાખનાહી;
જે બધા તાહરે હાથ કાપેલ છે, હુંજ એવો થયો માર્ણમાંહી.
હે યહોવા. ૪

૬ ઘોર અંધારના ખાડમાં તેં મને છેક નાખ્યો ઘણો હેઠ પાડી;
૭ તાહરા કોપને સર્વ મોજાં થકી તેં મને દુઃખ દીધુંજ દાડી.
હે યહોવા. ૫
સિલ્લા.

૮ સર્વ મારા ખરા ઓળખીતા જનો તેંજ સૌ હું થકી દૂર કીધા;
તેં મને તેમની પાસ ધિક્કારમાં નાખતાં, બંધનો પૂર્ણ દીધાં.
હે યહોવા. ૬

૯ હે યહોવા ઘણા દુઃખથી રોજ હું શોકમાં બૌ રડુંછુંજ ભારે;
હું ઘણી અર્જથી હાથ મારા બને તું ભણી ઊંચકું વારવારે.
હે યહોવા. ૭

૧૦ શું બધા મર્ણ પામેલ તો લોકને તું બતાવે ચમત્કાર તારા?
શું બધા મર્ણથી ઉઠતાં માનશે કાંઈ આભાર તે ખૂબ સારા?
હે યહોવા. ૮
સિલ્લા.

૧૧ શું તમારી કૃપા ઘોરમાં વર્ણશે? શું વળી નાશમાં સત્ય તારૂં?
૧૨ શું કદી અંધકારો વિષે કો થશે કામ તારૂં પ્રકાશીજ સારૂં?
હે યહોવા. ૯

શું બધા ભૂલના દેશમાં તાહરી નીતિના નેમ સર્વે પ્રકાશે
૧૩ દેવ મેં પ્રોઢમાં હાંક મારી તને; ને કરૂં પ્રાથના તુંજ પાસે
હે યહોવા. ૧૦

૧૪ હે યહોવા તમો આત્મા માહરો, તું થકી કાં કરે દૂર ભારે?
ને વળી ક્યાં લગી આપનું મુખડું, ઢાંકશો હું થકી વારવારે?
હે યહોવા. ૧૧

૧૫ હુંજ નાના થકી મર્ણ તોલે થઈ, લીનતાથી સહુ ત્રાસ તારા;
૧૬ કોપ તારો ચઢે હુંજ માટે ઘણો, ને વળી ત્રાસ બો છુંદનારા.
હે યહોવા. ૧૨

૧૭ તે સદા રેલની પેઠ ઘેરી મને, મારવા એકઠા થાય હામે
૧૮ મિત્ર વાલા બધા દૂર તેં નાખિયા, ઓળખીતા બધા અંધ ઠામે.
હે યહોવા. ૧૩

---

एथन ईजराहीनुं उपदेशनुं गीत.

गीत ८९. छंद दोहा. मात्रा २४. ताळ ६. (४४-८-,,४४-८)

૧ ઈશ્વરની કરૂણા તણાં ગાઈશ ગાનો બેશ;
મારા મુખથી તું તણું પ્રગટિશ સત્ય હમેશ. ૧

૨ કાંકે મેં મુખથી કહ્યું સદા ટકે તુજ રેમ.
આકાશોમાં થીર છે તારૂં સત્યજ એમ. ૨

૩ કીધો બંધોબસ્ત મેં મજ નિવડેલા સાથ,
મેં દાઉદ સાથે વળી ખાધા સમ સાક્ષાત. ૩

૪ કે તારા સહુ વંશને થાપું થીર સદાય,
ને તુજ સહુ સિંગાસનો મજથી કાયમ થાય. ૪ સિલ્લા.

૫ હે પ્રભુ, આકાશો વિષે તુજ કૃત માટે ગાય
તારૂં સત્ય રહે સદા પવિત્ર મંડળ માંય. ૫

૬ કાંકે ગગને કોણ છે જીહોવાજ સમાન
તે સમ માનવ પુત્રમાં કો છે મહિમાવાન. ૬

૭ શુદ્ધ સભામાં દેવ છે બહુ મોટો ભયભીત
ચોપાસેના લોકમાં એવા એજ અચીત. ૭

૮ ઓ જીહોવા ફોજના કો તુજ સમ બલવાન?
તારૂં સત ચોપાસમાં છે મોટુંજ નિધાન. ૮

૯ સાગરની સહુ ગર્જના ને મોજા વિકરાળ,
તું તેઓને જોરથી બંધ કરે તતકાળ. ૯

તેં રાહાબને મારતાં તેના કીધા ચૂર
૧૦ તેં તુજ બલિયા હાથથી, રિપુને વેર્યા પૂર. ૧૦

૧૧ તારાં જગ આકાશ છે, ને તેનો વિસ્તાર
તેં તેઓને થાપિયાં, સર્વે એ નિરધાર. ૧૧

૧૨ ઉત્તર દક્ષિણ સર્વને તેં કીધાંજ તમામ
તાબર, ને હેર્મોન સહુ ગાશે તારાં નામ. ૧૨

૧૩ તારો ભુજ છે શક્તિમાં, ને છે બહુ બલવાન
ને તુજ જમણો હાથ છે ઊંચો મહિમાવાન. ૧૩

૧૪ તુજ સિંગાસન પાસ છે નીતિ ન્યાય હમેશ,
તારી સન્મુખ ચાલશે કરૂણા સત્ય વિશેષ. ૧૪

૧૫ જે જાણે આનંદના, શબ્દ તણી સહુ વાત,
તે પ્રભુના મુખ તેજમાં ચાલે ધન્યતા સાથ. ૧૫

૧૬ તેઓ તારા નામથી કરશે હર્ષ સદાય,
ને તુજ ન્યાયપણા થકી તેઓ ઊંચ મનાય. ૧૬

૧૭ કાંકે તેના જોરનો તું તો છે મહિમાય,
તેનું સિંગ ઊંચું ઘણું તુજ કરૂણાથી થાય. ૧૭

૧૮ કાંકે દેવ અમો તણી છે બહુ મોટી ઢાલ,
ઈસ્રાયલનો શુદ્ધ છે રાજા સર્વ કાળ. ૧૮

૧૯ તારા પવિત્ર પાસ તૂં બોલ્યો એવી વાત,
મેં જોરાવર એકને થાપ્યો મદત માટ. ૧૯

તેને લોકોમાંયથી મેં કીધોજ પસંદ,
સહુ પર તેને થાપતાં, કીધો મેંજ બુલંદ. ૨૦

૨૦ મજને દાઉદ દાસ તો મળિયો છે નિરધાર,
પવિત્ર તેલ રાયનો મેં કીધો સંસ્કાર. ૨૧

૨૧ તે સાથે મજ હાથ તો, થીર થશે સહુ કાળ,
હા, મજ ભુજ બળ આપતાં તેની લે સંભાળ. ૨૨

૨૨ તેના સર્વ શત્રુઓ તેને જીતે નાંય;
અસત્યના પુત્રો બધા દુઃખ ન દેશે કાંય. ૨૩

૨૩ તેના સર્વે શત્રુને પાડું તેની પાસ,
તેને તુચ્છ કરનારને દુઃખે આપું ત્રાસ. ૨૪

૨૪ મારૂં સત્ય કૃપા વળી રેશે તેની સંગ,
મજ નામે ઊંચુ થશે તેનું ઉત્તમ સિંગ. ૨૫

૨૫ મેલિરા તેના હાથને સાગર લગ નિરધાર
તેના જમણા હાથને મેલિરા નદ મોઝાર. ૨૬

૨૬ તે કરશે અર્જી વળી મજને કેતાં બાપ,
મારો ત્રાતા દેવ છે ને મજ આશ્રો આપ. ૨૭

૨૭ મં પણ મુખથી ભાખિયું તુંજ વડો મજ પૂત,
જગના સર્વ રાયથી ઊંચ કરૂં અદભૂત. ૨૮

૨૮ મારી કરૂણા હું સદા રાખું તેને કાજ
ને મજ નેમા સર્વ જે ચાશે થીર સદાજ. ૨૯

૨૯ હું તો તેના વંશનું રક્ષણ કરૂં હમેશ,
કે તેઓ સર્વ સદા થીર ટકે સહુ બેશ. ૩૦

તેનાં શુભ સિંગાસનો ટકશે સર્વે કાળ.
સ્વર્ગતણા દહાડા લગી રાખું હું સંભાળ. ૩૧

૩૦ જો તેના સહુ પુત્ર તો તોડે મારા નેમ
ને મારા સહુ નેમમાં ચાલે નાહીં તેમ. ૩૨

૩૧ જો તેઓ મજ નેમને તોડી, નાખે દૂર.
ને મારી સહુ આજ્ઞા પાળે નાહીં પૂર. ૩૩

૩૨ તેના ગુન્હા કારણે દેશ છડીનો માર.
પાપ તણી શિક્ષા કરૂં ચાબુકે નિરધાર. ૩૪

૩૩ તેનાથી કરૂણા કરી રાખું નાહીં દૂર.
ને મારૂં સાચાપણું સર્વ કરૂં હું પૂર. ૩૫

૩૪ મારા કરાર હું કદી તોડું નહિ કોવાર.
મજ હોઠોની વાતને હું નહિ ફેરવનાર. ૩૬

૩૫ મેં મારી શુદ્ધતા થકી ખાધા છે સોગાન
શું દાઉદની સાથ હું મિથ્યા કહું વરદાન? ૩૭

૩૬ તેનો સર્વે વંશ તો ટકશે સર્વદાય,
મજ સામે સિંગાસનો સૂર સરીખા થાય. ૩૮

૩૭ ચંદા સરખાં થીર તે રેશે મારી પાસ,
ને સાચા સાક્ષી પેઠે રેશે તે આકાશ. ૩૯ સિલા.

૩૮ તો પણ તેં કંટાળતાં તેને કાઢ્યો દૂર,
અભિષિક્તપરક્રોધતો, કીધો તેં ભરપૂર. ૪૦

૩૯ તેં તો તારા દાસનો તોડ્યો છેજ કરાર,
તેહ તણા શુભ તાજને ફેંક્યો ભૂ મોઝાર. ૪૧

૪૦ તેં તેની સહુ વાડને તોડી છે ચોપાસ,
તેના કિલ્લા સર્વ તેં ભાંગી કીધા નાશ. ૪૨

૪૧ વાટે જાતાં માનવી તેને લૂટી જાય,
પાડોસીની દૃષ્ટિમાં તે અપમાની થાય. ૪૩

૪૨ તેં તેના વૈરી તણા કીધા હાથો ઉચ્ચ;
તેં તો તેના શત્રુને કીધા પ્રસન્ન બહુજ. ૪૪

૪૩ તેં તેની તરવારની વાળી દીધી ધાર,
તેને યુદ્ધમાં થીર તેં ના રાખ્યો નિરધાર. ૪૫

૪૪ તેં તેનો મહિમા બધો કીધો બંધ સદાય,
તેં તેનાં સિંગાસનો ફેંક્યાં ભૂતળમાંય. ૪૬

૪૫ તેની જુવાની તણા દાડા કીધા ટુંક
તેં તો તેને લાજથી ઢાંકયો છેજ અચૂક. ૪૭ સિલ્લા.

૪૬ હે પ્રભુ ક્યાં સુધી રહે મુજથી તું બહુ ગૂપ?
શું સહુ કાળે દૂર થઈ મજથી રેશ ચૂપ. ? ૪૮
શું તારો બહુ કોપ તો મજ પર નિત નિત થાય?
શું અગનીસરખો વળી બળતો બળતો જાય? ૪૯

૪૭ હે પ્રભુ તું સંભારજે મારૂં સહુ આયુષ્ય,
શાથી અમથાં તેં બધાં કીધાં સર્વ મનુષ્ય? ૫૦

૪૮ કો છે એવા માનવી જે નહિ પામે મોત?
મરણથકીકોરાખશે જીવત આત્મા પોત? ૫૧ સિલ્લા.

૪૯ તેંદાઉદની પાસસમ સતમાં ખાધા જેહ,
હેસ્વામી ક્યાંગેબધી પૂર્વી કરૂણા તેહ? ૫૨

૫૦ હેસ્વામીતુજદાસની સહુ નિંદા સંભાર,
હું વેઠુંછું ઊરમાં લોકોના ધિક્કાર. ૫૩

૫૧ કે જે તારા શત્રુએ કીધું તુજ અપમાન,
તે છે તુજ અભિષિક્તના ચરણ તણું અપમાન. ૫૪

૫૨ સર્વે કાળે દેવને હોજો સ્તોત્ર ગાન,
આમિનઆમિનબોલતાં દેજો સર્વે માન. ૫૫

---

देवना माणस मुसानी करेली प्रार्थना.

गीत ९०. छंद चोपाया. ताळ ७. (४४,४४,,४४--)

૧ હે સ્વામી, સહુ પેઢી માંહે તું અમ આશ્રોસારો,
૨ પાડો ને સહુ જગના પેલા, તું છે ઈશ્વર મારો. હે સ્વામી. ૧

આદ વિનાનો તું છે પોતે, અંતજ નાહીં તારો,
સર્વે સૃષ્ટિ કેરો તું તો, પોતે છે રચનારો. હે સ્વામી. ૨

૩ સર્વે માણસને તું પોતે નાશ વિષે ફેરાવે
પાછા આવો એવું કેતાં, તું સહુને બોલાવે. હે સ્વામી. ૩

૪ તારી સામા સહસ્ત્ર વર્ષો ટળશે દિનના જેવા,
તે રાત્રીના પોર સરીખાં વીતી જાસે તેવાં. હે સ્વામી. ૪

૫ રેલ સરીખાં તું ડુબાવે, નિદ્રા જેવાં તેને,
ઘાસ સરીખાં તું બદલાવે પ્રોઢોમાં તો એને. હે સ્વામી. ૫

૬ પ્રોઢ સમે તે બહુ ખીલેછે, ને પાછાં બદલાએ.
સંધ્યા કાળે ચિમલાઈને, તેઓ સર્વે કપાએ. હે સ્વામી. ૬

૭ કાંકે તારા ક્રોધ થકી બહુ થાય અમારા નાશો
ને બહુ તારા કોપ થકી તો લાગે મોટા ત્રાસો. હે સ્વામી. ૭

૮ તેં સહુ રાખ્યાં પાપ અમારાં તારી દ્રષ્ટિ સામાં
ને સહુ છાનાં કૃત્ય અમારાં તુજ મુખ અજવાળામાં. હે સ્વામી. ૮

૯ કાંકે સહુ દિન જાય અમારા તારા કોપજ માંઈ,
સ્વપ્ના જેવાં વર્ષ અમારાં, ટળશે પૂરાં થાઈ. હે સ્વામી. ૯

૧૦ જો અમ જીવન કેરા દાડા શિતેર વર્ષો થાશે
કે બહુ બળથી એંશી થાએ તો પણ વ્યર્થ જણાશે. હે સ્વામી. ૧૦

કાંકે તે તો વેલાં વેલાં જાશે સર્વ કપાઈ,
ને સહુ જીવ અમારા ઊડી, જાશે એમજ થાઈ. હે સ્વામી. ૧૧

૧૧ જેવો તારો ત્રાસ થયો છે, કોપજ તેજ પ્રમાણે,
તેઓના સહુ સામર્થને તો, પૂરૂં કોણજ જાણે. હે સ્વામી. ૧૨

૧૨ અમો તણા સહુ દાડાને તો ગણવાને શીખાવો,
તે જાણ્યાથી જ્ઞાની થેવું, માટે આપ બતાવો. હે સ્વામી. ૧૩

૧૩ હે પ્રભુ વેલા પાછા આવો, ક્યાં લગ રેશો કોપી?
તુજ સેવકને શાંતિજ આપી ક્રોધજ નાંખો લોપી. હે સ્વામી. ૧૪

૧૪ પ્રાઢોમાં તુજ કરૂણાથી તો તૃપ્તજ કરજે સારા,
કે મજ ઊમરમાં આનંદે હર્ખુ વારંવારા. હે સ્વામી. ૧૫

૧૫ તેં જે અમને દુઃખો દીધાં, ને અમ દ્રષ્ટે ભાળ્યાં,
તેજ પ્રમાણે અમને સુખો, આપો સર્વ કાલા. હે સ્વામી. ૧૬

૧૬ તારાં કૃત્યો તુજ સેવકને સર્વ દેજે દાખી
તેના વંશોને તુજ મહિમા સર્વ દાખો ભાખી. હે સ્વામી. ૧૭

૧૭ અમો ભણી અમ જીહોવાની પ્રસન્નતા બહુ થાએ,
તું અમ હાથો કેરાં કામો કરજે શિદ્ધ સદાએ. હે સ્વામી. ૧૮

તું તો સર્વ કાળે કરજે પોતે આપો આપી
હા; અમ હાથો કેરાં કામો, સર્વ દેજે થાપી. હે સ્વામી. ૧૯

---

गीत ९१. छंद सवैयाबत्रीशी. ताल ८. (४४,४४,,४४४--)

૧ જીહોવાના છુાંના સ્થાને વસશે જેઓ તેમાં જાઈ,
તેઓ સહુથી મોટાની તો રેશે સારી છાંયામાંઈ. ૧

૨ જીહોવાને હું તો ભાખું કે તું છે મજ આશ્રો સારો,
ને પ્રભુ છે મજ કિલ્લો સાચો, તેમાં વિશ્વાસ રાખું મારો. ૨

૩ કાંકે પારધની જાલથી તુજને લેશે તે છોડાવી,
ને બહુ ભારે મરકીથી તે તુજને લેશે તેજ બચાવી. ૩

૪ તેનાં પીછાં કેરે આયે તે તો તુજને ઢાંકી દેશે.
તેની પાંખો કેરે છાયે તારી સર્વે આશા રેશે. ૪

તેની સર્વ સાચાઈ તો બખતર, ઢાલો તારાં થાશે,
સર્વ કાલો માહે તારો સાચો રક્ષક તે દેખાશે. ૫

૫ જો, રાત્રે બહુ બીક જણાશે તોપણ તુજને બી નહિ લાગે,
ને જો, દહાડે તીરો ઊડે તો પણ તુજને કો નહિ વાગે. ૬

૬ જો, અંધારા માંહે ચાલે મરકી ભારે કોઈ વારે,
જ્યારે ઘાતક નાશ જણાશે મધ્યાને બહુ મોટા ભારે. ૭

૭ ને તુજ આગુ બાગુ માનવ શહસ્ત્ર પડતાં મરણે જાશે
શહસ્ત્ર પડશે જમણે હાથે તો પણ તુજને બી ને થાશે. ૮

૮ પાપીના સહુ બદલા માટે જ્યારે ભારે શિક્ષા હોશે,
ને સહુ દુષ્ટો કેરી શિક્ષા કેવળ તારી આંખે જોશે. ૯

૯ કાંકે પ્રભુને તારે માટે રેવાનો તેં કીધો વાસો,
જીહોવાને તેં તો કીધો તારે માટે આશ્રો ખાસો. ૧૦

૧૦ કાંકે તારા પર કો દુ:ખો પડશે નાહીં એવાં ભારે,
ને તુજ પાસે એવી મરકી આવે નાહીં કોઈ વારે. ૧૧

૧૧ કાંકે તારા રક્ષણ માટે નિજ દૂતોને આજ્ઞા દેશે,
૧૨ કે તુજ ચરણોને ના લાગે માર તને તે ઝોલી લેશે. ૧૨

૧૩ સિંહો ને બહુ મોટા સર્પો તે પર તું તો ચાલ્યો જાશે,
અજગરને સહુ સિંહ બચ્ચા તો તારા પગથી તો છૂંદાશે. ૧૩

૧૪ કાંકે તેણે મજ પર પ્રીતિ કીધી માટે તારણ આપું.
ને તેણે મજ નામજ જાણ્યું માટે તેને ઊંચો થાપું. ૧૪

૧૫ જ્યારે તેમજ અર્જી કરશે ત્યારે ઉત્તર આપિશ સારો;
તેના દુઃખનો સંગી થૈને આપિશ આખુને છુટકારો. ૧૫

૧૬ હું તો તેને લાંબું જીવન આપીને બહુ તૃપ્ત ધરાવું,
ને હું તેને માહરૂં ઉત્તમ તારણ પ્રગટી પૂર્ણ બતાવું. ૧૬

---

शाबथ दिनने साहु गीत.

## गीत ९२. छंद झुलणा. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(–⏑––⏑–,–⏑––⏑–,,–⏑––⏑–,–⏑––)

૧ દેવનો પાડ તો માનવો ભાવથી, શ્રેષ્ટ છે એ બધું કામ સારૂં,
હે યહોવા તમો નામનાં ગીતથી, રાખવું ધ્યાન તો ખૂબ તારૂં. દેવ. ૧

૨ પ્રોઢના પોરમાં ભાખવી કીરપા, રાતમાં ભાખવાં સત્ય તારાં;
૩ તાર તંબુરને સર્વ વીણા થકી, કાડજે દેવને રાગ સારા. ૨

૪ કેમકે હે યહોવા તમો કૃત્યથી, પૂર્ણ સાનંદ તો તેંજ કીધો,
સર્વ તારા બધા કામથી મેંજ તો બોજ આનંદ ઉલ્લાસ લીધો. ૩

૫ હે યહોવા તમારાં બધાં કૃત્ય તો કેવડાં ઊંચ છે શક્તિવાળાં,
ને તમારી બધી ધારણા તો વળી, પૂર્ણ ઊંડીજ છે સર્વ કાલા. ૪

૬ સર્વ અજ્ઞાનીઓ જાણતા કો નથી, ને વળી મૂર્ખ બુજે જ નાહીં,
૭ દુષ્ટ તો ઘાસની પેઠે ઊગે ખરા, પાપિઓ ફુલશે મનમાહીં. ૫

જે સમે દુષ્ટ તો ખીલતા જાય છે, તે સમે સર્વ તે નાશ થાશે.
૮ તોય તું દેવ સર્વોપરી આપ છે, ને સદા તું ટકે શુદ્ધ વાસે. ૬

૯ કેમકે હે યહોવા તમારા બધા, શત્રુઓ સર્વ તો નાશ થાશે,
ને વળી સર્વ અન્યાયના માનવી; નાશમાં છેક વેરાઇ જાશે. ૭

૧૦ ને યહોવા તમો માહરા સિંગને, રાખશો ઊંચ બો રેમ જેવું,
હું ઘણા ઉત્તમી બાશના તેલથી, ભીજતો સૂખ પામુંજ એવું. ૮

૧૧ સર્વ મારા ખરા શત્રુ જે જે હશે, તેમને દેખશે આંખ મારી,
હું ભણી ઊઠતા શત્રુના નાશની, શાંભળું વાતનો કાન ધારી. ૯

૧૨ સત્ય સો માનવી તાડ જેવા વધે, ને ફળે એર્જના વૃક્ષ જેવા;
૧૩ જે બધા દેવના ધામમાં રોપછે, દેવધામે ફલે ખૂબ એવા. ૧૦

૧૪ વૃદ્ધ આયુષ્યમાં તે ઘણા ફૂલશે, પુષ્ટ લીલા વળી એજ થાશે,
૧૫ દેવ છે ન્યાય ને આશ્રો માહરો, એમ તે ભાખનો રોજ જાશે. ૧૧

---

गीत ९३. छंद भुंजगी. अक्षर १२. मात्रा २०. ताल ४. (⏑--⏑--⏑--⏑--)

૧ યહોવા સદા રાજ પોતે કરેછે, ઘણા માનથી પૂર્ણ પેરેલ રેછે.
યહોવા રહે શક્તિથી કેડ બાંધી, સદા તે રહેછે ઘણા શક્તિ સાધી. ૧

રચીછે બધી ભૂ ઘણા જોર માંહીં, ટકે થીર થૈ ઠીક આલેજ નાહીં.
૨ તમો છો સદા કાળના દેવ મારા, સદા કાળ રાજ્યાસનો છે તમારાં. ૨

૩ અરે દેવ સ્રણો તમો આજ વારે, બધો રેલ ગર્જે ઊઠી છે જ ભારે.
૪ સમુદ્રે કરે નીર ગાજી બુમાટા, ઘણી રેલ પેઠે કરેછે સુસાટા. ૩

બધી રેલથી દેવ છે શક્તિ ધારી, વસેછે સદા ઊંચમાં સુખકારી,
૫ સદા દેવના નેમ તો થીર થાશે, સદા શોભશે શુદ્ધતા દેવ વાસે. ૪

---

गीत ९४. छंद चोपाइ. मात्रा १५. ताल ४. (४४,४-⏑)

૧ હે પ્રભુ બદલાના લેનાર, હે પ્રભુ બદલાના દેનાર,
તું તો પોતાને દેખાડ, ને નહિ ધરજે કોઈ આડ. ૧

૨ ઓ જગનાયક થાજે ઊંચ, ગર્વીને દે બદલો તુચ્છ.
૩ હે પ્રભુ દુષ્ટો તો કે વાર, કરશે તેઓ જય જયકાર. ૨

૪ તેઓ બબડી બોલે વાત, કુકર્મી સહુ બોલે સાથ;
૫ તુજ લોકેને કચરે બોજ, લીન કરે તુજ વતનો સોજ. ૩

૬ પરધર્મી ને વિધવા નાર, દુષ્ટો તેને દેછે માર.
માતપિતા વિન જે જે હોય, તેના ખુન કરેછે સોય. ૪

૭ તેઓ દિલમાં કરે વિચાર ઈશ્વર દેખે નહિ નિરધાર,
યાકુબ કેરો દેવ નિધાન, સદાય રેશે તેજ અજાણ. ૫

૮ સર્વ લોકતણાં અજ્ઞાન, સમજો સર્વ લાવી ભાન,
સર્વ મૂર્ખ અને નાદાન, ક્યારે થાશો બુદ્ધિવાન? ૬

૯ કરણોનો જે કર્તા દેવ, શું નહિ જાણે સર્વ ભેવ?
ચક્ને રચતા જે સાક્ષાત શું નહિ દેખે સર્વ વાત? ૭

૧૦ પરદેશીને જે દે માર, શું નહિ શિક્ષા તે દેનાર?
સૈન્યોને જે શિખવે જ્ઞાન, શું નહિ હોય બુદ્ધિવાન? ૮

૧૧ સર્વ માનવનાજ વિચાર, ઈશ્વર જાણેછે કરતાર,
પ્રભુ તે જાણે સર્વ ફોક, વ્યર્થ બધા છે એનો લોક. ૯

૧૨ હે પ્રભુ જેને તું દે માર, ને શિખવેછે શાસ્ત્રોસાર,
એવા માનવ જે જે હોય, ધન્ય સદા નર માનો સોય. ૧૦

૧૩ ભુંડે કાલે તે નિરધાર, આપે તેને સુખ અપાર,
ત્યાં લગ પાપી માટ જરૂર, ખાડો ખોદાશે ભરપૂર. ૧૧

૧૪ પ્રભુ પોતાના લોકજ દૂર, નાહિં કરશે આપ જરૂર,
પ્રભુ પોતાના વતનો આપ, નાહી ત્યાગે દૂર કદાપ. ૧૨

૧૫ કાંકે નીતિ પાછળ ન્યાય, થીરજ થાશે એમ સદાય.
ત્યારે સર્વ મનના યોગ્ય તેની પાછળ જાશે લોક. ૧૩

૧૬ ભુંડાની સામા સાક્ષાત કોણજ ઉઠે મારે માટ?
ભુંડાની સામા કો જાય, મજ માટે કો ઉભો થાય? ૧૪

૧૭ જો પ્રભુ મારી સાહ્ય ન થાત તો મજ આત્મા ચુપ થૈ જાત.
૧૮ મારા પાય ખસ્યા જે વાર, ત્યારે અર્જ કરી નિરધાર. ૧૫

ત્યારે હે પ્રભુ કરૂણા સાથ, મજને ઝાલી લે તુજ હાથ.
૧૯ મજને મોટી ચિંતા થાય, ત્યારે તું તો દેછે સાહ્ય. ૧૬

૨૦ શું અપકારી રાજ્ય કદાપ, પામે તારો તે મેલાપ?
ને વિધિથી તો ભુંડી વાત જે જે કલ્પેછે સાક્ષાત. ૧૭

૨૧ તેઓ સર્વ ટોળે થાય, સાચા જીવો પર સહુ ધાય.
નિર્દોષીનાં જે જે રક્ત, તે અપરાધી પાડે ફક્ત. ૧૮

૨૨ પ્રભુ છે મારૂં બખતર આડ, મજને સંતાવાનો પાડ.
૨૩ તેના સર્વ જે અન્યાય, પ્રભુ તો તે પર વાળી જાય. ૧૯

તેઓનાં જે પાપો પૂર, તેમાં કાપી દેજ જરૂર.
અમો તણો જે ઈશ્વર દેવ, તેને કાપે તે તતખેવ. ૨૦

---

## गीत ९९. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताल ४.

(ᴗ––ᴗ––ᴗ––ᴗ––)

૧ બધા આવતાં ગીતના સાદ પાડો,
યહોવા તણાં ગીતના નાદ કાઢો,
યહોવા ખરો ત્રાત છે એમ જાણી,
કરો હર્ષના સ્વર, સૌ શબ્દ તાણી. ૧

૨ બધા આપણે ગીતના નાદ ગાતાં,
કરો હર્ષના શબ્દ તે પાસ જાતાં,
૩ યહોવા ખરો દેવ છે શ્રેષ્ટ જાણો,
બધા દેવથી ઊંચ ને રાય માનો. ૨

૪ યહોવા તણે હાથ છે ભૂ ઊંડાઈ,
વળી છે બધા પ્હાડની બો ઊંચાઈ.
૫ બનાવ્યા બધા સાગરો જોત જોતે,
વળી કોરડી ભૂ કરી હાથ પોતે. ૩

૬ નમો સર્વ આવી પગે લાગતાં તો,
ખરા દેવને ભાવથી સેવતાં તો;
૭ યહોવા ખરો દેવ કર્તાર જાણી,
બધા બેસજો ઘૂંટણે ધ્યાન આણી. ૪

ખરે આપણો દેવ છે એમ માનો,
અને આપણે તે તણાં મેંઢ જાણો.
૮ કદા જો સુણો આજ તેની સુવાણી,
થજો ના તમો સખ્ત હંકાર આણી. ૪

થયા જેમ રે ઊલટા રાન માંહી,
થઈ ઊલટા ને કરી પારખાઈ;
તમારાજ બાપે મને જેમ કીધું,
ઘણો રે મને ખીજવી દુ:ખ દીધું. ૬

૯ ઘણાં કામ દીઠાં અચંબિત ભારે,
મને પારખ્યો તોય તો તેજ વારે.
૧૦ થયો તે થકી હું ઘણો રાગ વાળો,
કર્યો કોપ મેં વર્ષ ચાળીશ કાળો. ૭

બધા ભૂલનારા ખરા મેંજ માન્યા,
ખરા તેમણે માર્ગ મારા ન જાણ્યા.
૧૧ કરી ક્રોધ મેં એ થકી સમ લીધા,
વિસામા થકી સૌ કરી દૂર લીધા. ૮

---

## ગીત ૯૬. छंद देव. अक्षर २४. ताल ४.

(⏑−−⏑−−⏑−−⏑−−,⏑−−⏑−−⏑−−⏑−−)

૧ યહોવા તણાં સૌ નવાં ગીત ગાજો,
અને ભૂમિવાસી બધા સૂર કાઢો,
૨ ખરા ગાનથી દેવને ધન્ય માનો,
સદા ત્રાન તેનું કથી સાદ પાડો. ૧

૩ વિદેશી વિષે માન તેનું કરંતાં,
બધા લોકને કામ તેનાંજ ભાખો.
૪ યહોવા સુવંદિત મોટોજ જાણી,
બધા દેવથી તે તણી બીક રાખો. ૨

૫ વિદેશી તણા દેવ છે વ્યર્થ સંધા,
પરંતુ થયાં દેવથી વ્યોમ સારાં.
૬ મહિમા અને માન છે તે સમીપે,
ટકે શક્તિ શોભા સુથાને અપારા. ૩

૭ યહોવા તણું માન રાખી બધાએ
સદા આપજો માન મોટાઈ તેને.
૮ યહોવા તણાં નામનાં ગાન ગાતાં,
લહી દાન સારાં જજો દ્વાર એને. ૪

૯ ભજો દેવને શુદ્ધ માને કરીને,
બધી ભૂ તણા લોક તેથી ડરીને.
૧૦ કહોરે બધા લોકને સાદ પાડી,
યહોવા કરે રાજ શક્તિ ધરીને. ૫

થશે દૂનિયા થીર, ને નૈં હલાશે,
કરે ન્યાય સાચો સદા દેવ પોતે.
૧૧ થશે હર્ષ સ્વર્ગે અને સૌખ્ય ભૂમાં,
વળી ગર્જશે સાગરે નીર જોતે. ૬

૧૨ બધાં ક્ષેત્રને તે વિષે જે વસેછે,
થશે તેમને તે સમે હર્ષ ભારે.
અને વૃક્ષ રાનો તણાં તે સમેમાં,
સદા હર્ષથી દેવ પાસે વધારે. ૭

૧૩ થશે એમ કે ભૂ તણા ન્યાય માટે,
પધારે યહોવા ધરી સત્ય ધારા.
બધી ભૂ અને સર્વ લોકો તણા તે,
કરે આપના ન્યાયથી ન્યાય સારા. ૮



गीत ९७. छंद सवैयाचत्रोशा. ताळ ८. (४४,४४,,४४,४--)

૧ ઈશ્વર પોતે રાજ કરેછે, માટે પૃથ્વિ બહુ હરખાશે.
જગના જે જે સર્વ બેટો, બહુ આનંદી તેઓ થાશે. ૧

૨ વાદળ, આંધી મોટાં થાશે, તેની તો સહુ આસે પાસે,
સાચ્ચપણું ને અદલી ન્યાયજ, તેના સિંહાસનને વાસે. ૨

૩ તેની આગળ આગળ અગ્નિ મોટા તેજે તો જાએછે;
ચોગમ તેના શત્રુઓને પૂરા બાળી તે નાખેછે. ૩

૪ જગમાં ભારે તેજ પ્રકાસ્યા, તેની વીજોના પ્રકાશે;
એવાં ભારે કૃત્યો જોતાં, કાંપી પૃથ્વિ બહુ ઉજાશે. ૪

૫ જીહોવાની સન્મુખથી તો, ને ધરણીના ધણી સમારે,
મોટા મોટા પર્વત ખારા, ગળિયા મીણ પ્રમાણે તારે. ૫

૬ ત્યારે તેનું સત પ્રગટાવ્યું, આકાશોએ મોયું ભારે,
તેના મહિમાને તો દીઠો, સર્વે લોકે તેણી વારે. ૬

૭ કોરેલી સહુ મૂર્તિના જે પૂજક સર્વે બહુ શરમાશે.
માટે જીહોવાને માની ભજજો સહુ દેવો તે પાસે. ૭

૮ સિયોન ખૂશ થયો તે સુણી, ને યહુદા કેરી કુંવારી,
ઓ જીહોવા, તારા ન્યાયે તેઓ બહુ હરખાઈ ભારી. ૮

૯ કાંકે હે પ્રભુ સર્વે જગ પર, તુંજ પરાત્પર છે બહુ ભારે;
ને સહુ દેવો કરતાં તારી ઉંચાઈ તો છેજ વધારે. ૯

૧૦ ઓ પ્રભુ કેરા પ્રેમી જન સહુ, મોટા દ્વેષે ભુંડું ત્યાગો ;
કાંકે તે નિજ શુદ્ધ જનોને ભુંડા કરથી રાખે આઘો. ૧૦

૧૧ સાચા માટે સહુ અજવાળું વાવી રાખ્યું છે બહુ ભારે,
સાચા મન વાળાને માટે હર્ખ ધાણો છે બહુજ પ્રકારે. ૧૧

૧૨ સર્વે ન્યાયી હર્ખિત થઈને તેને મહિમા દેજો ભારી;
સહુ જન તેના સ્તોત્રો કરજો, તેની પવિત્રતા સંભારી. ૧૨

गीत ९८. छंद इंद्रविजय. अक्षर २३. मात्रा ३२. ताळ ८.

(–⏑⏑–⏑⏑–⏑⏑–⏑⏑,,–⏑⏑–⏑⏑–⏑⏑––)

૧ ઈશ્વરને શુભ સ્તોત્ર નવું નિત ગાઈ સદા સહુ પૂર્ણ વખાણો.
કારણ કે પ્રભુએ કરિયાં કૃત તે અદ્ભૂત ઘણાં સહુ જાણો. ૧

તારણ તેહ તણું કરિયું નિજ હસ્ત અને શુભ બાહુ વડે તો,
૨ ને પ્રભુએ કરિયું નિજ તારણ જાહેર રે સહુ લોક કડે તો. ૨

તેહ તણું શુભ સત્યપણું સહુ માનવની ચક્ષમાં પ્રગટાવ્યું.
૩ ને પ્રભુએ ઈસરાયલને નિજ રેમ અને સત યાદ કરાવ્યું. ૩

સર્વ જગે અમ દેવ તણું શુભ તારણ તો નિરખ્યું અતિ સારૂં.
૪ ભૂમિ બધી, અતિ હર્ષ તણા બહુ નાદ કરો પ્રભુ દેવજ સારૂ. ૪

મગ્ન થજો, હર્ખાઈ તમો સહુ, ને જયના બહુ રાગજ કાડો.
૫ તંબુરથી પ્રભુને સ્તવજો નિત, ને શુભ અંતરથી બુમ પાડો. ૫

૬ ભુંગલને રણ સિંગ થકી બહુ રાગ કરી શુભ ગાનજ ગાવો,
ઈશ્વર રાય ભણી નમતાં નિત હર્ષ વડે બહુ મગ્નજ થાવો. ૬

૭ સાગર ને નિજ પૂરપણું, સહુ ભૂમિ, અને સહુ માનવ ગાશે.
૮ રેલ થશે ખુશ તાળ વડે બહુ, પર્વત તો પ્રભુથી હર્ખાશે. ૭

૯ કે જગનો ઈનસાફ કરે સત માટજ તો પ્રભુ આપ પધારે.
તે સહુ ભૂમિ તણો અદલી સત ન્યાયજ તો કરશે શુભ ધારે. ૮

---

गीत ९९. छंद त्रिकांत. अक्षर १७. मात्रा २४. ताळ ६.

(–⏑⏑–⏑⏑–⏑⏑–,⏑⏑–⏑⏑––)

૧ ઈશ્વર આપ ખરો જગમાં શુભ રાજ કરેછે,
ને વસતાં કરૂબીમ વિષે પ્રભુ આપ ફરેછે. ૧

તેજ થકી સહુ માનવ તો ધ્રુજતાં બહુ ડોલે,
૨ દેવ સિયોન અને જગમાં અતિશય અતોલે. ૨

૩ તે તજ મોટ ભયંકર તો બહુ નામજ ગાઓ,
કારણ કે બહુ શુદ્ધજ છે તજ નામ સદાએ. ૩

૪ રાય તણા બળને ગમશે બહુ ન્યાયજ સારો,
તું ઈસરાયલમાં અદલી સતનો કરનારો. ૪

૫ ઈશ્વરને બહુ ઉંચ્ચ ખરો અતિ આપણ માનો,
તેહ તણા શુભ પાય ભણી ભજતાં શુભ જાણો. ૫

૬ યાકુબ, હારૂન, મુસા વળી પ્રભુ ભક્ત ખરા છે;
અર્જ ઘણી કરનાર મધે સમુએલ મલ્યા છે. ૬
જે વખતે બહુ અર્જ કરી તજ પાસ બધાએ,
તેજ સમે પ્રભુ ઉત્તર તો કરતોજ સદાએ. ૭

૭ મેઘ તણા શુભ થંભ થકી બહુ વાતજ કીધી,
જે વિધિઓ પ્રભુએ બખશ્યા, સહુ તે મન લીધી. ૮

૮ હે પ્રભુ, ઈશ્વર તેં શુભ તો બહુ ઉત્તર દીધા;
હે પ્રભુ, માફ કરી કૃતના બદલા બહુ લીધા. ૯

૯ ઈશ્વરને બહુ ભાવ થકી અતિ ઉંચ્ચજ માનો,
તેહ તણા શુદ્ધ પાડ ભણી ભજતાં શુભ જાણો. ૧૦

---

गीत १००. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताळ ४.

(⏑‒‒⏑‒‒⏑‒‒⏑‒‒)

૧ બધા દેશ, તો દેવને રાગ કાડી,
૨ કરો સેવના હર્ષથી સાદ પાડી.
૩ યહોવા ખરો દેવ છે એમ જાણી;
થયા આપણે તે થકી સર્વ પ્રાણી. ૧

નથી કો થયા આપણે આપ પોતે,
થયા દેવથી મેંઢને લોક જોતે.
૪ ઘણા ગીતથી દેવ મંદિર બેશો,
તમો પાડ માની, બધા દ્વાર પેસો. ૨

સદા સર્વ કે'જો તમો ધન્ય એને,
ઘણો પાડ માની નમો પાસ તેને.
૫ યહોવા ઘણો શ્રેષ્ઠ ને છે દયાળુ;
ટકે સત્ય તેનું ઘણા વંશ ચાલુ. ૩

ગતિ ૧૦૧. છંદ દોહા. માત્રા ૨૬ તાલ ૬. (४४-ᴗ-,,४४-ᴗ)

૧ હે પ્રભુ, હું તારાં કરૂં મનથી પૂર્ણ વખાણ;
કરૂણા ને સત ન્યાયનાં હું તો ગાઈશ ગાન. ૧

૨ હું તો સીધા માર્ગનું નિત નિત ચિત્ત ધરનાર,
તું તો ક્યારે હું ભણી પોતે આવનહાર? ૨

હું તો સીધા મન થકી ચાલીશ મારે ઘેર,
૩ કોઈ અનુચિત વાતને નહિ નિરખીશ સુપેર. ૩

હઠનારાનાં કામને કંટાળું છું પૂર,
કે તેમાનું કો મને ચોંટે નૈજ જરૂર. ૪

૪ ને હઠીલું મન હું થકી રેશે દૂર સદાય.
ને ભુંડાને હું વળી અંગીકારૂં નાય. ૫

૫ જે નિજ પાડોસીતણી કરશે ચાડી ગોપ,
તેનો નાશ કરૂં ખરો લાવી મોટો કોપ. ૬

જેની દૃષ્ટિ ઉચ્ચ છે, ને મન ગર્વી જેહ,
તેનું કોઈ કાળમાં સાંખું નાહીં એહ. ૭

૬ દેશી વિશ્વાસો બધા વાસ કરે મજ પાસ,
માટે હું દૃષ્ટિ કરૂં તેની ગમ સુખવાસ. ૮

જે જન સીધા માર્ગમાં ચાલે છે તત્મેવ,
તેવા સર્વ માનવી કરશે મારી સેવ. ૯

૭ કપટ કરંતાં રે નહીં મારા ઘરમાં કોય,
ન ટકે મારી દૃષ્ટિએ જે જન જૂઠા હોય. ૧૦
પ્રભુના નગરેથી કરૂં સૌ દુષ્ટોનો નાશ
કે દેશે જે દુષ્ટ છે વેલા જાય વિનાશ. ૧૧

---

सीननी प्रार्थना ; ज्यारे ते उदास थइने प्रभुनी सन्मुख पोताना शोकना साद काहाडे छे.

गीत १०२. छंद चरणाकुल. मात्रा १६. ताल ४. (४४,४--)

૧ હે પ્રભુ, સર્વ અરજી મારી સાંભળજે તું વારંવારી;
હું તો હાંકો મારૂં જે જે સુણજે સર્વ હાંકો તે તે. ૧
૨ દુઃખ સમેના દાડા માંહી મજથી મુખ તું છુપવો નાહીં;
જ્યારે અરજી કરૂં તમારી વેલા સુણજે કરૂણા ધારી. ૨
૩ કાંકે સર્વે દાડા મારા ધૂમ સરીખા વીતે સારા;
મારાં સર્વ હાડ ગળે છે, ચૂલા જેવાં સર્વ બળે છે. ૩
૪ મૃત થયું છે મનડું મારૂં, તૃણ જેવું કરમાયું સારૂં;
હું તો મારૂં ભોજન ત્યારે ભૂલ્યો ખાવાને તે વારે. ૪
૫ મેં તો મોટી બૂમો પાડી નિશાસાના શબ્દો કાડી,
તેથી મારાં ચામ હાડો ચોંટી રેછે, આખો દાડો. ૫
૬ હું છું રાની બગલા જેવો, ને ઉજાડી ઘુવડ તેવો;
૭ ચકલી સરીખો હું તો જાગી રેછું એકલ ઘર પર તાકી. ૬
૮ મજ વેરી તો આખો દાડી મારે મેણાં, ઘાંટા પાડી;
મજ પર ગરજીને બહુ ભારે સોગન ખાએછે તે વારે. ૭
૯. કાંકે રાખોડીના જેવું મેં મજ ભોજન ખાધું તેવું.
મેં તો મારા પીવા સાથે આંસુ ભેળ્યું છે સાક્ષાતે, ૮
૧૦ તારા ક્રોધોની સામાથી ને મજ પર તજ કોપ થયાથી,
કાંકે તેં બહુ ઉંચો કીધો ને મજને તો પાડી દીધો. ૯

૧૧ જેવો છાંયો ફરતાં નાસે, તેમજ મારા દિન વૈ જાશે,
જેવાં ઘાસો બહુ કરમાએ, તેવો મારો રસ સુકાએ. ૧૦

૧૨ હે પ્રભુ, તું ટકશે સહુ કાળે, તુજ સ્મરણ સહુ વંશે ચાલે,
૧૩ હે પ્રભુ, તું તો ઉઠી આવે સિયોન પર તું કૃપા જણાવે. ૧૧

કાંકે આવ્યો દિન કરૂણાનો, વખ્ત ઠરેલો છે આ જાણો,
૧૪ કાંકે તેના પાણા માંહીં તુજસેવક બહુ રાજી ત્યાંહી. ૧૨

ને સહુ તેની ધૂળ ભણીતો તે તો કરૂણા કરે ઘણી તો,
૧૫ પરદેશી સહુ બીશે ભારે ઈશ્વરના શુભ નામ થકી રે. ૧૩

ને જગરાજન સર્વ બીશે તારા મોટા મહિમા વિષે,
૧૬ કાંકે દેવે સિયોન થાપ્યો ને ત્યાં મોટો મહિમા દાખ્યો. ૧૪

૧૭ દીન વિનંતિ પર લક્ષ દેછે, વિન ધિક્કારે તે સુણે છે.
૧૮ જે જે પેઢી થાતી જાશે, તે માટે સહુ એજ લખાશે. ૧૫

ને જે જે સહુ પેદા થાશે, તેઓ પ્રભુને ગીતો ગાશે,
૧૯ કાંકે દેવે નિજ ધામેથી જોયું ઉંચા શુદ્ધ ઠામેથી. ૧૬
આકાશેથી દૃષ્ટિ કીધી, દેવે પૃથ્વિ જોઇ લીધી;
૨૦ બંધીવાનો કેરા સાદો સુણવા તેઓના સહુ વાદો. ૧૭

ને જે મરવા જંન ઠરેલા તેને છોડી લેવા વેલા,
૨૧ સિયોને પ્રભુ નામ વર્ણાશે, યરૂશાલેમે સ્તુતિ થાશે. ૧૮
૨૨ લોકો ને સહુ રાજન આવ્યા, પ્રભુની સેવા કરવા ચાહ્યા.
૨૩ તેણે તો મજ શક્તિ સારી માર્ગે પૂર્ણ ઘટાડી મારી. ૧૯

તેં મજ આવરદાના દાડા પૂર્ણ પણાથી સર્વ ઘટાડયા,
૨૪ ત્યારે મેં પ્રભુ પાસે ભાખ્યું, હે પ્રભુ, તેં જે આયુષ્ય આપ્યું, ૨૦
તેની વચમાંથી ના લેજે, પૂરૂં જીવન મજને દેજે;
તારાં તો સહુ વરસો ચાલે, પેઢી પેઢી સર્વ કાળે. ૨૧

૨૫ આરંભે તેં જગનો પાયો સ્થીર કરીને પૂર્ણ રચાવ્યો;
ને આકાશો કેરાં ધામો તે તુજ હસ્ત તણાં છે કામો. ૨૨

૨૬ વસ્તર જેવાં તે બદલાશે ને છેવટ સહુ નાસે જાશે,
પણ તું સર્વ કાળે રેશે, ને તેઓને બદલી દેશે. ૨૩
૨૭ તું પ્રભુ રેશે દેવ સદાઈ તુજ વર્ષોનો અંતજ નાહીં,
૨૮ તુજ સેવકના પૂત્રો જે જે સ્થીર થઈને ટકશે તે તે. ૨૪
તારા સન્મુખ કેરે વાસે તેના સર્વે પૂત્રો થાશે.

---

दाउदनुं गीत.

गीत १०३. छंद झुलणा. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(–⏑––⏑–,–⏑––⏑–,,–⏑––⏑–,–⏑––)

૧ માહરા આતમા, દેવના નામને સ્તુત્ય તું માનજે વારવારા;
ને વળી તે તણી શુદ્ધતાના ખરા નામને માનજે જીવ મારા.
માહરા. ૧

૨ માહરા આતમા, તું સદા દેવને સ્તુત્ય તો માનજે માન આપી;
ને વળી તે તણા સર્વ આભારનો ભુલતો જેસ ના તું કદાપી.
માહરા. ૨

૩ તેજ તો તાહરાં સર્વ પાપો તણી આપશે તુજને પૂર્ણ માફી;
ને વળી તાહરા સર્વ તો રોગને ટાળશે એજ તો મૂળ કાપી.
માહરા. ૩

૪ તું તણા જીવને નાશથી સર્વદા તારશે એજ તો પ્રેમ સાથે;
ને વળી રેમ ને પૂર્ણ કૃપા તણો મૂકશે તાજ તે તુજ માથે.
માહરા. ૪

૫ શ્રેષ્ટ વાનાંબધાંતેતને આપતાં, પુરશે ભાવના સર્વ તારી.
તેજ તારૂં જવાનીપણું સ્થાપશે ગારૂડ જેવું વળી શુદ્ધકારી.
માહરા. ૫

૬ દેવ તો સર્વ દાબેલને માટરે ન્યાય ને સત્યનાં કૃત્ય થાપે;
૭ સર્વ પોતાતણા માર્ગ તો દાખિયા ભક્ત મૂસા ભણી દેવ આપે.
માહરા. ૬

ઈસ્રાએલના પુત્રને આપનાં કૃત્ય તો વારવારેજ દાખે,
૮ દેવ દાતાર ને ઊંચ કૃપાળ છે, ને વળી કોપમાં ધીર રાખે.
માહરા. ૭

૯ તે સદા વાદવિવાદ તો ના કરે કોપ ના રાખશે સર્વદાઈ,
૧૦ આપણી સાથ તો આપણાં પાપને જોગ તેણેજ કીધું ન કાંઈ;
માહરા. ૮

ને વળી આપણા સર્વ અન્યાયના પૂર્ણ પ્રતિકાર લીધાજ નાહીં.
૧૧ કેમકે જેમ આકાશ તો ઊંચ છે, ભૂમિથી તો વળી સર્વદાઈ,
માહરા. ૯

તેમ તેથી ડરંતા ભણી તે ધણી રેમ તો સર્વદા એમ રાખે.
૧૨ જેમ પૂર્વ થકી દૂર પશ્ચિમ છે, તેમ તે પાપને દૂર નાખે.
માહરા. ૧૦

૧૩ બાપ પુત્રો ભણી જેમ કૃપા કરે, તેમ બીનારને દેવ દેશે;
૧૪ કેમકે તે ખરો આપણો જાણે છે, આપણે ધૂળ, તે યાદ લેશે.
માહરા. ૧૧

૧૫ માનવી દિન છે ઘાસ જેવા બધા, બાગના ફુલ જેવાજ ફુલે;
૧૬ કેમકે નાશ તે પામશે વાયુથી, તે પછી ઠામ ના રેજ મુલે.
માહરા. ૧૨

૧૭ દેવની રેમ તો સર્વકાળે ટકે, આદને અંત વિનાજ ભારે;
તે થકી અંતરે જે ડરે માનવી તે પરે કીરપા દેવ ધારે.
માહરા. ૧૩

સર્વ તેના વળી વંશમાં દેવ તો આપનો ન્યાય તો પૂર્ણ સ્થાપે,
૧૮ તે તણી સ્થાપના પાળકોને અને સ્મારકોને સદા એમ આપે.
માહરા. ૧૪

૧૯ દેવ રાખે ખડું તખ્ત આકાશમાં, ને કરે રાજ્ય સૌ માન લેતાં.
૨૦ દેવના દૂત સૌ વંદજો ભાવથી, તે તણી શક્તિથી વાત કેતાં.
માહરા. ૧૫

સર્વ જે સૂણતા તે તણા શબ્દને પૂર્ણ સેવા બધા વારવારી,
૨૧ દેવનાં સર્વ સૈન્યો તમો વંદજો, ને બધા સેવકો પ્રેમધારી.
માહરા. ૧૬

૨૨ દેવનાં કૃત્ય સૌ વંદજો ભાવથી તે તણા રાજ્યમાં સૂખકારી.
વંદજે જીવ મારા સદા દેવને, પ્રેમથી પૂર્ણ તો ધ્યાનધારી.
માહરા. ૧૭

गीत १०४. छंद भुजंगी. अक्षर १२. ताळ ४. (ᴗ--ᴗ--ᴗ--ᴗ--)

૧ સદા દેવને વંદજે, જીવ મારા.
અરે દેવ છો હું તણા ઉંચ સારા.
તમારી ખરી છે સુશોભા અપારી,
અને છો ઘણા માનમાં સુખકારી. ૧

૨ તમો વસ્ત્ર પેઠે પ્રકાશે ઢંકાઈ
રહોછો, યહોવા, બધે તો સદાઈ.
તમે વ્યોમ કેરા બનાવ્યા પ્રકાશો,
અને વસ્ત્ર જેવાં પસાર્યાં આકાશો. ૨

૩ તમો મેલ પાણી વિષે બાંધનારા,
કરોછો રથો આભલાનેજ સારા.
તમે વાયુ કેરી કરી પાંખ સારી
ફરોછો ખરા તે થકી સુખકારી. ૩

૪ તમે દૂત વાને કરી પૂર્ણ સ્થાપ્યાં,
વળી આગને દાસનાં નામ આપ્યાં.
૫ બધી ભૂ તણા પાય તેણેજ નાખ્યા,
અને સ્થીર થાપી અડોલીત રાખ્યા. ૪

૬ તમે વસ્ત્ર પેઠે પતાળોજ ઢાંક્યાં,
તમે પાડ ટોચે ખડાં નીર રાખ્યાં.
૭ તમારાજ ધાકે થયાં નીર આછાં,
ઘણી ગર્જનાએ ગયાં એજ પાછાં. ૫

૮ ચડેછે બધાં નીર તો પાડ ઠામે,
વહી જાયછે ત્યાં થકી નીચ ખામે.
તમે ઠામ જે ઠીક તે કાજ થાપ્યો,
વહી જાયછે નીર ત્યાં આપ આપો. ૬

૯ તમે શીમ તેને ઠરાવીજ આપી,
નહીં શીમ તોડી ખસે તે કદાપી.
નહીં તે ખશી સીમ તોડીજ નાંખે,
વળી નીર પોતે નહીં ભૂમિ ઢાંકે. ૭

૧૦ બધા નીચ ઠામે ઝરા મોકલે છે,
વડા ડુંગરોમાંય રેલા વહેછે.
૧૧ પશુ, ક્ષેત્રને પૂર પાણીજ આપે,
ગધા રાન વાસી પિતાં તર્ષ કાપે. ૮

૧૨ કરે વાસ પક્ષી બધા ત્યાંય બેસી,
કરે શબ્દ ડાળો વિષે ત્યાંજ પેસી.
૧૩ ઘણો આપ મેલા થકી મેઘ આપે,
ઘણા ડુંગરો સિંચવી સુખ થાપે. ૯

તમારાં ઘણાં કૃત્યથી ભૂ સદા તો
થશે સુખકારી ફળો આપતાં તો;
૧૪ ઉગાવે બધાં ઢોર માટેજ ઘાસો,
ઘણાં ધાન્ય તો ઉગવે ભૂમિ વાસો. ૧૦

૧૫ વળી માનવી માટ શાકો ઉગાવે,
સદા નીર સિંચી બધું તે પકાવે.
બનાવે રસો દ્રાક્ષના હર્ષકારી,
કરે માનવી તે વિષે હર્ષ ભારી. ૧૧

કરે તેલ તે મુખના લેપ માટે,
વળી રોટલી સર્વ માનુષ્ય સાટે.
૧૬ સદા દેવનાં વૃક્ષ પીએ સુકારી,
લિબાનો તણાં વૃક્ષ રોપ્યાંજ ભારી. ૧૨

૧૭ બધાં પક્ષિઓ ત્યાં કરે બોજમાળા,
કરે પક્ષિ વાસો ઘણા સર્વકાળા;
૧૮ કર્યા ઉંચ પ્હાડો અજા ઠામ માટે,
અને કોતરો સૌ સસા ઠામ માટે. ૧૩

૧૯ કર્યો ચંદ્ર તેણે ઋતુ માટ જોતે,
વળી સૂર જાણે ખરૂં અસ્ત પોતે.
૨૦ કરે તુંજ અંધાર ને રાત થાએ;
બધા તે સમે સૌ પશુ બ્હાર જાએ. ૧૪

૨૧ મહા સિંહ ગર્જે સિકારેજ લાગે,
વળી દેવ પાસે ઘણાં ભક્ષ માગે.
૨૨ ઉગે સૂરને સૌ મળે ત્યાંજ સાથે,
જશે કોતરોમાં સુવા તે નિરાંતે. ૧૫

૨૩ બધા માનવી કામ કાજે પધારે,
કરે કામ કાજે થતાં સાંજ ભારે.
૨૪ અરે દેવ કેવાં ઘણાં એજ કામો,
તમે જ્ઞાનથી તે બનાવ્યાં તમામો. ૧૬

તમારાં ખરાં કૃત્ય એવાં બધારે,
ઘણું ભૂમિમાં ધન્ય છે સર્વ ઠારે.
૨૫ બનાવ્યો ઘણો પૂર સાહેર ભારે,
વસે તે વિષે જીવજંતુ અપારે. ૧૭

૨૬ ઘણાં વાણ તેમાં ફરંતાંજ ચાલે;
વડો લેવીયાથાન તેમાંજ મ્હાલે.
૨૭ બધાએ તમારી જુએ વાટ ભારી,
સદા ભક્ષ લેવાજ પાસે તમારી. ૧૮

૨૮ સદા સર્વ તું તેમને ભક્ષ આપે,
બધું તે વિણીને ખરી ભૂખ કાપે.
વળી તું પસારે ખરો હસ્ત તારો,
બધા તૃપ્ત થાસે લઈ ઉપકારો. ૧૯

૨૯ તમે મુખને ઢાંકશો જે સમેમાં,
ઘણી બીક થાશે બધાનેજ એમાં.
વળી જીવ તું તે તણો સર્વ લેછે,
બધા તે ફરી ધૂળમાં જાઈ રેછે. ૨૦

૩૦ તમારોજ આત્મા તમે મોકલોછો,
બધા તે થકી તો રચ્યાનેજ લોછો.
સદા તું કરેછે બધી વાત રાચી,
અને તું કરે ભૂ તણી પીઠ તાજી. ૨૧

૩૧ થશે દેવનું નામ તો સર્વદાએ,
ઘણાં કામથી દેવને હર્ષ થાએ.
૩૨ કરે દૃષ્ટિ ભૂમાં અને તે ધ્રુજેછે,
કરે સ્પર્શ પાડે અને ધૂમ વેછે. ૨૨

૩૩ સદા દેવને હું ભજું ગીત ગાઈ,
ભજું દેવને સ્થિતિ સુધી સદાઈ.
૩૪ ભજું દેવને હું ઘણું ધ્યાન ધારી,
થશે તે થકી પૂર્ણ આનંદ ભારી. ૨૩

થશે નાશ પાપી બધી ભૂમિ માંહીં,
જશે દુષ્ટ નાસે રહે એક નાહીં.
સદા દેવને વંદજે, જીવ મારા,
કરી દેવને સ્તુતિ કેરા ઊચારા. ૨૪

ગીત ૧૦૬. છંદ ચોપાયા માત્રા ૨૮ (૪૪,૪૪,,૪૪,૪--)

૧ જીહોવાના પાડ માની અર્જ કરજો તેની,
સહુને તેનાં કૃત્ય જણાવી વાર્તા કેજો એની. જીહોવા. ૧
૨ તેની પાસે ગીતો ગાતાં સ્તોત્રો કરજો સારાં,
સર્વ તેનાં અચરત પર બહુ રાખો ધ્યાન તમારાં. જીહોવા. ૨
૩ તેનાં પવિત્ર નામો કેરાં ભાવે કીર્તન ગાજો,
ઈશ્વરના સહુ શોધનહારા મનમાં બહુ હર્ખાજો. જીહોવા. ૩
૪ ઈશ્વર ને તેના બહુ બળને શોધો સર્વે વાલે;
સર્વે ભક્તો તેના મુખને શોધો સદાય કાળે. જીહોવા. ૪
૫ તેનાં અચરત કામો કેરું સ્મરણ કરતા રેજો,
તેનાં ચિન્હો મુખના ન્યાયો સર્વે સમરી લેજો. જીહોવા. ૫
૬ તેના સેવક ઈબ્રામ પુત્રો પરસન યાકુબ જાયો.
૭ તે છે દેવ અમારો પોતે, જગમાં તેના ન્યાયો. જીહોવા. ૬
૮ જેજે આજ્ઞા તેણે આપી, તેને સહુ સંભારી,
વાત હજારો પેઢી સુધી યાદ કરીને ધારી. જીહોવા. ૭
૯ તેણે ઈબ્રાહિમની સાથે વાતો જે સહુ કીધી,
ને ઈસહાકજ પાસે તેણે સોગન ખાતાં દીધી. જીહોવા. ૮

૧૦ તેણે નેમો થાવા સારૂ યાકુબ પાસે થાપ્યા,
ઇસ્રાયલને સદાય તેણે અચળિત નેમો આપ્યા. જીહોવા. ૯

૧૧ દેવે એવું કેતાં ભાખ્યું, આપું કનાન દેશો,
તેજ તમારાં વતનો થાશે, તેમાં જઈને રેશો. જીહોવા. ૧૦

૧૨ જ્યારે તેની સંખ્યા થોડી, ને પરદેશી જેવા,
૧૩ દેશે દેશો માંહે ફરતાં, સહુ મુસાફર તેવા. જીહોવા. ૧૧

૧૪ ત્યારે દેવે તેને પાળી દુઃખ થવા નહિ દીધાં,
તેઓ માટે સહુ રાજાના દુઃખે નિષેધ કીધા. જીહોવા. ૧૨

૧૫ મજ ટીલાયતને ના અડશો, દેતાં સંકટ ભારે;
મારા પેગંબરને સર્વે દુઃખ ન દ્યો કો વારે. જીહોવા. ૧૩

૧૬ તેણે દુકાલને બોલાવી, દેશો માંહે રાખ્યા;
રોટી કેરા સર્વે કાઠી ભાંગી દુકાળ દાખ્યા. જીહોવા. ૧૪

૧૭ તેઓ પેલા ત્યાં તો એકજ માનવનેજ પઠાવ્યો,
દાસ થવાને મિસર માંહી, યુસફ તો વેચાયો. જીહોવા. ૧૫

૧૮ તેને તેણે બેડી માંહે દુઃખો દીધાં ભારે,
તેના જીવજ માંહે લોઢું પેઠું તો તે વારે. જીહોવા. ૧૬

૧૯ પણ જ્યાં સુધી આવી પોંચી, વાતો સર્વે તેની;
ત્યાં સુધી પ્રભુ કેરાં વચને, પારખ કીધી એની. જીહોવા. ૧૭

૨૦ ત્યાર પછી રાજાએ છોડયો, મોકલતાં નિજ દાસો,
યુસફનો રાજાએ કીધો કેદ થકી ખુલાસો. જીહોવા. ૧૮

૨૧ તેનાં સર્વે રાજ્યો ઉપર કીધો ઉપરી તેને;
૨૨ તેની મરજી માફક સર્વે સોંપ્યા અધિપતિ એને. જીહોવા. ૧૯

કે સહુને તે બંધન રાખે ભારે કબજા સાથે,
સહુ પ્રધાનોને શીખાવે ઊત્તમ ગ્નાની વાતે. જીહોવા. ૨૦

૨૩ ઇસ્રાયલ તો મિસર દેશે આવ્યો જેણી વારે,
હામતણા દેશોમાં યાકુબ થયો પ્રવાસી ત્યારે. જીહોવા. ૨૧

૨૪ તેણે સર્વે પોતા કેરા લોક વધારી દીધા,
તેણે તેઓના વૈરીથી બહુ બળવંતા કીધા. જીહોવા. ૨૨
૨૫ તેના લોકો સાથે તેણે મોટાં વૈર કરાવ્યાં,
તેના દાસો જોડે કપટો કરવા મન ફેરાવ્યાં. જીહોવા. ૨૩
૨૬ ત્યારે હારોનને મૂસાને પરસન થઈ બોલાવ્યા,
મિસર માંહે જાવા માટે તેઓનેજ પઠાવ્યા. જીહોવા. ૨૪
૨૭ તેઓએ ત્યાં મોટાં મોટાં અદભૂત કામો કીધાં
હામ તણા તો દેશો માંહી, અચરત પ્રગટી દીધાં. જીહોવા. ૨૫
૨૮ તેણે અંધકને બોલાવી બહુ અંધારૂં કીધું;
તેઓએ તેના શબ્દોને બંધન નાહીં દીધું. જીહોવા. ૨૬
૨૯ તેણે તેઓના પાણીને રક્ત કરી સહુ રાખ્યાં;
તેણે તેઓના મચ્છોને જળમાં મારી નાખ્યા; જીહોવા. ૨૭
૩૦ તેણે તેઓના દેશોમાં, મેંડક બહુ ઉપજાવ્યાં;
તેણે મેંડકને રાજાના મેલો માંય રખાવ્યાં; જીહોવા. ૨૮
૩૧ તેણે માખીઓ બોલાવી ટોળે ટોળાં ભારે;
તેણે જૂઓ સીમો માંહે બોલાવી તે વારે; જીહોવા. ૨૯
૩૨ તેણે મેઘો બદલે કરાં વરસાવીને આપ્યાં;
તેણે તેઓના દેશોમાં અગ્નિ ભડકા થાપ્યા; જીહોવા. ૩૦
૩૩ તેણે દ્રાક્ષો ને અંજીરી, સર્વે દીધાં મારી;
તેણે સર્વે સીમો કેરાં વૃક્ષો દીધાં તોડી; જીહોવા. ૩૧
૩૪ તેણે હુકમ કરતાં ભારે ટીડોને બોલાવ્યા;
તેણે એળો કેરા જીવો સીમોમાં મંગાવ્યા; જીહોવા. ૩૨
૩૫ તેઓએ સહુ દેશોમાંથી સર્વે શાક બગાડયાં;
તેઓની સહુ સીમોમાંથી વૃક્ષોથી ફળ પાડયાં; જીહોવા. ૩૩
૩૬ તેણે તેના પેલા પુત્રો છેકજ મારી નાખ્યા,
તેણે તેના પ્રથમ બળને એમજ નીચા રાખ્યા. જીહોવા. ૩૪

૩૭ તેણે સૂના રૂપા સાથે તેઓને છોડાવ્યા,
ને તેઓનાં કુળે માંહે નબળા કોઇ ન આવ્યા. જીહોવા. ૩૫

૩૮ મિસરના લોકો પર પડિયા તેના ત્રાસો ભારે,
માટે તેઓના જવાથી ખૂશ થયા તે વારે. જીહોવા. ૩૬

૩૯ દાડે દેવે ઈસ્રાયલને મેઘાડમ્બર કીધા,
રાતે દેવે અગ્નિ કેરા બહુ પ્રકાશો દીધા. જીહોવા. ૩૭

૪૦ તેઓએ તો જેણી વારે ભોજન માગ્યું ખાવા,
ત્યારે દેવે તેઓ પાસે વર્સાવ્યા બહુ લાવા. જીહોવા. ૩૮

આકાશેથી દેવે રોટી તેઓને બહુ આપી,
એવી રીતે તૃપ્ત કરીને સહુની ક્ષુધા કાપી. જીહોવા. ૩૯

૪૧ તેણે ખડકો તો ઉઘાડયા ને ચાલી જળ ધારા,
નદનાં જેવાં જળ બહુ વેતાં ચાલ્યાં વન મોઝારા. જીહોવા. ૪૦

૪૨ કાંકે તેણે પોતા કેરાં વચનો યાદજ કીધાં;
ને પોતાના ઈબ્રાહિમને સંભારીને લીધા. જીહોવા. ૪૧

૪૩ દેવે પોતાના લોકોને સુખની સાથે કાડયા,
ને પોતાના નિવડેલાને હર્ખે પારજ પાડયા. જીહોવા. ૪૨

૪૪ તેઓને સહુ પરદેશીનાં ભારે વતનો આપ્યાં;
ને તેઓની મેનતનાં ફળ તેઓએ સહુ કાપ્યાં. જીહોવા. ૪૩

કે ઈશ્વરના સર્વે નેમો માને સદાય કાળે,
ને ઈશ્વરના સર્વે વિધિઓ માટે પ્રેમ પાળે. જીહોવા. ૪૪

---

गति १०६. दोहा मात्रा २६. ताळ ६. (४४-৺-,, ४४-৺)

૧ વંદન કરજો દેવને માની બહુ આભાર;
કાંકે તે તો યોગ્ય છે એ માનો નિરધાર. ૧

તેની કરૂણા છે ઘણી આદ અનાદી કાળ,
(તે જાણીને વંદજો લાવી પૂરૂં વાલ). ૨

૨ કોણ કહે પ્રભુ દેવનાં મોટાં મોટાં કામ?
કોણ બધા સ્તવનો કરે (ગાતાં તેનું નામ)? ૩

૩ જે પાળે છે ન્યાયને સદાય સર્વ ઠાર,
ને જે ન્યાયપણું કરે ધન્ય સદા તે ધાર. ૪

૪ હે પ્રભુ તારા લોકની પ્રસંનતા સંભાર,
તારા તારણથી મને જોજે વારંવાર. ૫

૫ કે નિવડેલા લોકનું તારણ હું દેખુંજ,
ને તુજ સર્વ પ્રજા તણે હર્ષ વડે હરખુંજ. ૬

તારાં વતનીનો ઘણો રોજ કરૂં હું સંગ,
(તારા લોકો સાથ હું હર્ષ કરૂં ઉતંગ). ૭

૬ અમે બધા પાપો ઘણાં કીધાં પિતરો સાથ;
અમે ઘણાં કુકર્મ તો કીધાં છે સાક્ષાત. ૮

૭ તેં જે અચરત કામ તો કીધાં મિસરમાંય,
અમો તણા પિતરો બધા તે તો સમજ્યા નાય. ૯

તારી બહુ કરૂણા તણી યાદ કરી ના કાંય;
લાલ સમુદ્ર પાસ તો ક્રોધ ચડાવ્યો ત્યાંય. ૧૦

૮ તેણે તો નિજ શક્તિને દર્શાવાને કાજ,
તેના મોટા નામથી સંભાળ્યા સહુ ત્યાંજ. ૧૧

૯ સાગરને ધમકાવતાં સુકાવ્યો તે વાર,
કોરી પૃથ્વિ પેઠ તો સહુને કીધા પાર. ૧૨

તેણે તો પોતે વળી તેઓને નિરધાર,
૧૦ રાન પેઠે ઉંડાણમાં ચલાવિયા સહુ પાર. ૧૩

તેણે વૈરી હસ્તથી છોડાવ્યા તે ઠાર,
તેણે વૈરી હસ્તથી મોક્ષ કર્યો તે વાર. ૧૪

૧૧ પણ તેના સહુ શત્રુને જળમાં કીધા ગોપ,
તેના સર્વે માનવી મારી કીધા લોપ. ૧૫

૧૨ ત્યારે તેણે દેવની માની મનથી વાત,
તેને ભાવે વંદતાં ગાન કર્યાં મન સાથ. ૧૬

૧૩ પણ વેલા વિસરી ગયા જીહોવાનાં કામ,
ને તેની ઇચ્છા વળી પાળી નાજ તમામ. ૧૭

૧૪ તેઓએ રાનો વિષે કીધો લાભ અપાર,
રાન વિષે સહુ દેવની પરખ કરી નિરધાર. ૧૮

૧૫ દેવે તેનાં માગણાં સર્વે દીધાં પૂર,
પણ તેઓના જીવને કીધા અબળ જરૂર. ૧૯

૧૬ તેઓએ મુસા તણી ને આરોમની સાથ,
જંગલ મુકામે કરી ઇર્ષાની બહુ વાત. ૨૦

૧૭ ત્યારે ભૂ મુખ ખોલતાં ગળિયો ત્યાં દાથાન,
ગરક થયા અબિરામના લોકો સર્વ નિધાન. ૨૧

૧૮ તેના સહુ સમુદાયમાં લાગ્યો અગ્નિ ઔજ,
ભારે અગ્નિ [illegible]ગથી બાળયા પાપી સૌજ. ૨૨

૧૯ તેઓએ (હોરેબમાં) ઘડિયો કંચન વાછ્રુ,
ગાળેલી મૂર્તિ કરી જાવા તેની પાછ્રુ. ૨૩

૨૦ તૃણ ખાનારા બેલમાં બદલ્યો નિજ મહિમાય,
નિજ મહિમાને ફેરવી કીધાં પાપો ત્યાંય. ૨૪

૨૧ તેઓ તારક દેવને ભૂલ્યા વનમોઝાર,
જેણે મિસર દેશમાં કીધાં કામ અપાર. ૨૫

૨૨ હામ તણા તો દેશમાં, અચરત કીધાં કામ,
સાગર પાસ બિહામણાં કીધાં કામ તમામ. ૨૬

૨૩ તેઓને સંહારવા કીધી આજ્ઞા ખાસ,
તે વચ્ચે મૂસા રહ્યો ફાટકમાં તે પાસ. ૨૭
જીહોવાના ક્રોધને ફેરવવા તે વાર,
કીધી અરજી ભાવથી મૂસાએ તે ઠાર. ૨૮

૨૪ તેઓએ શુભ દેશનો કીધો બહુ ધિક્કાર,
ને પ્રભુ કેરી વાતનો કીધો ત્યાં ઈનકાર. ૨૯

૨૫ તેઓએ નિજ તંબુમાં કચકચ કરી અપાર,
જીહોવાની વાત સૌ નસુણી વનમોઝાર. ૩૦

૨૬ માટે તેને ઉલટો દેવ થયો સાક્ષાત,
જંગલમાં સંહારવા ઊંચો કીધો હાથ. ૩૧

૨૭ તેઓનાં બીજ પાડવા પરદેશીની માંય,
તેઓને વિખેરવા વૈરીઓને ત્યાંય. ૩૨

૨૮ તેણે બાલપિઓરની સાથે કીધો સંગ,
તેઓએ ખાધાં ખરાં મૃતબળીના અંગ. ૩૩

૨૯ ભુંડાં કૃતથી દેવને ચીડવિયોજ જરૂર,
માટે પીડાપાત તો પડિયા તે પર પૂર. ૩૪

૩૦ ફિનહાસે તે વારમાં કીધો સાચો ન્યાય,
તે વારે કુરોગ તો બંધ થયો સહુ ત્યાંય. ૩૫

૩૧ તે તો સર્વ વંશમાં સાચો બહુજ ગણાય,
સર્વ કાળે તે વળી સહુમાં સત્ય મનાય. ૩૬

૩૨ મરીબાની પાસ તો ક્રોધ ચડાવ્યો ખૂબ,
તેથી માઠું બૌ થયું મુસાને બેહુબ. ૩૭

૩૩ કાંકે તેના જીવને ખીજાવ્યો સાક્ષાત,
કે તેણે અવિચારથી કીધીતી ત્યાં વાત. ૩૮

૩૪ દેવે કૈતી વાતને જેઓને તો માટ,
તેઓને માર્યા નહિ તેઓએ સાક્ષાત. ૩૯

૩૫ પણ તેઓ વિધર્મના શિખ્યા ત્યાં વેવાર,
તેઓના ભેગા ભળી ભૂલ્યા સત્યાચાર. ૪૦

૩૬ તેઓના સહુ દેવની ત્યાં તો કીધી સેવ,
તે માટે તેઓ ભણી જાળ થઈ તતખેવ. ૪૧

૩૭ તેઓએ ભૂતો તણી પૂજા કરવા કાજ,
નિજ પુત્રીને પુત્રના કીધા યજ્ઞ ત્યાંજ, ૪૨

નિજ પુત્રી ને પુત્રનાં કીધાં બહુ બળિદાન;
૩૮ લોહી નિર્દોષી તણું વહ્યું ઠાણે ઠાણ. ૪૩

કનાનના કુદેવને માન્યા, થૈ નિર્બુદ્ધ;
તેઓનાં રક્તો થકી પૃથ્વી થૈજ અશુદ્ધ. ૪૪

૩૯ પોતાનાં રક્તો થકી તેઓ વટળ્યા આપ,
વ્યભિચારી તેઓ થઈ કીધા મોટાં પાપ. ૪૫

૪૦ માટે જીહોવા તણો સળગ્યો ભારે કોપ,
તેના સર્વ લોકનો ક્રોધે કીધો લોપ. ૪૬

૪૧ તે માટે દેવે વળી કાઢયા વિદેશ વાટ,
પરદેશોમાં વેરતાં સોંપ્યા વૈરી હાથ. ૪૭

૪૨ તેને જે ધિક્કારતા તેના શત્રુ હમેશ,
તેઓએ તે ઉપરે કીધાં રાજ્યો બેશ. ૪૮

તેના વૈરીએ બધે દીધા ભારે માર,
તેઓ તેના હાથમાં વસ્ય થયા તે વાર. ૪૯

૪૩ દેવે વારંવાર તો કીધા બહુજ બચાવ,
તો પણ બોજ ખીજાવવા કીધા દુષ્ટ ઠરાવ. ૫૦

તેઓનાં પાપો થકી ખૂબ થયાજ ખવાર;
ઈશ્વરના બહુ મારથી નાશ થયા નિરધાર. ૫૧

૪૪ જ્યારે અર્જી સાંભળી દેવે સહુ જે કાળ,
ત્યારે તેના કલેશમાં નજર કરી તતકાળ. ૫૨

૪૫ તેના નીમ સંભારતાં દયા કરી ભરપૂર,
પોતાની બહુ રૈમથી કોપ કર્યો સહુ દૂર. ૫૩

દેવે એવું કામ તો કીધું તેને માટ,
૪૬ જેણે બંધનમાં જડી રાખ્યા ત્યાં સાક્ષાત. ૫૪

તેઓની સહુ દૃષ્ટિમાં પામ્યા કરૂણા દાન.
૪૭ હે પ્રભુ મારા દેવ તું દેજે મોક્ષ નિધાન. ૫૫

સહુ પરદેશી લોકથી ભેળા કર નિરધાર,
કે તારા સુનામનાં કરિયે ગાનોચ્ચાર. ૫૬

કે તારા સુનામનાં ગાતાં કરિયે ગાન,
હર્ષે ગીતો ગાઈને કરિયે બોજ વખાણ. ૫૭

ઈસરાયલના દેવને સ્તવજો આદ અનાદ.
સર્વે લોકો ભાખતાં બોલ્યા આમિન વાદ. ૫૮

---

गीत १०७. छंद (आर्या) अठावीशी. ताल ७. (૪૪,૪૪,,૪૪--)

૧ પ્રભુના બહુ ઉપકારો માનો, કાંકે તે છે સારો;
તેની કરૂણા દાડી દાડી રેછે તે સંભારો. પ્રભુના. ૧

૨ તેણે જેને વૈરી ભુજથી લીધા બંધન તોડી,
પ્રભુથી તારણ પામેલા તો, કેજો સહુ કર જોડી. પ્રભુના. ૨

૩ તે તેઓને પરદેશોથી, ને ભર શાહેરમાંથી,
પશ્ચિમ, પૂરવ, ઉત્તરથી તો લાવ્યો સૌને ત્યાંથી. પ્રભુના. ૩

૪ તેઓ સર્વે ભટકી ભટકી અથડાયા વનમાહીં,
તેઓને વસવાનાં નગરો મળિયાં નાહીં કાંઈ. પ્રભુના. ૪

૫ તેના આત્મા ભૂખે તરસે, પામ્યા દુઃખો ભારે,
૬ ત્યાંથી પ્રભુની અર્જી કીધી, ને છુટ્યા તે વારે. પ્રભુના. ૫

૭ ત્યારે દેવે રાસ્તી માર્ગો સર્વેને દર્શાવ્યા,
વસ્તી વાળાં શેહેરો માંહી જાવા માર્ગ બતાવ્યા. પ્રભુના. ૬

૮ પ્રભુએ માનવપુત્રો માટે અચરતકામો કીધાં;
તેને માટે તેઓએ તો મોટા મહિમા દીધા. પ્રભુના. ૭

૯ કાંકે જેઓ મનમાં ઈચ્છે તેને દેતો રેછે,
ને જેઓ સહુ ભૂખ્યા હોશે તેને ભોજન દેછે. પ્રભુના. ૮

૧૦ મરણ તણી ને અંધક છાએ જેઓ બેઠા રેછે,
તેઓ દુઃખો ને લોહાંથી ભારે બંધન સેછે. પ્રભુના. ૯

૧૧ કાંકે પ્રભુના નેમો સામા, ઉઠયા ઉલટા ત્યારે,
જીહોવાના મનસુબા પણ તુચ્છ કર્યા તે વારે. પ્રભુના. ૧૦

૧૨ ત્યારે દેવે મોટા શ્રમે નીચે પાડયા ભારી,
તે વારે કો તેની પાસે દીઠો ના ઉપકારી. પ્રભુના. ૧૧

૧૩ ત્યારે તોણે નિજ સંકટમાં પ્રભુની અર્જ કીધી,
તેથી તેની જીહોવાએ બેડી તોડી દીધી. પ્રભુના. ૧૨

૧૪ અંધકથી ને મરણોમાંથી પૂરા મોક્ષજ દીધા,
સર્વ બંધન તોડી નાખી સહુને તારી લીધા. પ્રભુના. ૧૩

૧૫ અદભૂત કામો ને જે કરૂણા કીધાં માનવ લીધે,
માટે તેઓ પ્રભુનાં સ્તોત્રો કરશે મહિમા દીધે. પ્રભુના. ૧૪

૧૬ કાંકે તોણે પિત્તલ દ્વારો સર્વે નાખ્યા કાપી,
ને લોહાની ભુંગળ ભારે ભાંગી બોજ પ્રતાપી. પ્રભુના. ૧૫

૧૭ જેઓ મૂર્ખાં માનવ સર્વે નિજ માર્ગોની માંહે,
પોતાના અન્યાયો માટે પાડી સૌ નંખાએ; પ્રભુના. ૧૬

૧૮ તેઓના તો સર્વ પ્રાણો ભોજન કંટાળે છે,
તેઓ સર્વ મોતજ કેરી ભાગોળે ચાલેછે. પ્રભુના. ૧૭

૧૯ તેઓ સંકટમાં બહુ હાંકો ઈશ્વર પાસે મારે,
ને તેઓનાં દુઃખોમાંથી ઈશ્વર ત્યારે તારે. પ્રભુના. ૧૮

૨૦ ત્યારે દેવે પોતા કેરા નેમો તેને દીધા,
તેને દુઃખથી સાજા કરતાં દેવે છોડી લીધા. પ્રભુના. ૧૯

૨૧ અદભુત કામો ને જે કરૂણા કીધાં માનવ લીધે,
માટે તેઓ પ્રભુનાં સ્તોત્રો કરશે મહિમા દીધે. પ્રભુના. ૨૦

૨૨ તેઓ પાડો માની સર્વે યજ્ઞો અર્પી દેશે,
બહુ આનંદે તેનાં કૃત્યો પ્રગટી સહુને કેશે. પ્રભુના. ૨૧

૨૩ સાગરમાં જે વાણે બેસી કરશે જળમાં ધંધો,
૨૪ તેઓ પ્રભુનાં અચરત જોશે, ઊંડે મહિમા સંધો. પ્રભુના. ૨૨

૨૫ તેણે આજ્ઞા આપી જ્યારે, વાયુ વાયો ત્યારે,
તેણે મોજાં બહુ વિકરાળે ઊછાળયાં તે વારે. પ્રભુના. ૨૩

૨૬ આકાશો લગ ચડિયા ઉંચાં ને ઊતર્યાં ઊંડાણે,
ભુંડામાં તેઓના પ્રાણો છે વ્યાકુલ પ્રમાણે. પ્રભુના. ૨૪

૨૭ દારૂખોરા માનવ જેવા હાલમડોલમ ચાલે,
ને તેઓની સર્વ બુદ્ધિ ડૂબી સર્વ કાળે. પ્રભુના. ૨૫

૨૮ ત્યારે તેણે નિજ સંકટમાં પ્રભુની અર્જી કીધી,
તેથી તેની જીહોવાએ બેડી તોડી દીધી. પ્રભુના. ૨૬

૨૯ તેણે જ્યારે આંધી થાંભી શાંત થઈ બહુ ભારે,
ઊછળતાં સહુ મોજાં છાનાં શાંત થયાં તે વારે. પ્રભુના. ૨૭

૩૦ તે મટિયાથી તેઓ હર્ષે મનમાં બહુ ઉલ્લાસે,
કાંકે ઇચ્છિત ઠામે તેઓ પોંચ્યા બંદર પાસે. પ્રભુના. ૨૮

૩૧ અદભૂત કામો ને જે કરૂણા કીધાં માનવ લીધે,
માટે તેઓ પ્રભુનાં સ્તોત્રો કરશે મહિમા દીધે. પ્રભુના. ૨૯

૩૨ સર્વ લોકોના મંડળમાં તેને મહિમા દેશે,
ને સહુ ઘરડા લોકોમાં બહુ સ્તોત્રો કરતા રેશે. પ્રભુના. ૩૦

૩૩ તે તો નદને જંગલ જેવી સુકાવીને દેશે,
ઝરણોને તે પૃથ્વી જેવી પળમાં સુકવી લેશે. પ્રભુના. ૩૧

૩૪ સર્વ દેશીનાં પાપોથી ભૂને બદલી નાંખે,
ફળવંતી ભૂને ફેરાવી ખારી ભૂ ત્યાં રાખે. પ્રભુના. ૩૨

૩૫ સહુ રાનોને બદલાવીને, સાગર કરશે તે તો,
સુકી ભૂને બદલાવીને કરશે ઝરણો એ તો. પ્રભુના. ૩૩

૩૬ ને સહુ ભૂખ્યા જનને તે તો વસવા ઠામો દેશે,
ને તેઓ તો વસવા કાજે નગરો બાંધી રેશે. પ્રભુના. ૩૪

૩૭ તેઓ સર્વે ખેતર ખેડી, દ્રાક્ષો રોપી દેશે,
તેઓ સર્વે તેમાંથી તો ઉપજનાં ફળ લેશે. પ્રભુના. ૩૫

૩૮ ને તેઓને તે તો દેશે આશિર્વાદો ભારે,
તેથી તેનાં વધશે ઢોરાં ના થાશે ઓછાં રે. પ્રભુના. ૩૬

૩૯ ત્યાર પછી તે ઓછાં થાશે જુલમ દુઃખો માંહીં,
ભારે વિપત્ત ને દુઃખોથી થાશે નીચ સદાઈ. પ્રભુના. ૩૭

૪૦ તેઓના સહુ સરદારોને અપમાનો દે પાડે,
માર્ગ વિનાના ઉજડ વનમાં ભટકાવીને કાડે. પ્રભુના. ૩૮

૪૧ કંગાળોને દુઃખથકી તે ઉંચા કરશે ભારે,
ને તેઓને ટોળા સરખાં બહુ કુટુંબ વધારે. પ્રભુના. ૩૯

૪૨ સર્વે ન્યાયી જન એ જોતાં મનમાં બહુ હર્ખાશે,
સર્વે પાપી ભુંડા લોકો ચૂપ થઈ શરમાશે. પ્રભુના. ૪૦

૪૩ કોણજ જ્ઞાની લોકો એ છે કે આ પાળી દેશે,
ને પ્રભુ કેરી ભારે કરૂણા સર્વે જાણી લેશે. પ્રભુના. ૪૧

---

દાઉદના ગાયનનું ગીત.

ગીત ૧૦૮. છંદ સવૈયાએકત્રીશા. તાલ ૮. (૪૪,૪૪,,૪૪,૪-૦)

૧ હે જીહોવા, મારૂં મનડું સિદ્ધ થયું છે ગાવા ગીત;
મજ ગૌરવથી પણ તુજ ગીતો ગાઈશ હું તો નિતને નિત. હે. ૧

૨ મારા નાબલ ને તંબુરા તત્પર થૈ મજ સાથે જાગ,
હું પણ પરોઢે જાગી ઊઠી ગાઈશ ગીતોના બહુ રાગ. ૨

૩ હે પ્રભુ હું તો સહુ લોકોમાં માનિશ તારો બહુ આભાર,
ને પરદેશી લોકોમાં બહુ હું તો ગાઈશ ગીતો સાર. ૩

૪ કાંકે ગગનો ઉપર સારી મોટી કરૂણા છે તુજ પાસ,
ને બહુ તારૂં સત્યપણું તો છે વાદળમાં ચારે પાસ. ૪
૫ હે જીહોવા આકાશોમાં, થાજે ઊંચો તું તો ખૂબ,
સર્વ પૃથ્વિ ઉપર તારો મોટો ગૌરવ છે બેહુબ. ૫
૬ એ માટે કે તારો વ્હાલા તે તો પામે પૂર્ણોદ્ધાર,
તારે જમણે હાથે તારી મજને ઉત્તર દે નિરધાર. ૬
૭ પ્રભુ નિજ શુદ્ધપણાથી બોલ્યો કે હું જાઇશ બહુ હર્ખાઇ,
હું શેકમ ને વેંચીશ પોતે ને માપું સ્કોથની નીચાઇ. ૭
૮ મારા છે જીલાદ, મનાસા, ઇફ્રાયમ મજ મસ્તક જોર,
મારી આજ્ઞાનો થાપક તો, ઇહુદા તો છે મારી મોર. ૮
૯ નાવા કેરૂં વાસણ મારૂં જાણો મોઆબજ નિરધાર,
અદૂમ પર મજ જોડા ફેંકું, કરૂં પલસ્તી પરજે કાર. ૯
૧૦ કિલ્લાના નગરની માંહે મજને કો લૈ જાસે ત્યાંય?
ઇદોમ કેરા માર્ગો માંહી મજને તેમાં કો લૈ જાય? ૧૦
૧૧ હે પ્રભુ શું તેં અમને નાંહી તારાથી બહુ કીધા દૂર,
હે પ્રભુ જો જે સૈન્ય અમારાં શું તું ત્યાં ના જાય જરૂર? ૧૧
૧૨ સર્વ સંકટમાંથી અમને તું તો દેજે મોટી સાહ્ય,
કાંકે માણસ કેરી મદતો સર્વ ફોકટ થૈ થૈ જાય. ૧૨
૧૩ જીહોવામાં અમે બધા તો થૈશું ભારે હીંમતવાન,
કાંકે સર્વ વૈરીને તે છુંદી કરશે સૌનો ઘાણ. ૧૩

---

## गीत १०९. छंद दोहा. मात्रा २४. ताळ ६. (४८,-५-,,४४-५)

૧ હે પ્રભુ, તું મજ સ્તોત્રનો દેવજ છે નિરધાર,
મારાથી છાનો કદી રૈજે નહિ કોવાર. ૧
૨ કાંકે પાપી મુખડાં ને કપટી મુખ જેહ,
તેઓ તો મજ કારણે કલ્પે જૂઠું એહ. ૨

૩ દ્વેશી શબ્દોથી વળી કીધી મારી ઘેર,
ને લડિઆ વિન કારણે મજથી કરતાં વેર. ૩

૪ મજ પ્રેમાને ઉલટો, છે વૈરી નિરધાર,
તે માટે, હું તો કરૂં અર્જના ઉચ્ચાર. ૪

૫ મજશુભબદલામાટતો ભુંડું ધરિયું પૂર,
મજ પ્રીતીને ઊલટો કીધો દ્વેશ જરૂર. ૫

૬ તેના ઉપર દુષ્ટને આપ ઠરાવી દેજ,
તેને જમણે હાથ તો વૈરી ઉભો રૈજ. ૬

૭ તેનો ન્યાયજ તોળતાં તે અન્યાયી થાય,
તેની અર્જી સર્વ જે પાપી તો થઈ જાઈ. ૭

૮ તેના સર્વ દિવસ તો ઓછા થાશે પૂર,
ને તેની પદવી વળી બીજે લેજ જરૂર. ૮

૯ તેનાં છૈયાં સહુ થશે વિના મા ને બાપ,
તેની વહુ વિધવા થશે પામી બહુ સંતાપ. ૯

૧૦ તેનાં સહુ સંતાન તો ભમતા માગે દાન,
તેના ઉજડ ઠામથી માગે ભીખ નિધાન. ૧૦

૧૧ સર્વે લુટારા વળી તેનું પકડી જાય,
ને તેની મેનતતણું બીજા તો સહુ ખાય. ૧૧

૧૨ તેના ઉપર કોઈ તો રાખે નાહીં રૈમ,
ને કો તેના અનાથની દયા ન રાખે એમ. ૧૨

૧૩ તેનો સર્વે વંસનો છેદાવાને થાય,
તેનાં નામ ટળી જશે થનાર પેઢી માંય. ૧૩

૧૪ તેના બાપતણા રહે પ્રભુની પાસ અન્યાય,
તેની માનાં પાપ સૌ ભુંસાઈ ના જાય. ૧૪

૧૫ તેઓ પ્રભુની પાસ તો રૈશે સર્વદાય,
ને તેઓની યાદ સૌ ભૂથી સર્વ કપાય. ૧૫

૧૬ કાંકે પોતે તો કૃપા કરવા ભુલ્યા આપ
તેણે દીન કંગાલને દીધા બહુ સંતાપ. ૧૬

મનના સહુ મારેલને હણવા ચાહ્યો એજ,
૧૭ આપ વિષે રાજી હતો માટે લેશે તેજ. ૧૭

દેવા આશીર્વાદ તે નોતો ખૂશી પૂર,
માટે તેનાથી થશે આશીર્વાદો દૂર. ૧૮

૧૮ વસ્ત્રો જેવાં શ્રાપને પેર્યાં તેને અંગ,
જળના જેવા ચાલશે શ્રાપો તેને સંગ, ૧૯

તેલ સરીખા શ્રાપતો રેશે તેની સાથ,
હાડ વિષે તે ચોંટશે શ્રાપો સહુ સાક્ષાત. ૨૦

૧૯ તેનાં વસ્ત્રો દેહને ઢાંકી રાખે જેમ,
તેમજ થાશે એ બધાં તેના ઊપર એમ. ૨૧

જે પટકાથી રોજ તે સજતો રે છે આપ,
તેમ થશે તે ઊપરે મોટા મોટા શ્રાપ. ૨૨

૨૦ જે જે સર્વે ઊલટા મારા વૈરી હોય,
તે તો પ્રભુથી પામશે બહુ ધિક્કારો સોય. ૨૩

ને જે મારા પ્રાણને ઉલટી બોલે વાત,
તેઓએ પ્રતિકારને પામે સહુ સાક્ષાત. ૨૪

૨૧ હે પ્રભુ મારા નાથ તું કરજે મારે માટ,
તારા નામથકી મને તારણ દે સાક્ષાત. ૨૫

કાંકે તારી રેમ તો ઉત્તમ છે ભરપૂર,
૨૨ કાંકે હું લીનદીન છું ને મનમાં ભંગુર. ૨૬

૨૩ જેવો ફરતો છાંયડો તેમ ગયો છું હુંજ,
ટીડો જેવો હું વળી ઉડવાએલો છુંજ. ૨૭

૨૪ ઉપવાસે મજ ઘૂંટણો નિર્બળ થયા જરૂર,
મારૂં માંસ ઘટી ગયું પુષ્ટ વિના બહુ પૂર. ૨૮

૨૫ તેઓ કેરે હું થયો ધિક્કારેલું પાત્ર,
મજ પર તાકી શીર જો ડોલાવેછે માત્ર. ૨૯

૨૬ હે પ્રભુ મારા દેવ તું રક્ષા કર નિરધાર,
તુજ કરૂણાના માપથી મજને તો તું તાર. ૩૦

૨૭ એતો તારો ભુજ છે તેઓ જાણે એમ,
એ તો તેં કીધું બધું તે સહુ જાણો તેમ. ૩૧

૨૮ તેઓ તો દેશે ઘણા શ્રાપ તણા કુવાદ,
પણ તું તો દેશે ઘણા આશિર્વાદી નાદ. ૩૨

તેઓ તો ઊઠી બધા, લજવાશે ભરપૂર,
પણ તારો સેવક ઘણો હરખાશેજ જરૂર. ૩૩

૨૯ મારા સર્વે શત્રુ તો, પેરેલાજ જરૂર.
વસ્ત્રો પેઠે લાજથી ઢંકાશે ભરપૂર. ૩૪

૩૦ હું મજ મુખથી દેવનો માનું બહુ આભાર,
ને સહુ લોકોમાં વળી ગાઉ ગીતો સાર. ૩૫

૩૧ તે રેશે કંગાળને જમણે હાથે આપ,
કે તેને જે ઊલટો કો ના દે સંતાપ. ૩૬

તેના આત્માનો વળી દંડ ઠરાવે જેહ,
તેઓથી તો તારવા પાશે રેશે તેહ. ૩૭

---

गीत ११०. छंद सवैयाबत्रीशा. ताळ ८. (४४,४४,,४४,४--)

૧ ઈશ્વર બોલ્યો વાતો એવી કે તાં મારા સ્વામી સાથે,
તુજ વૈરી તુજ ચરણે પાડું, બેસો ત્યાં લગ જમણે હાથે. ૧

૨ ઈશ્વર સિયોનમાંથી દેશે શક્તિ તણી કાઠી તે વારે,
તારા સર્વે વૈરી મધ્યે રાજ કરો સહુ ઉપર ભારે. ૨

૩ તારી શક્તિના દાડામાં સહુ તુજ લોકો માંન્યજ થાશે,
ને શુદ્ધતાની શોભાયે તું સહુથી તાજો આપ મનાશે. ૩

૪ દેવે પોતે સોગન ખાધા, ને પસ્તાશે તેથી નાંહીં,
મલ્ખિશેદેખ જેવો તું છે યાજક તો સહુ કાળો માંહીં. ૪

૫ પ્રભુએ, તારે જમણે હાથે, તેના ક્રોધિત દાડા માંઈ,
સર્વે મોટા રાજાઓને મારી નીચે પાડચા ત્યાંઈ. ૫

૬ ને પરદેશી માંહે પોતે કરશે અદલી ન્યાયજ પૂરો,
તે તો મુડદાંઓને ભરશે ને મસ્તકનો કરશે ચૂરો. ૬

૭ તે તો માર્ગો માંહી પીશે પાણી નાળાં કેરી ધારે,
એ માટે તે કરશે માથું સહુથી ઊંચું પોતે ભારે. ૭

---

गीत १११. छंद तुरंग. मात्रा २४. ताल ६. (४४--)

૧ પ્રભુને પૂર્ણ પણાએ, ગાજો સ્તોત્ર સદાએ.
હું પણ માનનહારો પ્રભુના બહુ ઉપકારો, ૧
સત્ય સભાની માંઈ, ને મંડળ છે જ્યાંઈ.
૨ પ્રભુનાં કૃત છે સારાં ને મોટાં નિરધારાં, ૨
જે રાજી છે એથી, શાધેલાં છે તેથી.
૩ યશ ને શોભા તે તો તેનાં કૃત છે એ તો, ૩
તેનું ન્યાયપણું તો ટકશે સર્વ ઘણું તો.
૪ અચરત કૃત જે તેનું, યાદ કરાવ્યું એનું; ૪
પ્રભુ છે પૂર્ણ દયાળુ ને બહુ છે કરૂણાળુ,
૫ તેથી જે જે બીધા, તેને અન્ન તો દીધા; ૫
તે નિજ કરાર કેરી કરશેજ યાદ ઘણેરી.
૬ તેણે તો નિરધારા, નિજ લોકો મોઝારા, ૬
નિજ કામોની સારી શક્તિ તો દેખાડી.
પરદેશીનાં જે જે વતનો દેવા તે તે, ૭
૭ તેના ભુજનાં કર્મો છે સત, નીતિ ધર્મો
તેના વિધાન ધારા છેજ ભરોંસા કારા. ૮

૮ તે સહુ કાળ મોઝારા થાપેલાં છે સારાં;
સત ને નીતિથી તો છેજ કરેલાં ઈતો. ૯

૯ તેણે નિજ જનમાંએ તારણ મોકલ્યું ત્યાંએ,
તેણે આપો આપી જે સ્થાપનાઓ સ્થાપી, ૧૦

કાળ નિરંતર માટે આણ કરી તે સાટે.
પૂર્ણ પવિત્ર તેનું નામજ તો છે એનું. ૧૧

૧૦ પ્રભુનું ભય છે જાણો ને અંતરમાં આણો,
બુદ્ધિ તણો છે તે તો આરંભ પ્રથમ એતો. ૧૨

તે પરમાણે જે જે કરતા રેશે તે તે,
તેઓ વારંવારે બુદ્ધિજ પામે ભારે. ૧૩

તેનાં તો સહુમાંએ રેશે સ્તોત્ર સદાએ

---

गीत ११२. छंद सैल. अक्षर १२. मात्रा १९. तान ४. (ᴗ--ᴗ--ᴗ--ᴗ-ᴗ)

૧ તમે તો કરો દેવનાં સ્તોત્ર ગાન; ડરે દેવથી તે ખરા ધન્ય જાણ.
અને હર્ખશે જે પ્રભુનેમ માંય, થસે ધન્ય તેઓ ઘણા તો સદાય. ૧

૨ થસે બીજ તેનું ઘણું ભૂમિમાંય, યથાર્થી તણા વંશ તો ધન્ય થાય.
૩ ઉદારીપણું ને રહે ધન્ય પૂર, સદા તે તણા ધામ માંહે જરૂર; ૨

અને શુદ્ધ ન્યાયીપણું તે તણુંજ ટકીને રહેછે સદા એ ઘણુંજ.
૪ થશે ન્યાયી માટે ઘણો તો ઉજાસ, ઉગી અંધમાંથી થશે બો પ્રકાશ. ૩

કૃપાળુ અને છે દયા પૂર્ણ તેજ, તથા ન્યાયી તો છે વળી પૂર્ણ એજ,
૫ ભલાં માનવી છે કૃપાળુ બધાંય, અને આપદે છે ઉછીનું સદાય. ૪

કરે આપની વાતને સર્વ પૂર, વિવેકી થઈને નિભાવે જરૂર.
૬ કદા કેમકે હાલશે એજ નાઈ, થશે સ્મર્ણ ન્યાયી તણું તો સદાઈ. ૫

૭ સુણી વાત ખોટી ડરે તે ન કાંઈ, કર્યો છે ભરોંસો હૃદે દેવમાંઈ.
સદા માન તેનું થયું છેજ સ્થીર, કદા એજ માટે ડરે ના લગીર. ૬

૮ રિપૂના વિચારો નિહાળયા વિનાજ ડરે તે નહીં ત્યાં લગી દીલમાંજ.
પસાર્યું સદા પૂર તેણે નિધાન અને દીનને આપિયાં ખુબ દાન.૭
ટકે ન્યાય તેનો સદા સર્વદાય અને સિંગ ઊંચું થશે માન માંય.
૯ બધા દુષ્ટ જોશેજ ક્રોધે જરૂર જશે તે ગળીને પિશી દાંત પૂર.૮
સદા દુષ્ટ કેરા વિચારો બધાય જશે એજનો પૂર સંહારમાંય.

गीत ११३. छंद कैंकनी सारदा. अक्षर २३. मात्रा ३८. ताल ८.

(–υ––υ–,–υ––υ–,,–υ––υ–,–υ––υ)

૧ સ્તોત્ર ગાજો.તમો દેવને ભાવથી, દેવભક્તો, કરો સ્તોત્રના સાદ.
દેવના નામને સ્તોત્ર ગાજો ઘણાં, સર્વ કાડી ઘણાં ગીતના નાદ. ૧
૨ હાલના વખ્તમાં, ને પછી સર્વદા, દેવના નામને ધન્ય બો થાય;
૩ સૂર ઉદયથકી, અસ્ત સુધી વળી, સ્તુત્ય છે દેવનું નામ સૌ માંય. ૨
૪ સર્વ લોકોથકી દેવ ઊંચો ખરો, તે તણું માન છે પૂર્ણ આકાશ.
૫ કોણ છે આપણા દેવ જેવો વળી, જે કરે ઊંચ આકાશમાં વાસ? ૩
૬ ભૂમિ આકાશના સર્વને પેખવા નીચ થૈ ઉતરે દેવ પોતેજ.
૭ તે બધા દીનને ધૂળથી ઊંચકે ને વળી દીનને ગંધથી લેજ; ૪
૮ બેસવા તેમને ઊંચ લોકો વિષે ને વળી શ્રેષ્ઠ સ્વલોકની સાથ;
૯ વાંઝણી નારને ઘેર બેસાડશે, ને કરી ખૂશ છૈયાં તણી માત. ૫

गीत ११४. छंद वर्णवागेश्वर. अक्षर २३. मात्रा ३८. ताल ४.

(υ––υ––υ––υ––,,υ––υ––υ––υ–)

૧ ગયા જે સમે ઈસરાએલ સંઘા મુકીને બધો દેશ ઈજીપ્તનો;
અને ભિન્ન ભાષા તણા લોકમાંથી ગયો જે સમે વંસ યાકુબનો. ૧
૨ યહુદા હતો આપ પોતેજ ત્યારે યહોવાતણો શુદ્ધ વાસો ખરો;
અને ઈસરાએલ પોતે થયો તો સદા તે તણું રાજ્ય માટે નરો. ૨

૩ ગયો દેખતાં એ સમુદ્રજ નાશી, નદી તો ફરી આપ પાછી વળી,
૪ અને પ્હાડ ઘેટાં પ્રમાણેજ કુદયા અને ડુંગરો મેંઢ જેવા વળી. ૩

૫ અરે રે સમુદ્ર, તને શું થયું છે, અને કેમ નાઠોજ પાછો ફરી;
વળી શું થયું છે તને તો નદી રે, અને તું હઠી જાય સેણે કરી. ૪

૬ તમે પ્હાડ મોટા વળી એમ શાથી ગયા ઘેટડાં પેઠ કુદી વળી ?
અને ડુંગરો સર્વ ઘેટાં પેઠે તો, તમે કુદિયા કેમ એવા વળી ? ૫

૭ ધરા, કાંપ, યાકૂબના દેવ પાસે, અને કાંપજે દેવ પાસે થકી.
૮ બનાવ્યા સમુદ્ર તોડી પ્હાડ તોણે, નરા પત્થરાથી નદી તો નકી. ૬

गति ११९. छंद हंसाळ. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(–∪––∪–,–∪––∪–,,–∪––∪–,–∪––)

## પ્રભાતિયું.

૧ રે અમોને નહીં, રે અમોને નહીં, સર્વદા માન તું દેવ લેજે;
તું તણા સત્ય ને રેમને કાજ તો, આપનાં નામને માન દેજે. ૧

૨ કેમ વિદેશના લોક ભાખી કહે, તે તણો દેવ તો છેજ કયાંહાં?
૩ સ્વર્ગમાં દેવ છે તો અમારો ખરો, તે કરે ચાહ્યુ જે તુર્ત ત્યાંહાં. ૨

૪ તેમની મૂર્તિ છે હીમ રૂપા તણી, ને વળી માનવી કૃત્ય એ છે;
૫ મુખ છે, તોય તે બોલતી છે નહીં; આંખ છે તોય તે નાજ દેખે; ૩

૬ કાન તો છે ખરા, તોય સુણે નહીં; નાક તો છે ખરૂં, બાશ ના લે;
૭ હાથ તો છે ખરા, તોય ઝાલે નહીં; પાય છે, તોય તે નાજ ચાલે; ૪

કંઠ તો છે ખરો તોય બોલે નહીં તેમના કારકો તેમ તે છે;
૮ ભાવનો રાખતા હોય જે તે વિષે; સર્વ તો એમના જોગ એ છે; ૫

૯ ઈસરાએલ લે આસરો દેવનો, સાહ્ય ને ઢાલ તો આપ તે છે.
૧૦ વંશ આરોનના ભાવ બો રાખજો, સાહ્યને ઢાલ તો એજ એ છે. ૬

૧૧ દેવના ભક્ત સૌ ભાવ રાખો ખરો, સાહ્યને ઢાલ તો એજ તારી.
૧૨ આપણી યાદ તેણેજ લીધી ખરી, એજ આશીશ તો દેજ સારી. ૭

ઇસરાએલને ધન્યતા આપશે, વંશ આરોનને ધન્ય કેશે
૧૩ દેવથી જે ડરે વૃદ્ધ કે બાળ સૌ, ધન્યના વાદ તેનેજ દેશે. ૮
૧૪ દેવ તો વૃદ્ધિ આપે તમોને, અને છોકરાંને તમો સાથ આપે;
૧૫ ભૂમિ આકાશના દેવ કર્તા થકી ધન્યવાદી તમો છોજ આપે. ૯
૧૬ સર્વ આકાશ આકાશ છે દેવનાં; માનવી પુત્રને ભૂમિ આપી.
૧૭ મૂયલા ને વળી ઘોરમાં જાય જે, વંદતો તો નથી કો કદાપી. ૧૦
૧૮ ને અમે દેવને સ્તોત્ર ગાસું ઘણાં હાલથી તે સદા કાળ ભારે.
દેવને સ્તોત્ર ગાજો તમો સર્વદા, પૂર્ણ ભાવે કરી વાર વારે. ૧૧

---

गीत ११६. छंद चोपाइ. मात्रा १५. नाक्र ४. (४४,४-७)

૧ મારી અર્જના પોકાર પ્રભુએ સુણિયા છે નિરધાર;
તે કારણથી હું સાક્ષાત પ્રીત કરૂંછુ તેને માટ; ૧
૨ કાંકે તેણે તો નિધાન મારી ગમ તો ધરિયો કાન;
માટે જીવન લગં નિરધાર, વિનવિશ તેને વારંવાર. ૨
૩ મરણ તણા બંધે ચોમેર મારી કીધીતી બહુ ઘેર,
મૃત્યુ તણાં દુ:ખો ભરપૂર મજને મળિયાં છેજ જરૂર. ૩
મજને સંકટ વારંવાર ને મળિયા છે શોક અપાર.
૪ ત્યારે મેં પ્રભુ નામે ખાસ, અર્જ કરી બહુ તેની પાસ. ૪
હે પ્રભુ મારો જીવ જરૂર છોડાવીને લેજે પૂર.
૫ પ્રભુ છે ન્યાયી ને કૃપાળ, ને અમ ઈશ્વર છે કરૂણાળ; ૫
૬ જે જે લોકો ભોળા હોય પ્રભુ પાળેછે સર્વે સોય.
હું તો રાંક થયો જે વાર, ત્યારે પ્રભુએ કર્યો ઉદ્ધાર. ૬
૭ હે મજ આત્મા તારે માટ, જે વિસામો છે સાક્ષાત,
તું તો પાછો ફર તે ઠામ, ને તેમાં તું લે વિશ્રામ. ૭
કાંકે પ્રભુએ બહુ ઉપકાર તુજ પર કીધા છેજ અપાર.
૮ કાંકે મોત થકી મજ પ્રાણ, ને આંસુંથી નેત્ર નિધાન, ૮

પડવાથી તો મારા પાવ, તેં એ સહુથી કર્યા બચાવ.
૯ માટે હું પ્રભુ પાસ હમેશ ચાલિશ જીવત કેરે દેશ. ૯

૧૦ મેં તો કીધો છે વિશ્વાસ, માટે બોલ્યો હું મુખવાસ ;
હું તો પોતે પૂર્ણ જરૂર, દુઃખે થઈ ગયો તો પૂર. ૧૦

૧૧ ત્યારે મેં જલદી વદી વાત સહુ જૂઠા છે માનવ જાત.
૧૨ મારા ઉપર છેજ નિધાન ઈશ્વર કેરાં મોટાં દાન, ૧૧

તે તો સર્વમાંથી હુંજ શું શું આપી દઉં પાછુંજ ?
૧૩ હું તો તારણ પ્યાલું લેશ, ને ઈશ્વરને વિનવી જેશ. ૧૨

૧૪ હું મજ માનત પ્રભુની પાસ લોક સમક્ષ લાવિશ ખાસ.
૧૫ શુદ્ધજનોનું મરણજ જેહ પ્રભુ પાસે મુલવંતું તેહ. ૧૩

૧૬ હે પ્રભુ હું વિનવું તુજ પાસ, કાંકે હું છું તારો દાસ
હું છું તારો સેવક માન, ને તુજ દાસી પુત્રજ જાણ; ૧૪

તેં તો મારા બંધ જરૂર, છોડી દીધા છે તે પૂર.
૧૭ હું તુજ આકાશીને માટ યજ્ઞ ચઢાવિશ તેને સાટ. ૧૫

ને પ્રભુ નામે હું નિરધાર અર્જી લાવીશ વારંવાર.
૧૮ હું મજ માનત પ્રભુની પાસ લોક સમક્ષ લાવિશ ખાસ. ૧૬

૧૯ હે શાલેમ તુજમાં નિરધાર, ને પ્રભુ ઘરના ચોક મોઝાર.

---

## ગીત ૧૧૭. छंद विक्रांत. अक्षर १७. ताळ ६.

(‒◡◡‒◡◡‒◡◡‒,,◡◡‒◡◡‒‒)

૧ હે પરદેશ બધા પ્રભુના શુભ સ્તોત્ર કરો રે
ને સહુ લોક તમે પ્રભુને સુવખાણજ દ્યો રે; હે પરદેશ. ૧

૨ કારણ કે અમ ઉપર છે કરુણા પ્રભુની રે,
ને પ્રભુની સતતા બહુ છે સહુ કાળ ઘણી રે. હે પરદેશ. ૨

---

गति ११८. छंद चरणाकुळ. मात्रा १६. ताळ ४. (४४४--)

૧ પ્રભુના સહુ ઉપકારો માની, ગાજો તેને સ્તોત્ર વખાણી;
કાંકે તે છે સહુથી ભારે, ઉત્તમતામાં પૂર્ણ વધારે. ૧

કાંકે તેની કરૂણા સારી સદાય લગતો રેછે જારી,
૨ ઈસરાયલ તું કેજે ધારી, કે તેની કરૂણા છે જારી; ૨

૩ હારૂન ઘર તું કે ઉચ્ચારી કે તેની કરૂણા છે જારી;
૪ પ્રભુથી ડરતા કો શુભકારી કે તેની કરૂણા છે જારી. ૩

૫ સંકટમાંથી મેં મુખવાસે, અર્જી કીધી પ્રભુની પાસે.
પ્રભુએ મજને ઉત્તર આપ્યો, ને ખૂલ્લી જગ્યામાં સ્થાપ્યો. ૪

૬ જીહોવા છે મારી સાથે માટ ડરૂં નહિ હું કો વાતે.
દેહ વિષે જે જન વસનારો મજને તે છે શું કરનારો? ૫

૭ મારી મદતે જે રેમારો, તેની સાથે પ્રભુ છે મારો.
મારા દ્વેશકને તો મારી દૃષ્ટે જોઈશ ધારી ધારી. ૬

૮ માનવ કરતાં પ્રભુની માંઈ, વિશ્વાસ કરવો છે સુખદાઈ.
૯ સરદારોથી પ્રભુની માંઈ, વિશ્વાસ કરવો છે સુખદાઈ. ૭

૧૦ સર્વ વિદેશી જે મજ વેરી, તેણે મજને લીધો ઘેરી.
માટે પ્રભુનામે નિરધારા, તેઓને વિચ્છેદિશ સારા. ૮

૧૧ તેણે મજને ઘેરી દીધો, હા, મજને તો ઘેરી લીધો,
પ્રભુને નામે હું નિરધારા, તેઓને વિચ્છેદિશ સારા. ૯

૧૨ મધમાખીનાં ટોળાં જેવા, મજને ઘેરા ઘાલ્યા તેવા,
કંટક અગ્નિ જેવા એ તો ઓલઈ નાઠા સર્વે તે તો. ૧૦

પ્રભુને નામે હું નિરધારા તેઓને વિચ્છેદિશ સારા.
૧૩ મજને પડવા વારંવારા, તેં તો ધક્કા માર્યા માર્યા. ૧૧

પણ પ્રભુ દેવે મારી ભારે પૂરી સાહ્ય કરી તે વારે.
૧૪ પ્રભુ છે બળ, ને તારણ સારૂં, ને તે તો છે સ્તોત્ર જ મારૂં. ૧૨

૧૫ ન્યાયી જનના તંબુ માંહે હર્ષીત સ્વરને ત્રાણ સદાએ.
પ્રભુનો જમણો હાથજ જે છે પૂર્ણ પરાક્રમ એજ કરે છે. ૧૩

૧૬ પ્રભુનો જમણો ભુજ છે પોતે, સહુથી ઉંચ્ય થયો છે જો તે.
પ્રભુનો જમણો હાથજ જે છે, પૂર્ણ પરાક્રમ એજ કરે છે. ૧૪

૧૭ હું તો મોતજ પામિશ નાહીં, પણ હું જીવીશ જીવન માંહીં.
હું તો પ્રભુનાં સર્વે કામો, વર્ણાવિશ સહુ કામે ઠામો. ૧૫

૧૮ પ્રભુએ મજને સિક્ષિત કીધો, પણ નહિ મરણે સોંપી દીધો.
૧૯ ન્યાયીપણાનાં દ્વારજ છે જે, મજ માટે ઉઘાડી દેજે. ૧૬
હું તો તેમાં આવિશ પેશી ને પ્રભુની સ્તુતિ ગાઈશ એશી.
૨૦ આ છે દ્વારો પ્રભુનાં સારાં, જાશે ન્યાયી તે માંઝારા. ૧૭

૨૧ હું તો સ્તોત્રજ ગાઈશ તારૂં, કાંકે તેં સુણ્યું છે મારૂં.
ને તેથી તો સર્વં મારો, પૂર્ણ થયો છે સહુ છુટકારો. ૧૮

૨૨ બાંધનહારે જે પાણાને ધિક્કાર્યો તો બહુ અપમાને.
તે પાણો તો ખૂણા માથે બેઠો છે ત્યાં મહિમા સાથે. ૧૯

૨૩ ઈશ્વરનું છે કામજ એ તો, આપણ દૃષ્ટે અચરત તે તો.
૨૪ આ દહાડો તો છેજ કરેલો જીહોવાથી પૂર્ણ ઠરેલો. ૨૦
તેમાં આપણ ખૂશી થઈશું, ને બહુ આનંદે ત્યાં રહીશું.
૨૫ હે પ્રભુ અર્જ કરૂં છું તારી, માટ મને તું લે ઉદ્ધારી. ૨૧
૨૬ પ્રભુને નામે જે આવે છે તે બહુ ધન્યવાદો પામે છે.
અમે પ્રભુના મંદિરમાંથી તમને આશીશ દીધી ત્યાંથી. ૨૨
૨૭ જેણે અમને દીધાં તેજે તે છે પ્રભુ એ જાણી લેજો.
યજ્ઞ દોરે બાંધી રાખો, બાંધી વેદી સિંગે નાખો. ૨૩
૨૮ તું તો પોતે પ્રભુ છે મારો, માટે માનિશ તુજ આભારો.
મારા દેવ તને હું ભારે મોટો માનિશ વારંવારે. ૨૪
૨૯ પ્રભુના સહુ ઉપકારો માની, ગાજો તેને સ્તોત્ર વખાણી.
કાંકે તે છે સહુથી ભારે, ઉત્તમતામાં છેજ વધારે, ૨૫
કાંકે તેની કરૂણા સારી, સદાય લગતો રે છે જારી.

## गीत ११९. छंद चोपाया. मात्रा २८. ताळ ७. (४४,४४,,४४,--)

### આલિફ.

૧ જીહોવાના મારગમાં જે ચાલ પૂર્ણપણાએ,
ને સહુ પ્રભુનાં શાસ્ત્રો પાળે તે સહુ ધન્ય મનાએ; ૧

૨ જે જન તેના સર્વે નેમો પૂરા પાળી જાશે,
ને સહુ મનથી તેને શોધે તે પણ ધન્ય મનાશે. ૨

૩ જે જે પ્રભુના મારગ માંહે શુભતાથી ચાલેછે,
તે અન્યાયી કામોને તો પૂરા ત્યાગી દેછે. ૩

૪ તેં તો અમને નેમો માટે આજ્ઞા આપી સારી,
કે તે સર્વે પાળી નેમો કરિયે આજ્ઞા તારી. ૪

૫ તારા નેમો પાલન કાજે મેં બહુભાવજ કીધો,
માટે મજને તેં તો પોતે માર્ગ બતાવી દીધો. ૫

૬ જ્યારે તારી સહુ આજ્ઞામાં લક્ષ ધરૂંછું ભારે,
ત્યારે લાજી શરમાઉંના હું તો કોઈ વારે. ૬

૭ હું તો તારા સાચા ન્યાયો શીખ્યો સર્વે સારા,
તેથી સાચા મનથી હું તો સ્તોત્રો ગાઈશ તારાં. ૭

૮ હું તો તારી સર્વે આજ્ઞા પાળું મોટી પ્રીતે,
માટે મજને તો કો કાળે ત્યાગો ના કો રીતે. ૮

### બેથ.

૯ સર્વજુવાનો નિજ મારગને શુદ્ધજ કરશે શાથી?
તારી વાત પ્રમાણે તે તો ચેત થઈ ચાલ્યાથી. ૯

૧૦ મારા આખા મનથી મેં તો શોધ્યો તુજને ભારે,
તારી આજ્ઞાઓથી મજને ફેરવ ના કોવારે. ૧૦

૧૧ મેં તો તારી વાતો સર્વે ઢાંકી છે મનમાંઈ,
એ માટે કે તારે ઉલટાં પાપ કરૂં નહિ કાંઈ. ૧૧

૧૨ હે પ્રભુ તું તો સ્તુત્યસદા છે શીખવ નેમો તારા,
૧૩ મેં મજ હોઠે તારા મુખના ન્યાયો વર્ણ્યા સારા. ૧૨

૧૪ જેમ કરે કો ભારેધનથી હર્ષાનંદ વધારે,
તેમજ હર્ષ્યો તુજ સાક્ષીના મારગ માંહે ભારે. ૧૩

૧૫ તારી આજ્ઞાઓને હું તો જોઈશ ધારી ધારી,
ને સહુ તારા મારગ પર હું દૃષ્ટિ રાખિશ મારી ૧૪

૧૬ તારી આજ્ઞામાં બહુ રૂચિ માનિશ હું નિરધારે,
ને તુજ સર્વ વાતોને તો ભૂલિશ ના કોવારે. ૧૫

## ગિમેલ.

૧૭ તારા સેવકપર ઉપકારી તું તો કરજે સારા.
કે હું જીવીને તુજ વચનો પાળિશ બહુ નિરધારા. ૧૬

૧૮ મારી આંખોને તું પોતે ઉઘાડીને દેજે,
કે તેથી તુજ શાસ્ત્રોમાંનાં દેખું અચરત છે જે. ૧૭

૧૯ હું તો પરવાસીના જેવો છું સહુ ભૂતળ માંઈ,
માટે તારી આજ્ઞા મજથી સંતાડો ના કાંઈ. ૧૮

૨૦ મારો આત્મા ભંગ થયો છે સર્વ સમેમાં ભારે;
તુજ ન્યાયોની ઈચ્છા માટે એમ થયો સહુ વારે. ૧૯

૨૧ બહુ ગર્વીને શાપિત જે જે તેને તેં ધમકાવ્યા;
તુજ આજ્ઞાથી ભટકંતાને ભારે ક્રોધ બતાવ્યા. ૨૦

૨૨ મજથી મેણાં ને અપમાનો દૂર કરીને રાખો;
કાં કે મેં તો તુજ સાક્ષ્યો પૂર્ણ ભરોસો રાખ્યો. ૨૧

૨૩ સરદારોએ મારે ઉલટી બેસી કીધી વાતો,
માટે તારા દાસે રાખ્યું ધ્યાન જ આજ્ઞામાં તો. ૨૨

૨૪ મજને તારા સર્વ સાક્ષ્યો હર્ષાનંદો દે છે,
ને મજ માટે તેઓ સર્વ મંત્રી થઈને રે છે. ૨૩

## દાલેથ.

૨૫ મારો આત્મા નબળો થેને મળિયો ધૂળજ સાથે,
મજને તું જીવાડી લેજે તારી શુભ શુભ વાતે. ૨૪

૨૬ મેં તો તારા માર્ગો વર્ણ્યા   તેં મજ ઉત્તર દીધા,
મજને તારા સર્વે નેમો   શીખવ સર્વે સીધા. ૨૫

૨૭ મજને તારા આજ્ઞા પંથો   પ્રગટાવો બહુ સારા,
તેથી તારા અચરત કૃતનું   ધ્યાન ધરૂં સહુ વારા. ૨૬

૨૮ બહુ ઉદાસીથી મજ આત્મા   ગળતો ગળતો જાએ;
તારી વાત પ્રમાણે મજને   કરજે દૃઢ સદાએ. ૨૭

૨૯ મજથી મિથ્યા માર્ગો સર્વે   દૂર કરીને સ્થાપો,
ને સહુ તારાં શાસ્ત્રો મજને   બક્ષી સર્વે આપો. ૨૮

૩૦ સત્યપણાના માર્ગો સર્વે   મેં તો પરસંન કીધા.
ને સહુ તારાં ન્યાયકરણ તો   પાળીને મેં લીધાં. ૨૯

૩૧ હું સહુ તારા સાક્ષીને તો   વળગ્યો છું બહુ ભારે,
માટે હે પ્રભુ મજને તું તો   લજવિશ નહિ કો વારે. ૩૦

૩૨ હે પ્રભુ મારા મનને તું તો   ઉદાર કરશે જ્યારે,
ત્યારે હું તુજ આજ્ઞા માર્ગે   દોડિશ તેણી વારે. ૩૧

હે.

૩૩ હે પ્રભુ તારા આજ્ઞા માર્ગો   શિખવ મજને સારા,
કે છેવટલગ હું તો તેને   માનિશ મન મોઝારા. ૩૨

૩૪ ઓ પ્રભુ, મજને સમજણ દે કે   માનું નેમ તમારા.
ને હું મારા આખા મનથી   પાળીશ બહુજ પ્રકારા. ૩૩

૩૫ તારી આજ્ઞા પંથે મજને   દોર ચલાવી તું તો.
કાંકે તેમાં પામું ભારે   ખુશી મોટી હું તો. ૩૪

૩૬ તુજ સાક્ષાની ગમનો મારૂં   મનડું તો ફેરાવો;
ને સહુ તારા માર્ગો મધ્યે   મજને તો જીવડાવો. ૩૫

૩૭ સર્વે વ્યર્થપણું જોવાથી   મારી આંખ ફિરડાવો,
ને સહુ તારા માર્ગો મધ્યે   મજને તો જીવડાવો. ૩૬

૩૮ ને જે તારા સેવક ડરતા   રેછે   વારંવારા,
તેને માટે સર્વે વચનો   દૃઢ કરોજ તમારાં. ૩૭

૩૯ જે અપમાન થકીજ ડરૂંછું ફેરવ મજથી એતો,
કાંકે તારા સર્વ ન્યાયો ઉત્તમ છે બહુ તે તો. ૩૮

૪૦ જો પ્રભુ હું તો તુજ આજ્ઞામાં લોભાયો છું ભારે,
માટે તારા ન્યાયપણાથી જીવન દે નિરધારે. ૩૯

## વાવ.

૪૧ હે જીહોવા તારી કરૂણા મજપર આવી રેશે,
ને તુજ વચન પ્રમાણે તારૂં તારણ મજને દેશે. ૪૦

૪૨ હું મજ નિંદા કરનારાને ઉત્તર આપું સારો,
કાંકે તારી વાતોમાં છે પૂર્ણ ભરોસો મારો. ૪૧

૪૩ મારા મુખથી સતની વાતો છેક ન લેજે તું તો,
કાંકે તારા ન્યાયકરણની આશા કરૂંછું હું તો. ૪૨

૪૪ હું તો પોતે સદાય કાળે મારા મનથી સારાં,
તારા નેમો કેરાં શાસ્ત્રો પાળિશ વારંવારા. ૪૩

૪૫ હું તો પૂરો છુટો થઈને ચાલ્યો જૈશ નિરધારા;
કાંકે તારા સહુ વિધિઓને શોધુંછું સહુ વારા. ૪૪

૪૬ હું તો રાજન પાસે તારાં શાસ્ત્રો પ્રગટૂં સારાં,
ને હું લાજું નહિ કો વારે મારા મન મોઝારા. ૪૫

૪૭ હું તો તારી આજ્ઞા માંહી ખુશ થયો બહુ ભારે,
કાંકે તેમાં મેં તો પ્રીતજ કીધી બહુજ પ્રકારે. ૪૬

૪૮ તુજ આજ્ઞા ગમ મેં પ્રીતલડી કીધી છે બહુ સારી,
એજ ભણી હું ભુજ ઉઠાવિશ શાસ્ત્રે ધ્યાનજ ધારી. ૪૭

## જૈન.

૪૯ તારા સેવક માટે તારી વાતો લે સંભારી,
કે જેના પર તેં તો તેને આશ કરાવી સારી. ૪૮

૫૦ મારાં સર્વ દુઃખો માંહી એથી દીલાસો છે,
કાંક તારા વચને મજને જીવાડી લીધો છે. ૪૯

૫૧ હંકારી સહુ મારા પર તો બોલ્યા બહુ ધિક્કારે;
તો પણ હું તો તુજને મૂકી હઠિયો ને કો વારે. ૫૦

૫૨ હે પ્રભુ પૂર્વેથી તુજ ન્યાયો મેં સંભાર્યા આશા,
તેથી હું તો મનમાં પામ્યો મોટા બહુ દીલાશા. ૫૧

૫૩ ભૂંડા ત્યાગનહારે તારો નેમજ ત્યાગી દીધો,
તેને માટે ભારે ત્રાસે મજને પકડી લીધો. ૫૨

૫૪ મારા પ્રવાસ કેરા ઘરમાં તુજ આજ્ઞાના ધારા,
તે તો મારે માટે ગાવા ગીત થયાં છે સારાં. ૫૩

૫૫ હે પ્રભુ તારૂં નામજ રાત્રે મેં લીધું સંભારી,
ને સહુ તારી આજ્ઞાઓને પાળી મનથી સારી. ૫૪

૫૬ મેં તો તારી આજ્ઞા પાળી, પ્રીતે વારંવારે,
તેથી હું તો એવાં એવાં ફળને પામ્યો ભારે. ૫૫

ખેથ.

૫૭ ઓ જીહોવા તું છે મારો ભાગજ સહુથી સારો,
મેં કહ્યું કે તારી આજ્ઞા હું તો પાલનહારો. ૫૬

૫૮ મેં તુજ પાસે આખા મનથી કરૂણા માગી સારી,
મારે તારી વાત પ્રમાણે ઉત્તર આપ સુકારી. ૫૭

૫૯ મેં મજ માર્ગો કેરા મનમાં વિચાર બહુજ ચલાવ્યા,
ને તુજ સર્વે સાક્ષીની ગમ મેં મજ પગ ઉઠાવ્યા. ૫૮

૬૦ તારી સર્વે આજ્ઞાઓ તો કરવા સર્વદાઈ,
મેં તો મોટી જલદી કીધી વાર લગાડી નાહીં. ૫૯

૬૧ દુષ્ટોના સહુ બંધે તો બહુ મજને ઘેરી લીધો,
તો પણ મેં તો તારો નેમજ ભૂલી નાહીં દીધો. ૬૦

૬૨ તારાં સાચાં ન્યાયીકરણો પૂરાં કરવા માટે,
ને તુજ સ્તોત્રો ગાવા માટે ઉઠયો અડધી રાતે. ૬૧

૬૩ જે જે તુંથી ડરતા જન છે રહેંછું તેની સાથે,
ને જે તારી આજ્ઞા પાળે રહેંછું તે સંગાથે. ૬૨

૬૪ હે જીહોવા આ આ જગમાં છે તુજ કરૂણા ભારે,
તારી સર્વ આજ્ઞા મજને શીખવ વારંવાર. ૬૩

તેથ.

૬૫ ઓ પ્રભુ તેં તુજ સેવકનું તો ઉત્તમ કીધું ભારે,
તારાં વચન પ્રમાણે તેં તો કીધું છે નિરધારે. ૬૪

૬૬ મજને સારાં વિવેક ડાપણ દેજે તું શિખાવી,
કાંકે મેં તુજ આજ્ઞા કેરો ભાવ ધર્યો મન લાવી. ૬૫

૬૭ હું તો દુખના પેલાં ભટક્યો ભુંડા પથ માઝારી,
પણ હમણાં મેં તારાં વચનો પાળ્યાં મનમાં ધારી. ૬૬

૬૮ તું તો પોતે છે બહુ ઉત્તમ, ને છે શુભ કરનારો,
મજને તારા સર્વે વિધિનો શિખવજે સહુ ધારો. ૬૭

૬૯ સહુ હંકારી લોકોએ તો યોજી વાત નકારી,
પણ હું મારા આખા મનથી આજ્ઞા પાળિશ તારી. ૬૮

૭૦ તેનાં મનતો ચરબી જેવાં પુષ્ટ થયાં છે ભારે,
પણ હું તારાં શાસ્ત્રોમાંહી હર્ખું વારંવારે. ૬૯

૭૧ હું જ થયો બહુ દુઃખિત ભારે તે છે મજને સારૂં,
કાંકે તેથી તારા નેમો શિખવા ધ્યાન જ ધારૂં. ૭૦

૭૨ તારા મુખનાં સર્વે શાસ્ત્રો ઉત્તમ છે મજ માટે,
સહસ્ત્ર સુના રૂપા કરતાં તે ઉત્તમ બહુ વાતે. ૭૧

યાદ.

૭૩ તુજ હાથે મજને તેં કીધો પૂર્ણ રચીને સારો,
મજને સમજણ દે કે હું તો થૌં આજ્ઞા શિખનારો. ૭૨

૭૪ તુજથી ડરતા માનવ મજને જોતાં બહુ હર્ખાશે,
કાંકે મેં તો તુજ વાતોની આશા ધરી વિશ્વાસે. ૭૩

૭૫ હે પ્રભુ, હું તો જાણુંછું કે સાચા છે તુજ ન્યાયો,
કાંકે તેં તો સાચપણાથી મજને બહુ દુખાવ્યો. ૭૪

૭૬ મજ દીલાસા માટે તારી  કરૂણા મોટી થાજો,
તે તુજ વચન પ્રમાણે સેવક  માટે થાતી જાજો. ૭૫

૭૭ તુજ કરૂણા મજ ઉપર આવે  કે હું જીવું તેથી,
કાંકે તારાં શાસ્ત્રો માંહી  મજ ખુશી છે એથી. ૭૬

૭૮ જૂઠા સહુ સરમાશે કાંકે  મજપર વાંકું કીધું,
પણ તુજ નેમો પાલન માટે  રાખિશ ધ્યાન જ સીધું. ૭૭

૭૯ તુજ સાક્ષીના જાણીતા સહુ  ને તુજથી ડરનારા,
તેઓ સર્વે પાછા વળશે  મારી ગમ નિરધારા. ૭૮

૮૦ મારૂં મન તુજ આજ્ઞામાંહીં  પૂરૂં રિદ્ધ કરાશે,
કે તેથી મજને કો કાળે  લાજ કદી નહીં થાશે. ૭૯

કાફ.

૮૧ મારો જીવ તુજ તારણ માટે  જીર્ણ થયો છે ભારી,
પણ હું તારી વાતો માંહી  આશા ધરૂંછું સારી. ૮૦

૮૨ તારાં વચનો કાજે મારી  આંખ્યો તો ઝંખાઈ
ક્યારે શાંતિ તું તો, આપે?  એમ કહું મનમાંઈ. ૮૧

૮૩ ધૂમાડામાં કુંપી જેવો,  હું જ થયોછું દુઃખી,
તો પણ તારી આજ્ઞા સર્વ  વિસારી ના મૂકી. ૮૨

૮૪ તારો સેવક ક્યાંલગ જીવે?  તે તું કેજે આપે.
મારી પૂઠે લાગે તેનો  ન્યાય જ ક્યારે સ્થાપે? ૮૩

૮૫ ગર્વિષ્ટોએ મારે સારૂ,  ખાડા ખોદ્યા ભારે,
તેઓ તારા નેમો નાહીં  માને કોઈ વારે. ૮૪

૮૬ તુજ આજ્ઞા સહુ વિશ્વાસુ છે  માટ કરો સાહ્ય મારી;
જૂઠપણાથી તેઓ મજને  દુઃખાવે છે ભારી. ૮૫

૮૭ તેઓએ તો ભૂપર મજને  ગળવાને તો કીધું,
તો પણ મેં તો તારૂં શાસ્ત્ર  મૂકી નાહીં દીધું. ૮૬

૮૮ તારી કરૂણા લાયક મજને જીવાડો સહુ કાળે,
તેથી તારા મુખનાં સાક્ષો પાળું પૂરાં વ્હાલે. ૮૭

## લામેદ.

૮૯ હે જીહોવા, તારી વાતો આકાશોમાં રેછે,
સ્થાપિત થૈને તેમાં એ તો સર્વ કાળ વસેછે. ૮૮

૯૦ તારૂં સત્યજ પેઢી પેઢી સ્થિરજ થૈને રેછે,
તેં તો જગજે સ્થાપિત કીધી માટે દૃઢ ટકેછે. ૮૯

૯૧ તે તો હમણાં સુધી રેછે તારા નેમ પ્રમાણે,
કાંકે તે તુજ દાસો થૈ ને, રેછે સહુ ઠેકાણે. ૯૦

૯૨ જો નહિ હોતજ મારી ખૂશી તારાં શાસ્ત્રોમાંહી,
તો હું મારાં દુઃખો મધ્યે થાતજ નાશ સદાઈ. ૯૧

૯૩ તારી સર્વે જે જે આજ્ઞા ભૂલું ના કોવારે,
કારણ કે તેં તેથી મજને જીવાડ્યો છે ભારે. ૯૨

૯૪ હું છું પોતે સેવક તારો, માટે લેજે તારી;
કાંકે મેં તો તારી આજ્ઞા શોધી છે સંભારી. ૯૩

૯૫ મારો નાશજ કરવા માટે દુષ્ટે જોઈ વાટો,
પણ હું તારી સાક્ષો કેરી સંભારૂંછું વાતો. ૯૪

૯૬ સહુ પૂરણતા કેરા અંતો મેં તો જોયા ખોળી;
પણ છે વિશાળ તારી આજ્ઞા સર્વેથી બહુ પોળી. ૯૫

## મેમ.

૯૭ તારાં શાસ્ત્રો માંહે કેવી મારી પ્રીતિ રેછે?
તેના ઉપર મારૂં ધ્યાનજ સર્વ સમે ચાલેછે. ૯૬

૯૮ ને તુજ વાતે રિપૂથી મજને ડાહ્યો કીધો ભારે,
કાંકે તે તો મારી સંગે રેછે સર્વ ઠારે. ૯૭

૯૯ મારા સર્વે શિક્ષક કરતાં હું સમજુંછું ભારે,
કાંકે તારાં સાક્ષોમાં હું ધ્યાન ધરૂં બહુ વારે. ૯૮

૧૦૦ મારા પિતરો કરતાં હું તો જાણુંછુંજ વધારે,
કાંકે હું તો તારા નેમો પાળું વારંવારે. ૯૯

૧૦૧ સર્વ જૂઠા માર્ગોમાંથી મેં પગ રોકી દીધા
કારણ કે તુજ આજ્ઞાપાલન કરવાએમજકીધાં. ૧૦૦

૧૦૨ તારા સર્વ ન્યાયોથી હું પાછો હઠિયો નાહીં,
કાંકે તેં તો મજને સમજુ કીધો સર્વ દાઈ. ૧૦૧

૧૦૩ તારાં વચનો મજને કેવાં મીઠાં તો લાગેછે;
કાંકે મારા મુખડા માંહે મધથી મીઠાં તે છે. ૧૦૨

૧૦૪ તારી સર્વે આજ્ઞાઓથી હું સમજુંછું સારૂં,
માટે હું સહુ જૂઠા માર્ગો કંટાળી ધિક્કારૂં. ૧૦૩

### નુંન.

૧૦૫ તારી વાતો મજ પગ માટે દીવો છે પ્રકાશી,
ને છે મારા મારગ કાજે અજવાળું ઉજાશી. ૧૦૪

૧૦૬ મેં તો જે જે સોગન ખાધા તે હું પૂરા વાળું,
ને તારા જે સાચા ન્યાયો તે સહુ પૂરા પાળું. ૧૦૫

૧૦૭ મજને તો બહુ ભારે દુઃખો આવ્યાં આખો દાડી,
હે પ્રભુ તારી વાત પ્રમાણે તેથી લે જીવાડી. ૧૦૬

૧૦૮ હેપ્રભુતુંમજમુખનીઇચ્છાનાં અર્પણ માની લેજે,
ને સહુ તારા ન્યાયીકરણો શિખવીમજનેદેજે. ૧૦૭

૧૦૯ મજહાથેળીમાંમજઆત્મા રેહેછે સર્વદાઈ,
પણ હું તારાં શાસ્ત્રો સર્વ ભૂલી જાઈશ નાઈ. ૧૦૮

૧૧૦ દુષ્ટોએ મજ માટે ફાંદા મૂક્યા છે નાખીને,
તોપણ તારી આજ્ઞાઓથી નાઠો ના ભટકીને. ૧૦૯

૧૧૧ સદાય તારાં સાક્ષોને મેં વતનો કીધાં મારાં,
કાંકે તે તો મારા મનને છે ખુશી દેનારાં. ૧૧૦

૧૧૨ તારી સર્વે આજ્ઞાઓ હું છેવટ સુધી પાળું,
માટે મેં તો મારા મનને મનવી પાછું વાળું. ૧૧૧

## શામેખ.

૧૧૩ સર્વ અવળાં ફીકરને હું પૂર્ણપણે કંટાળું,
પણ તારાં સહુ શાસ્ત્રો મજને લાગે છે મમતાળુ. ૧૧૨

૧૧૪ તું છે મારી ઢાલજ સાચી ને છુપવાની જગ્યા,
મેં તજ વાતોમાં બહુ આશા રાખી તેમ ન લાગ્યા. ૧૧૩

૧૧૫ સવ દુરાચારી તમ મજથી, જાઓ, આઘા નાસી,
કાંકે હું મજ પ્રભુની આજ્ઞા માનિશ મનથી ખાસી. ૧૧૪

૧૧૬ હે પ્રભુ તારા વચન પ્રમાણે કરજે રક્ષણ તું તો,
કે હું જીવું; ને ના લાજું મજ આશામાં હું તો. ૧૧૫

૧૧૭ ઓ પ્રભુ મજને આપે ઝાલો કે પાકું નિસ્તારો,
કાંકે હું તુજ આજ્ઞા પરતો લક્ષજ બહુ કરનારો. ૧૧૬

૧૧૮ તુજ આજ્ઞાથી ફરનારાને કચર્યા તેં તો ભારે,
કાંકે તેના સહુ છળ ભેદો મિથ્યા વારંવારે. ૧૧૭

૧૧૯ જગના સર્વે ભૂંડાને તું મેલ સરીખા લાગે,
એ માટે તુજ સાક્ષીમાંહીં મારી મમતા લાગે. ૧૧૮

૧૨૦ તારી બીક મારી દેહ થર થર ધ્રુજે કાંપી,
ને સહુ તારાં ન્યાયકરણથી ત્રાસુંછું અઘાપી. ૧૧૯

## આઈન.

૧૨૧ મેં તો પોતે ન્યાયો કીધા ને સર્વે સાચાઈ,
માટે મજને નાહીં સોંપો મજ જાલમની માંહી. ૧૨૦

૧૨૨ રૂડું કરવા સેવકનો તું જામીન થા સહુ વારે,
કાંકે મજપર હંકારી સહુ જુલમ ના ગુજારે. ૧૨૧

૧૨૩ તારા તારણ માટે મારી આંખ્યો તો જંખાઈ,
ને તુજ ન્યાયી વચનો માટે તેઓ છેક ખવાઈ. ૧૨૨

૧૨૪ તુંજ સેવકની સાથે કરજે તારી રેમ પ્રમાણે,
ને સહુ તારી આજ્ઞા મજને સીખાવો સહુ ટાણે. ૧૨૩

૧૨૫ હું છું તારો સેવક પોતે માટે સમજણ દેજે,
કે હું સર્વ જાણીશ સાક્ષી તારી હોશે જે જે. ૧૨૪

૧૨૬ ઓ જીહોવા કામો કરવા આવ્યા વખ્તો તારા,
કાંકે તેણે તારાં શાસ્ત્રો રદ કસ્યાં બહુ સારાં. ૧૨૫

૧૨૭ પણ હું તારી આગ્નાઓને માનું મોટી પ્રીતે,
માટે ચોખા સોના કરતાં ઇચ્છુછું બહુ રીતે. ૧૨૬

૧૨૮ માટે તારી આગ્નાઓ જે ને સર્વ તુજ વાતો,
એઓને હું પ્રેમ માની કંટાળું કુવાટો. ૧૨૭

પે.

૧૨૯ તારાં સર્વે સાક્ષો તો છે અચરત જેવાં ભારે,
માટે મારો જીવજ તેને માનેછેજ વધારે. ૧૨૮

૧૩૦ તારી વાતો ઉઘાડવાથી આપેછે ઉજાસો,
ને સહુ ભોળા લોકોને તે દેછે ગ્નાન પ્રકાશો. ૧૨૯

૧૩૧ મેં મજ મૂખડું ઉઘાડીને આસો દીધા નાખી,
કાંકે મેં તજ આગ્ના કેરી મોટી ઇચ્છા રાખી. ૧૩૦

૧૩૨ મારી ગમ તું ફરતાં જોઇ કર કરૂણા સહુ ટાણે,
તુજ પ્રેમીને પ્રીતજ કરજે તારો રીત પ્રમાણે. ૧૩૧

૧૩૩ મારા પગનાં સર્વે ડગલાં ગોઠવ તારી વાતે,
કે પાપો મજ સ્વામી થઇને રૈશે ના મજ માથે. ૧૩૨

૧૩૪ જાલમ માનવથી તું મજને છોડાવીને લેજે,
તેથી હું તો તારી સર્વે પાળું આગ્ના જે જે. ૧૩૩

૧૩૫ તારા સેવક ઊપર તું તો મુખડું દે ચમકાવી,
ને તારી તો આગ્ના સર્વે મજને દે સમજાવી. ૧૩૪

૧૩૬ મારી આંખ્યો મધ્યેથી તો વેછે જળની ધારા,
કાંકે તેણે પાળ્યા નાહીં તુજ નેમોના ધારા. ૧૩૫

### ત્સાદે.

૧૩૭ હે જીહોવા તું તો પોતે છે સાચોજ સદાઈ,
ને સહુ તારા ઈનસાફો છે સાચા ને બહુ ન્યાયી. ૧૩૬

૧૩૮ તેં તો તારાં સાક્ષો કેરી આપી આજ્ઞા જે જે,
તેઓ સર્વ સાચી, ને બહુ વિશ્વાસુ છે તે તે. ૧૩૭

૧૩૯ તારી સર્વ આસ્થાએ તો મારો ક્ષયજ કીધો,
કાંકે મજ વૈરીએ તારો શબ્દજ ભૂલી દીધો. ૧૩૮

૧૪૦ તારાં સર્વ વચનો તો છે નિર્મળ બહુજ પ્રકારે;
તારે દાસે તેની પ્રીતજ કીધી છે બહુ ભારે. ૧૩૯

૧૪૧ હું તો નાનો છેક થયો છું ને બહુ ધિક્કારેલો;
તો પણ તારી આજ્ઞાઓને છું નહિ છેક તજેલો. ૧૪૦

૧૪૨ તારૂં સર્વ સાચપણું તો અનંત સાચું રેછે,
ને સહુ તારા નેમો કેરી વાતો સત્ય ટકેછે. ૧૪૧

૧૪૩ દુઃખ ને સંતાપે મજને પકડીને બહુ લીધો,
પણ મેં તારી આજ્ઞાઓમાં હર્ષાનંદજ કીધો. ૧૪૨

૧૪૪ તારાં સાક્ષો ન્યાયપણું છે ને તે અનંત રેછે,
હું તો જીવું માટે મજને તું તો સમજણ દેછે. ૧૪૩

### કોફ.

૧૪૫ મેં તો મારા આખા મનથી અર્જી કીધી સારી;
ઓ પ્રભુ, ઉત્તર આપો કે હું આજ્ઞા પાળું તારી. ૧૪૪

૧૪૬ હે પ્રભુ, મેં તો અર્જી કીધી માટે મજને તારો,
તેથી હું તો તુજ સાક્ષોનો થાઉં પાલનહારો. ૧૪૫

૧૪૭ પ્રોઢો પેલાં ઊઠીને મેં તુજને હાંકો મારી,
ને મેં તારી વાતોમાં બહુ આશા રાખી સારી. ૧૪૬

૧૪૮ રાત વિખેના પોરાની મેં આંખે જોઈ વાટો,
તારાં સર્વ વચનો કેરૂં ધ્યાનજ ધરવામાં તો. ૧૪૭

૧૪૯ તારી કરૂણાનેજ પ્રમાણે શબ્દો સૂણી લેજે,
ને તુજ ન્યાયોનેજ પ્રમાણે મજને જીવન દેજે. ૧૪૮

૧૫૦ ભુંડું કરનારા તો સર્વ પાસે આવ્યા તેઓ,
તારાં સર્વ શાસ્ત્રોથી તે દૂર હતા સહુ એઓ. ૧૪૯

૧૫૧ હે જીહોવા, તું તો પોતે પાસે પાસે રેછે,
ને સહુ તારી આજ્ઞાઓ તો સાચી સ્થિર ટકેછે. ૧૫૦

૧૫૨ તારાં સાક્ષો વિશે મેં તો જાણ્યું છે પેલાંથી,
કાંકે તેને તેં સહુ કાળે સ્થાપ્યાં છે સ્થિરતાથી. ૧૫૧

રેશ.

૧૫૩ મારાં સર્વ દુઃખો જોઈ કરજે મોક્ષ સદાઈ,
કાંકે સર્વ તારા નેમો હું તો ભૂલ્યો નાહીં. ૧૫૨

૧૫૪ મારૂં સત પ્રગટાવી તું તો મજને છોડી લેજે,
મજને તારાં વચન પ્રમાણે જીવન આપી દેજે. ૧૫૩

૧૫૫ દુષ્ટોથી તો તારૂં તારણ રેછે આઘું ભારે;
કાંકે તેણે તારી આજ્ઞા શોધી ના કોવારે. ૧૫૪

૧૫૬ હે પ્રભુ, તારી સર્વ કરૂણા છે મોટી ને ભારી,
મજને તારા ન્યાય પ્રમાણે જીવન દે સુકારી. ૧૫૫

૧૫૭ મજ વૈરી ને છેતરનારા છે બહુ જગની માહીં
તો પણ હું તુજ સાક્ષોથી તો હટિયો નાહીં કાંઈ. ૧૫૬

૧૫૮ મેં સહુ નેમો ભંગી જોયા, તેથી તે ઉદાસી,
કાંકે તેણે તારાં વચનો પાળ્યાં નહિ ઉજાસી. ૧૫૭

૧૫૯ મેં તુજ આજ્ઞા પર પ્રીત રાખી તે તું જોઈ લેજે,
ને સહુ તારા રેમ પ્રમાણે મજને જીવન દેજે. ૧૫૮

૧૬૦ તારીં વાતો કેરો સારજ છે એ તો સત ન્યાયી,
ને સહુ તારાં ન્યાયી કરાણો રેછે સર્વ સદાઈ. ૧૫૯

## શીન.

૧૬૧ સરદારોએ કારણ વિના મજને પૂર્ણ સતાવ્યો,
પણ મેં તારી વાતે ડરતાં મારો જીવ દબાવ્યો. ૧૬૦

૧૬૨ હું તો તારાં વચનોમાંહીં ખુશી છું બહુ વારે,
મોટી લૂટ પામે તેવો હું આનંદી ભારે. ૧૬૧

૧૬૩ હું તો સર્વ મિથ્યા વાદો કંટાળી ધિક્કારૂં,
ને સહુ તારા નેમો માંહે મોટી મમતા ધારૂં. ૧૬૨

૧૬૪ તારા સાચા ન્યાયો માટે ગાન કરૂં છું સારૂં,
સાત વખત હું દાડા માંહે સ્તોત્ર કરૂં છું તારૂં. ૧૬૩

૧૬૫ તુજ શાસ્ત્રોના પ્રેમી જનને, શાંતજ છે બહુ મોટી,
તેઓ સર્વે નાહીં ખાશે ઠેસો સર્વે ખોટી. ૧૬૪

૧૬૬ હે પ્રભુ, મેં તુજ તારણકેરી રાખી છે બહુ આશા,
ને મેં તારા સર્વે નેમો પ્રીતે પાળ્યા ખાસા. ૧૬૫

૧૬૭ મજ આત્માએ તારાં સાક્ષો પાળ્યાં છે બહુ પ્રીતે,
ને હું તેમાં મોટી મમતા રાખું છું બહુ રીતે. ૧૬૬

૧૬૮ મેં તજ આજ્ઞાને તુજ સાક્ષો, પાળ્યાં છે બહુ સારાં,
કાંકે તારી સન્મુખમાં છે માર્ગો સર્વે મારા. ૧૬૭

## તાવ.

૧૬૯ હે જીહોવા, મારી બૂમો તારી પાસે આવે,
તારી વાત પ્રમાણે મજને તું શુભ જ્ઞાન અપાવે. ૧૬૮

૧૭૦ મારી સર્વે અરજીઓ તો આવે પાસે તારી,
ને મજને તુજ વચન પ્રમાણે વેળા લેજે તારી. ૧૬૯

૧૭૧ મારા બંને હોઠો ગાતાં સ્તોત્રો કરશે ભારી,
કાંકે તેં તો તારી આજ્ઞા મજને શિખવી સારી. ૧૭૦

૧૭૨ મજ જીભલડી તુજ વાતોનું ઉત્તર આપી કેશે,
કાંકે તારી સર્વે આજ્ઞા સદાઈ ન્યાયી રેશે. ૧૭૧

૧૭૩ મજને તારો હાથજ આપે સાધ્ય સર્વ સારી,
કાંકે સર્વે તારી આજ્ઞા નિવડેલી છે મારી. ૧૭૨

૧૭૪ હે પ્રભુ, હું તો તારૂં તારણ ઇચ્છું વારંવારે,
કાંકે તારાં શાસ્ત્રોમાં છે મજ ખુશી બહુ ભારે. ૧૭૩

૧૭૫ હે પ્રભુ મારો જીવ જીવીને તો સ્તુતિ કરશે તારી,
ને સહુ તારાં ન્યાયી કરણો સહાય કરશે મારી. ૧૭૪

૧૭૬ ભટક્યો ભૂલ્યા મેંઢ પેઠે હું, તમ સેવકને શોધો,
કારણકે તુજ આજ્ઞાઓના વિસર્યા નહિ હું બોધો. ૧૭૫

शीढी पर चडती वखते गावानुं गीत.

गीत १२०. छंद विक्रांत. अक्षर १७. मात्रा २४. ताळ ६.

(–‿‿–‿‿–‿‿–,‿‿–‿‿––)

૧ દુઃખ સમે પ્રભુ પાસજ મેં બહુ સાદજ કીધો;
તે પ્રભુએ સહુ સાંભળતાં શુભ ઉત્તર દીધો, ૧

૨ જૂઠ તણા સહુ હોઠ થકી પ્રભુ આપ ઉગારો;
ને કપટી સહુ હોઠ થકી પ્રભુ આપ ઉધારો. ૨

૩ જૂઠ તણી સહુ જીભ તને ફળ શુંજ અપાશે?
શું તજ માટ વળી તજને ભરપૂર કરાશે? ૩

૪ શક્તિતણા સહુ માનવનાં મળશે બહુ તીરો;
ને મળશે બહુ રેથમના ઝગતા અણગીરો. ૪

૫ કેદર વસ્તી કરી, ફરતો બહુ શેકમ માંહી;
તેજ થકી મજને બહુ છે અફસોસ સદાઇ. ૫

૬ શાંતતણા સહુ દ્વેષકની નજદીક વસુંછું,
હું બહુ શાંતતણી ઇચ્છના કરતોજ રહુંછું. ૬

૭ જે વખતે પણ મેં વદતાં શુભ વાતજ કાઢી,
તેજ સમે અતિ રાગ થકી વઢવાડજ માંડી. ૭

शीडी पर चडती वखते गावानुं गीत.

गीत १२१. छंद विक्रांत. अक्षर १७. मात्रा २४. ताळ ६.

(–⏑⏑–⏑⏑–⏑⏑–,⏑⏑–⏑⏑––).

૧ હું નિરખું શુભ પર્વતમાં મજ નેત્રથકી તો;
કે મજને મદદો મળશે શુભ ત્યાંજ થકી તો. ૧

૨ છે પ્રભુથી મજ સાહ્ય ખરૂં અતિ તો સુખદાઈ;
વ્યોમ અને જગનો કરતા પ્રભુ છેજ સદાઈ. ૨

૩ તે તુજ પાય કદી લપસી ખસવા નહિ દેશે,
તે તુજ પાળક દેવ ખરો ઉંઘનો નહિ લેશે, ૩

૪ જો, ઈસરાયલ પાળક તો ઉંઘશે નહિ પોતે,
ને નહિ તે કરશેજ કદી નીંદઆપજ, જો તે. ૪

૫ ઈશ્વર છે તુજ પાળક, ને તુજહસ્ત ભણી તો,
ઈશ્વર આપ રહે જમણે, ભુજ છાંય કરી તો. ૫

૬ કે તુજને દિનમાં બહુ તો નહિ સૂર્ય પ્રહારે,
ને શુભ ચંદર રાત વિષે નહિ આપ વિદારે. ૬

૭ ઈશ્વર તો સહુ દુષ્ટ થકી શુભ તારણ દેશે,
ને તુજ જીવતણીજ વળી ખબરો બહુ લેશે. ૭

૮ તે તુજ આવન જાવનનું નિત રક્ષણ થાપે,
ઈશ્વર આપ સદા રખશી નિત તારણ આપે. ૮

---

शीडी पर चडती वखते गावा सारु गीत.

गीत १२२. छंद सवैयाबत्रीशा. ताळ ८. (४४,४४,,४४,४––)

૧ જીહોવાના મંદિર માંહે આપણ સર્વે જૈયે સંગે.
એવું જેણે મજને કીધું, હું હરખ્યો તે સાથ ઉમંગે. ૧

૨ હેશાલમ તુજ દ્વાર મધ્યે તો ઊભા રેશે ચરણો મારા,
૩ સજડ વસેલા નગરો જેવું, યરૂશાલમ તો છે નિરધારા. ૨

૪ ત્યાં તો કુળો, પ્રભુનાં કુળો, સર્વ ચઢે છે તે પર જાઈ,
ઈસરાયલના સાક્ષ્યોની ગમ કરવા પ્રભુનાં સ્તોત્ર સદાઈ. ૩

૫ કાંકે ત્યાં તો ન્યાયકરણનાં રાજ્યાસન તો છે સ્થાપેલાં,
ને ત્યાં દાઊદ કેરા ઘરનાં શુભ સિંહાસન છે માંડેલાં. ૪

૬ યરૂશાલમ કેરી તો શાંતિ સર્વે માગો વારંવારે;
કે જે તુજ પર પ્રેમ કરે છે તે સહુ સુખી થાશે ભારે. ૫

૭ તારા સર્વે કિલ્લા માંહે, મોટી કુશળતા તો થાશે;
ને સહુ તારા મેહેલો માંહે, કુશળતા તો થાય સદાએ. ૬

૮ મારાં સર્વે બંધવ માટે, બોલીશ હું તો મોઢે વાતો,
કે તમ સર્વે ઉપર થાશે નિત નિત ભારે કુશળતા તો. ૭

૯ દેવ અમારો જે પ્રભુ પોતે તેના તો શુભ મંદિર માટે,
હું તો પોતે નિત નિત તારૂં શોધિશ કલ્યાણ સર્વે વાતે. ૮

---

शीडी पर चडती वखते गावानुं गीत.

**गीत १२३.** छंद सर्वगामी. अक्षर २३. मात्रा ३८. ताल ८.

(‒‒◡‒‒◡‒‒◡‒‒,,◡‒‒◡‒‒◡‒‒◡‒‒)

૧ હે દેવ, આકાશમાંહે વસંતા, કરૂં આંખ ઊંચી તમારી ભણી રે.
૨ જો, જેમ દાસો રહે તાકતા તો ધણીઓ તણા સર્વ હાથો ભણી રે. ૧
દાસી રહે જેમ તાકી કરીને ધણીઆણી કેરા જ હસ્તો ભણી રે,
હે દેવ, તારી કૃપા પામવાને અમો તાકશું તેમ તારી ભણી રે. ૨
૩ હે દેવ રાખો દયા પૂર્ણ સારી, કરી રેમ પોતે અમારી ભણી રે;
કાંકે અમે તો ઘણા તુચ્છકારો અને બોલ નિંદા સહી છે ઘણી રે. ૩
૪ હંકાર ને ગર્વના તુચ્છકારો થયા છે ઘણા તો અમારી ભણી રે,
એ કારણે પૂર્ણ આત્મા થયો છે ભરેલો ઘણા તુચ્છકારો થકી રે. ૪

शीढी पर चडती वखते गावानुं दाउदनुं गीत.

गीत १२४. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताळ ४. (υ−−υ−−υ−−υ−−)

१ કહે ઇસરાએલ, સો ભૂપવાસે,
અમો માટ જો દેવ ને હોત પાસે,
૨ અમારી ભણી તો ચઢે લોક જ્યારે,
યહોવા નહીં હોત જો તેજ વારે, ૧

૩ બળે તેમના જે સમે ક્રોધ ભારે
અમોને સજીવા ગળી જાત ત્યારે.
૪ અમો સર્વને ડુબવી દેત પાણી,
અને જીવને નીર ત્યાં લેત તાણી, ૨

૫ ઘણાં તે સમે પૂર પાણી વઈને,
જતે જીવના ઉપરે તો થઈને.
૬ યહોવા સદા સ્તુત્ય હો તે મનાએ;
રહી કેમકે દાસ પાસે સદાએ, ૩

અમોને ન સોંપ્યા કદા શત્રુ હાથે,
થવા તેમના દાંતના ભક્ષ્ય માટે.
૭ પકા પારધીથી પક્ષી જેમ નાસે,
બચ્યો એમ હું તો જતાં રે વિનાશે. ૪

ગયો છે તુટી પાસ પૂરો વિનાશી,
અને હું બચ્યો છૂ જઈ દૂર નાશી.
૮ ખરી આપણી સાહ્ય છે દેવ નામે,
રચી છે ધરા વ્યોમ જેણે તમામે. ૫

---

शीढी पर चडती वखते गावानुं गीत.

गीत १२६. छंद निकात. अक्षर १७. मात्रा २४. ताळ ३.

(−υυ−υυ−υυ−,,υυ−υυ−−)

१ જે પ્રભુનો વિશ્વાસ કરે નહિ તે હલવાસે;
એજ સિયોન પેઠે ટકતાં નિત તો થિર થાશે. ૧

૨ જેમ રહે થિર પાહાડ ઘણા યરૂશાલમ પાસે,
તેમ સદા પ્રભુ આપ રહે નિજ લોકજ પાસે. ૨

૩ દુષ્ટ તણી ન છડી ટકશે સતિયા જનમાં રે,
કે સતિયા જન પાપ ભણી નિજ હાથ પસારે. ૩

૪ અંતરમાં બહુ શુદ્ધ અને અતિ ચોખ્ખ રહે જે,
હે પ્રભુ, તું નિત એ જનને શુભ તારણ દેજે. ૪

૫ જે જન કુટિલ પંથ વિષે નિત જાય ઉમંગે,
તે જનને બહુ માર દહે પ્રભુ દુષ્ટજ સંગે. ૫

તો પણ સૌ ઈસરાયલને પ્રભુ દેવ થકી તો,
પૂર્ણપણે બહુ થાય ખરી શુભ શાંતિ ઘણી તો. ૬

---

शीढी पर चडती वखते गावानुं गीत.

गीत १२६. छंद चोपाया. मात्रा २८. ताल ७. (४४,४४,,४४--)

૧ પ્રભુએ સિયોનથી પકડેલા પાછા આણ્યા જ્યારે,
સ્વપ્નું જોનારના જેવા, અમે હતા સહુ ત્યારે. ૧

૨ ત્યારે હસવાથી અમ મુખો ખુશ થયાં બહુ ભારે,
ને ઉત્સવથી પૂર્ણ હતી સહુ જીભ અમારી ત્યારે. ૨

ત્યારે એઓએ તો ભાખી પરદેશીમાં વાતો.
કે પ્રભુએ બહુ મોટાં કામો કીધાં તેઓમાં તો. ૩

૩ પ્રભુએ આપણ માટે મોટાં કામો કીધાં સારાં,
તેને માટે હર્ષ અમે બહુ કીધા છે નિરધારા. ૪

૪ હે પ્રભુ, દક્ષણ કેરાં પાણી વેતાં રેલે જેવાં,
સર્વ અમારા પકડેલાને પાછા આણો તેવા. ૫

૫ જે જન આંસુ પાડી રડતાં જાઈને વાવે છે,
તે તો હર્ષાનંદો સાથે જાઈને કાપે છે. ૬

૬ જે જન માથાં બી લૈ બાહેર રડતા તો જાએ છે,
તે નિજ પુળા લૈને માંહે હર્ષાતા આવે છે. ૭

शीडी पर चडवा माट सुलेमाननुं गीत.

गीत १२७. छंद हंसाळ. अक्षर २२. मात्रा ३७ ताळ ८.

(-ᴗ--ᴗ-,-ᴗ--ᴗ-,,-ᴗ--ᴗ-,-ᴗ--)

૧ દેવ જો આપ પોતે નહિ બાંધશે સ્થીર થાપી કરી ધામ જ્યારે,
તો બધા બાંધનારાતણા શ્રમ તો વ્યર્થ જાસે સદા છેક ત્યારે. ૧

જો યહોવા વળી આપના સાચવે શેર સારી પેઠે ધ્યાન રાખી,
તો બધા રક્ષકો વ્યર્થ થૈને ફરે, સર્વદા જાગતા રાત આખી. ૨

૨ પ્રોઢના પોરમાં ઊઠવું જાગતાં, રાતમાં બેસવું છેક મોડું,
ને વળી શ્રમથી અન્ન ખાવું બધું, એ તમો માટ છે સર્વ ખોટું. ૩

એમ તો દેવ પોતાતણા પ્રીયને રોજ તો આપશે ઊંઘ સારી;
૩ જો, યહોવા થકી છોકરાં તો બધાં, છે સદા વારસો એજ ભારી. ૪

ને વળી પેટનાં સૌ ફળો દેવનાં છે પ્રતિદાન તો નિરધારા.
૪ જેમ જોદ્ધાતણા હાથમાં બાણ છે, તેમ જુવાનીના પૂત્ર સારા. ૫

૫ તેમ જેઓ તણા સર્વ ભાથા વળી એ થકી છે ભરેલાજ ભારે,
તે બધા માનવી પૂર્ણ તો પામશે, ધન્યના વાદ તો વારવારે. ૬

તે વળી લાજશે નૈ કદી લાજથી એમ જાણો બધા મનમાંઈ,
તે બધા બોલશે શત્રુ સાથે વળી છેક ભાગોળમાં ઠેઠ જાઈ. ૭

---

शीडी पर चडती वखते गावानुं गीत.

गीत १२८. छंद रुचीरा. मात्रा ३०. ताळ ८. (४४,४४,,४४४-)

૧ જેઓ પ્રભુથી બીતા બીતા તેને માર્ગે ચાલે, જી;
તેઓ સર્વે ધન્ય મનાશે સદાય ને સહુ કાળે, જી. જે. ૧
૨ કાંકે તું તુજ હાથો કેરાં કામોનાં ફળ ખાશે, જી.
તારાં મોટાં સુખો વધશે, ને બહુ ક્ષેમ જ થાશે, જી. ૨
૩ જેવી તારા ઘરની પાસે છે બહુ દ્રાક્ષ લળેલી, જી;
તેવી તારી વૌ તો થાશે બહુ ફળથીજ ભરેલી, જી. ૩

તુજ છૈયાં તુજ બાજઠ પાસે, રેશે બહુ વિરાઇ, જી.
જૈતન વૃખની કલમો જેવાં રેશે બહુ ફેલાઇ, જી. ૪
૪ જુઓ, કે સહુ માનવ એવા પ્રભુથી બીતા રેછે, જી;
તેઓ પ્રભુથી આશીર્વાદો સદાય પામી લેછે, જી. ૫
૫ સિયોનમાંથી પ્રભુજી દેશે, તુજને આશીર્વાદો, જી;
તુજ જીવનમાં તું તો જોશે શાલમનાશુભનાદો, જી. ૬
૬ તું પોતાનાં છૈયાં કેરાં છૈયાંને તો દેખે, જી;
ને ઇસ્રાયલ કેરી શાંતિ તું તો નજરે પેખે, જી. ૭

सीढी पर चडती वखतें गावानुं गीत.

गीत १२९. छंद हचोरा. मात्रा ३०. ताळ ८. (४४.४४,,४,४४-)

૧ ઇસ્રાયલ તું કેજે હમણાં તારું મોટું ખોલી, જી;
નાન પણામાં તેણે દુઃખો દીધાં, તે કે બોલી; જી. ધ્રુ. ૧
૨ નાનપણાથી તેણે દુઃખો દીધાં, વારંવારે, જી.
તો પણ તેણે મજને નાંહીં હરાવી નાંખ્યો ભારે, જી. ૨
૩ મારી પીંઠે હળને હાંકી, હળિયે ચાસો પાડયા, જી.
૪ સાચા દેવે દુષ્ટોના સહુ દોર તોડી કાડયા. જી. ૩
૫ જેઓ સિયોન કેરા દ્વેશી, શરમે છે બહુ ભારે, જી,
તેઓ સર્વે લાજી પાછા ફરશે તેણી વારે, જી. ૪
૬ ઘર ઉપરના ઘાસજ જેવા વધતાં ચિમળી જાયે, જી;
સર્વે દુષ્ટો એવા થાશે કે પળમાં સુકાયે, જી. ૫
૭ તેને કાપન હારા કેરા, હાથ ભરાશે નાંહી, જી;
તેના પૂળા બાંધન હારા લેનહિ બાથો માંહી, જી. ૬
૮ જે જે માર્ગે ચાલન હારા તે કેશે ના કાંયે, જી,
કે પ્રભુ કેરા આશીર્વાદો, તારા ઉપર થાયે, જી. ૭
જીહોવાને નામે એવા, મોટા આશીર્વાદો, જી,
તમને દેયે છીયે ભારે પ્રભુ કેરા ધન્યવાદો, જી. ૮

शीढी पर चडती वखते गावानुं गीत.

**गीत १३०.** छंद हंसाळ. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(-⏑--⏑-,-⏑--⏑--⏑-,,-⏑-,-⏑--)

૧ હે યહોવા, ઘણા નીચ ઠામે થકી, મેં તમો પાસ બોબૂમ પાડી;
૨ હે યહોવા, તમો સાંભળો શબ્દ સૌ, આપનો કાન દેતાંજ દાડી. ૧

૩ જો, યહોવા, તમો પાપનાં કામ સૌ, લક્ષથી પેખશો વારવારે,
તો, યહોવા ધણી, કોણ ઉભો રહે તેજ ઠામે વળી સ્થીર ત્યારે ? ૨

૪ હે યહોવા, તમો પાસ માફી ઘણી છે, વળી શ્રેષ્ટને સુખકારી;
એ થકી સર્વદા આપના નામની બીક થાશે બધે પૂર્ણ જારી. ૩

૫ રોજ હું દેવની વાટ જોઉં ઘણી પૂર્ણ ભાવે કરી શુદ્ધ સારી,
ને વળી, રોજ તો જીવ મારો બધો વાટ જુએ, ખરી આશ ધારી. ૪

૬ જેમ પેરેગીરી વાટ જુએ ખરી પૂર્ણ પ્રભાતની ધ્યાન ધારી,
તેમ મારો સદા જીવ જોશે ખરો, દેવ સ્વામી તણી વાટ સારી. ૫

૭ સર્વ ઈસ્રાયલી, દેવ વિશ્વાસમાં રાખજે પૂર્ણ તો જીવ તારો,
કેમકે દેવની પાસ છે કોરપા, ને વળી પૂર ઉદ્ધાર સારો. ૬

૮ તે વળી ઈસરાએલનાં પાપથી તારશે તેમનાં બંધ તોડી.
(એજ માટે બધા વંદજો દેવને ગીત ગાતાં અને હસ્ત જોડી). ૭

---

शीढी पर चडती वखते गावानुं गीत.

**गीत १३१.** छंद विक्रांत. अक्षर १७. मात्रा २४. ताळ ६.

(–⏑⏑–⏑⏑–⏑⏑–,⏑⏑–⏑⏑––)

૧ હે પ્રભુ, ગર્વ નથી ધરતો મન અંતરથી હું;
ને અભિમાન નથી કરતો મન આંખથકી હું. હે. ૧
જે સહુ વાત વળી બહુ છે અતિ ભેદજ કારી,
તે પથમાં નહિ પાય ધરૂં મન ભાવ વધારી. હે. ૨

૨ દૂધ તજેલજ બાળ પેઠે અતિ હું જ ધરાયો,
દૂધ તજેલજ બાળ પેઠે બહુ શાંત કરાયો. હે. ૩

૩ રે ઇસરાયલ, આશા કરો પ્રભુની બહુ ભારે,
હાલ અને સહુ કાલ લગી કર આશા વધારે. હે. ૪

---

सीढी पर चडतो वखते गावानुं गीत.

गीत १३२. छंद शरणागत. मात्रा २७. ताळ ७. (४४,४४,,४४-७)

૧ હે જીહોવા, તું તો પોતે દાઉદને સંભાર,
ને સહુ તેના દુઃખો કેરી યાદ કરો બહુ વાર. ૧

૨ તે કેવા સમ ખાતાં બોલ્યો જીહોવાની પાસ,
ને યાકુબના ઈશ્વર પાસે માનત લીધી ખાસ; ૨

૩ કે મજ ઘરના તંબુ માંહિ હું તો આવું નાજ,
ને મજ સુવા કેરી સેજે સુવું નહિ તેમાંજ. ૩

૪ હું તો મારી આંખે નિદ્રા લાવું નહિ ભરપૂર,
ને મજ પાંપણ મહે નિદ્રા લાવું નેજ જરૂર. ૪

૫ જ્યાં લગ કે નહિ પામું મારા પ્રભુને માટે ઠામ,
ને યાકુબના સામર્થ માટે મળશે નહિ શુભ ધામ. ૫

૬ જો એફ્રાતા પાસે એની લાગીતી ત્યાં ભાળ,
રાન વિષેનાં ક્ષેત્રો માંહે તે મળિયો તતકાળ. ૬

૭ આપણ તેને હેતે ભજશું, તેના ચરણો પાસ;
આપણ તેને ભજવા માટે જૈશું તેને વાસ. ૭

૮ હે પ્રભુ તારા વિશ્રામોમાં તું તો ઊઠી આવ.
ને તુજ સામર્થ કેરી પેટી તું તો સાથે લાવ. ૮

૯ તારા યાજક સાચ્યપણાથી પેરેલા સહુ થાય,
ને સહુ તારા પાવન લોકો ગીતો ગાતા જાય. ૯

૧૦ તારા સેવક દાઉદ માટે કર ના એમ ઠરાવ,
તેથી તારા ઠીલાયતનું મુખડું ના ફેરાવ. ૧૦
૧૧ જીહોવાએ દાઉદ સાથે સોગન ખાધા સાચ,
તે સોગનથી ફરશે નાહીં ઈશ્વર આપ કદાચ. ૧૧
તારા ઉદર કેરા ફળને સોંપુ તારાં રાજ,
હું તો તારા ફળને આપું રાજ્યાસનના તાજ. ૧૨
૧૨ જો તુજ છૈયાં મારા નેમો પાળે, આપી માન,
ને જે સાક્ષી શિખવું તેનું, જો તે રાખે ધ્યાન, ૧૩
તો તેઓના સહુ સંતાનો પામે રાજ્યો બેસ,
ને તેઓ તુજ રાજ્યાસન પર બેસે સર્વ હમેશ. ૧૪
૧૩ કાંકે પ્રભુએ સિયોનને તો પ્રસન્ન કીધો પૂર,
ને પોતાને રૈવા માટે ઈચ્છ્યો છે જ જરૂર. ૧૫
૧૪ આ છે મારે રૈવા કાજે સદાયનો આરામ,
દેવે તેમાં રૈવા માટે ઈચ્છ્યું છે આ ધામ. ૧૬
૧૫ હું તો તેના અંનને આપું આશિર્વાદો ખૂબ,
હું તો કંગાળોને આપું ભોજન તો બેહુબ. ૧૭
૧૬ તેના ગોરોને પેરાવું તારણથી ભરપૂર,
તેના પાવન લોકો હર્ષે ગાતાં કાડે સ્વર. ૧૮
૧૭ ત્યાં હું દાઉદ કેરૂં શિંગ જ રાખું ઉંચે વાસ,
મેં મજ ઠીલાયતને માટે રાખ્યો દીપ પ્રકાશ. ૧૯
૧૮ હું તો તેના વૈરીઓને ઓઢાડીશ બહુ લાજ,
પણ તેના માથા પર તેના ફુલી રૈશે તાજ. ૨૦

---

शीडी पर चडतां वखते गावानुं गीत.

गीत १३३. छंद चोपाया. मात्रा २८. ताल ७. (४४,४४,,४४--)

૧ જો સહુ ભાતો એકે સંપે રૈશે, મિત્રા થાઈ,
તેથી કેવી શોભા સારી દીપે સર્વમાંઈ. ૧

૨ જેવું અત્તર હારૂન માથે છંટાયું બહુ ભારે,
તેની દાઢી સુધી ચાલ્યું અત્તર તો તેવારે. ૨

તેનાં વસ્ત્રો કેર છેડે, અત્તર પોહ્ચ્યું ભારી,
ભ્રાતો કેરા સંપે એવી શોભા થાશે સારી. ૩

૩ જેવા હેર્મોન પાડે વર્ષે ઓશોના વર્ષાદો,
તેવા સિયોન પાડે વર્ષ્યા પ્રભુના આશીર્વાદો. ૪

કાંકે ત્યાંથી આશીર્વાદને દેવે આગ્ના આપી,
ને સહુ કાળિક જીવન કેરા આગ્ના દેવે સ્થાપી. ૫

---

शोढो पर चडती वखते गावानुं गीत.

गीत १३४. छंद आर्याअठाविशी. ताळ ७. (४४,४४,,४४--)

૧ જુઓ, સર્વે જીહોવાને ગાજો સ્તોત્ર સદાએ,
જે પ્રભુ સેવક રાત્રે ઊભા રેહો છો મંદિરમાંએ. ૧

તમ સર્વે તો જીહોવાને વંદન કરતા રેજો,
૨ શુદ્ધ જગ્યામાં હાથ ઉઠાવી પ્રભુને વંદન દેજો. ૨

૩ ભૂમંડળને વ્યોમ બધાં તો જેણે ઉત્પન્ન કીધાં,
તેણે તજને સિયોનમાંથી આશીર્વાદો દીધા. ૩

---

१३५. छंद चरणाकुल. मात्रा १६. ताळ ४. (४४,४--)

૧ પ્રભુનાં સર્વે સ્તોત્રો ગાજો, ને પ્રભુ નામ વખાણી જાજો.
હે પ્રભુ સેવક, વારંવારા પ્રભુને સ્તોત્રો ગાજો સારાં. ૧

૨ જે જે પ્રભુના મંદિરમાંઈ ઉભા રેહે છે તેમાં જાઈ,
તે સહુ ગાજો સદાય કાળે ઈશ્વર મંદિરની પરસાળે. ૨

૩ પ્રભુના માનો બહુ આભારો, કાંકે તે છે સૌથી સારો.
ગાજો પ્રભુનાં સ્તોત્ર સુકારી, કાંકે તેમાં શોભા સારી; ૩

૪ કાંકે યાકુબ પરસંન કીધો પ્રભુએ, પોતા માટે લીધો.
દેવે નિજ ધન થાવા માટે લીધો ઈસ્રાયલ સાક્ષાતે ; ૪

૫ કાંકે પ્રભુ છે મોટો ભારે, એ હું જાણું વારંવારે.
દેવ અમારો પ્રભુ છે પોતે, સહુ દેવોથી મોટો, જો, તે. ૫

૬ વ્યોમ અને જગ મંડાણોમાં, સાગર ને સહુ ઉંડાણોમાં.
જે જે પ્રભુને ગમતું આવ્યું, તેમાં તેણે તુર્ત બનાવ્યું. ૬

૭ તે જગમાંથી બાફ ચઢાવે, વિજ ચમકાવી મે વર્શાવે ;
તે નિજ ભંડારો ઊઘાડી, વાયુ ત્યાંથી દે છે ધાડી. ૭

૮ તેણે મિસરમાં બહુ માર્યા, સહુ પેલાં જન્મેલ પ્રહાર્યાં ;
માનવથી તે પશુઓમાંનાં, માર્યાં સર્વે મોટાં નાનાં. ૮

૯ ઓ મિસર રે, તુજમાં તેણે કીધાં મોટાં અચરત એણે.
ફારૂનને નિજ દાસો પાસે ચિન્હો મોકલ્યાં સર્વે વાસે, ૯

૧૦ તેણે બહુ પરદેશી માર્યા, ને જોરાવર રાય પ્રહાર્યા.
૧૧ અમોરીનો સિહૂન રાણો ને બાશાનનો ઓગજ જાણો. ૧૦

તેઓ સર્વેને બહુ માર્યા, કનાન રાજા પૂર્ણ પ્રહાર્યા.
૧૨ તેના દેશો વેંચી આપ્યા, ઈસ્રાએલનાં વતનો સ્થાપ્યાં, ૧૧

૧૩ હે પ્રભુ, તારૂં નામ જ ચાલે, આદ અનાદી સદાય કાળે.
હે પ્રભુ, તારૂં સમરણ રેશે, પેઢી પેઢીમાં સહુ કેશે. ૧૨

૧૪ કાંકે પ્રભુ નિજ લોકો માટે, કરશે સાચો ન્યાય સુવાતે,
ને પોતાના લોક વિષે તો કરશે પશ્ચાત્તાપ જ એ તો. ૧૩

૧૫ પરદેશીની મૂર્તિ એ તો, સુના રૂપાની છે તે તો.
તેઓ સર્વે છે જ ઘડેલી, માનવહાથે સહુ જ થએલી. ૧૪

૧૬ મુખ છતાં તે બોલે નાહીં, આંખ છતાં નહિ ભાળે કાંઈ,
૧૭ કાન છતાં સુણે ના કાંઈ; હા, મુખ છે પણ દમ લે નાંઈ. ૧૫
૧૮ તેના કર્ત્તા છે તે જેવા, તેને માને તે પણ તેવા.
૧૯ હે ઈસ્રાયલ ઘરનાં, કેજો, પ્રભુને ધન ધન કેતાં રેજો; ૧૬

હારૂન ઘરનાં સર્વે માનો, પ્રભુને દેજો સ્તોત્ર વખાણો,
૨૦ લેવી ઘરના સર્વે કેજો, પ્રભુને ધનના વાદે દેજો. ૧૭
પ્રભુથી જે સહુ છે ડરનારા, પ્રભુને કેજો ધન ધન સારા.
૨૧ જીહોવા તો સિયોનમાંથી, સ્તુત્ય મનાશે પોતે ત્યાંથી. ૧૮
પ્રભુને, શાલમ કેરા વાસી, સ્તોત્રો ગાજો, થૈ ઉલ્લાસી.

गीत १३६. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताल ४.

(ᴗ--ᴗ--ᴗ--ᴗ--)

૧ અરે, દેવનો પૂર્ણ આભાર માનો,
સદા કેમકે શ્રેષ્ઠ છે દેવ જાણો.
યહોવા સદા દાસને દાન આલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧

૨ અરે દેવના દેવનો પાડ માનો,
સદા ધન્ય છે એમ તો પૂર્ણ જાણો.
તમો પાડ માનો, સદા સાચ પાળે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૨

૩ અરે નાથના નાથને તો વખાણો,
અને છે બધાનો ધણી એમ જાણો.
સદા થીર એ છે, કદી ના જ હાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૩

૪ કર્યાં કામ જેણે અચંબિત મોટાં,
તમે પાડ માનો બધા છોટ મોટા,
અચંબા ભરેલાં કરે હાલ હાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૪

૫ કલા કૌશલોથી રચ્યે જે આકાશો;
કરે છે પવિત્રો ખરો ત્યાં જ વાસો.
તમો પાડ માનો સદા એક તાળે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૫

૬ રચીને બધું તો બનાવ્યુંજ પાણી;
પસારી ધરાને વદી મુખ્ય વાણી.
ખરો પાડ માનો, સુવિશ્વાસ પાળે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૬

૭ બનાવી ભલી જોત મોટી આકાશે;
સદા સૂર્યમાં તેજ એતો પ્રકાશે.
તમો તે તણો પાડ માનો સુહાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૭

૮ બનાવ્યો ધણો સૂર્ય મોટો પ્રકાશી;
ઠરાવ્યો ધણી ભૂ વિષે તે ઉજાશી.
બધા પાડ માનો, રહીને સુચાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૮

૯ ધણી ચંદ્રને રાત માટે ઠરાવ્યો,
વળી સર્વ તારા ગ્રહોને ઉપાવ્યો.
સદા પાડ માનો તમો, જ્ઞાન ઝાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૯

૧૦ ઘણા લોક ઈજીપ્ત કેરા પ્રહાર્યા,
વડા પુત્રને માર મારી વિદાર્યા.
તમે પાડ માનો સદાએ સુકાળે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૦

૧૧ મહા દુષ્ટ ફારોનના લોકમાંથી,
બધા ઈસરાએલ છોડયાજ ત્યાંથી.
નમી પાડ માનો, ખરો તે સંભાળે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૧

૧૨ કરી જોર હાથે ધણી શક્તિ થાપી,
ખરી તો કરી વાટ પાણીજ કાપી.

સદા પાડ માનો તમો માન આળે,
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૨

૧૩ વિભાગ્યોજ સાહેરને શબ્દ કેવે,
ખરૂં જોર દાખ્યું ઘણું આપ દેવે.
ખરો પાડ માનો તમો તે નિહાળે,
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૩

૧૪ બધા ઈસરાએલને પાર પાડચા,
તરાવીજ શાહેરથી બાર કાડચા.
ખરો પાડ માનો બધા દુઃખ ટાળે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૪

૧૫ વળી સાગરે સર્વ સૈન્યો ડુબાવ્યાં,
ફરાઊન સુધા, ઊંડાણે પઠાવ્યાં.
બધા પાડ માનો તમે પૂર્ણ વાળે.
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૫

૧૬ બધા ઈસરાએલને રાનમાંથી,
ઉગારી ચલાવ્યા થઈ આપ સાથી.
તમે પાડ માનો રહીને હવાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૬

૧૭ ઘણા રાય મોટા પ્રહારી વિદારયા,
ઘણા ભક્તને સંકટેથીજ તારયા.
તમો પાડ માનો સદા સૌખ્ય હાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૭

૧૮ પ્રહાર્યા ઘણા રાયને માર મારી;
હતા ભૂમિમાં જે બધા નામ ધારી.
તમો પાડ માનો સદા તે સમાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૮

૧૯ અમોરી તણો રાય સીહૂન મોટો,
ઘણો માર મારી ગિરાંયોજ હેઠો.
ખારો પાડ માનો તમો સત્ય હાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૧૯

૨૦ મહા રાય બાશાનનો ઓગ ભારે,
પ્રહારયો ખરો તો ઘણા માર મારે.
બધા પાડ માનો તમો હાલ હાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૨૦

૨૧ થવા વારસો તેમનો દેશ આપ્યો,
બધા ઈસરાએલનો ભાગ થાપ્યો.
બધા પાડ માનો તમો સત્ય હાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૨૧

૨૨ ખરા ઈસરાએલ જે દાસ તેના,
બધો દેશ આપ્યો કરી ભાગ એના.
ખરો પાડ માનો તમો, પ્રેમ પાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૨૨

૨૩ કરી યાદ તો આપણી દેવ આપે,
ખરો દેવ તો નીચથી ઉંચ થાપે.
ખરો પાડ માનો! તમો, મન ઘાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૨૩

૨૪ બધા શત્રુઓથી લીધા છુંચવીને,
અને દેવ રાખે બચાવો કરીને.
તમો પાડમાનો સદા હર્ષ કાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૨૪

૨૫ ફરે જીવ જે ભૂતલે દેહધારી,
ખધાનેજ તે ભક્ષ આપે સુકારી.
ધણો પાડ માનો તમો હસ્ત તાલે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે. ૨૫

૨૬ ખધા સ્વર્ગના દેવનો પાડ માનો,
સદા પાડ માની ખરો તો વખાણો.
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે;
કૃપા તો ટકે તે તણી સર્વ કાળે.

---

एनो बीजी रचना.

छंद चोपाया. मात्रा २८. ताळ ७. (४४,४४,,४४,--)

૧ પ્રભુનાં સ્તોત્રો ગાજો; કાંકે તે છે બહુ ઉપકારી;
કાંકે તેની દયા ટકેછે સર્વ સનાતન જારી. ૧

૨ સહુ દેવોના દેવ તણાં બહુ સ્તોત્ર કરો શુભકારી;
કાંકે તેની દયા ટકેછે સર્વ સનાતન જારી. ૨

૩ નાથતણા સહુ નાથતણાં બહુ સ્તોત્ર કરો શુભકારી;
કાંકે તેની દયા ટકેછે સર્વ સનાતન જારી. ૩

૪ મોટાં કૃત્યોના કર્તાને સ્તોત્ર કરો શુભકારી,
કાંકે તેની દયા ટકેછે સર્વ સનાતન જારી. ૪

૫ જ્ઞાન થકી ગગનો કર્તાને સ્તોત્ર કરો શુભકારી;
કાંકે તેની દયા ટકેછે, સર્વ સનાતન જારી. ૫

૬ ભૂને જળ પર પાથરતાને સ્તોત્ર કરો શુભ કારી;
કાંકે તેની દયા ટકેછે સર્વ સનાતન જારી. ૬

૭ મોટી જ્યોત તણા કર્તાને સ્તોત્ર કરો શુભ કારી;
કાંકે તેની દયા ટકેછે સર્વ સનાતન જારી. ૭

૮ દિનને માટે સૂરજ કર્તાને સ્તોત્ર કરો શુભ કારી;
કાંકે તેની દયા ટકેછે સર્વ સનાતન જારી. ૮

૯ જેણે રાત્રી માટે કીધા તારા ચંદ સુકારી;
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૯

૧૦ જેણે મીસર કેરા પ્રથમ સુત દીધાજ પ્રહારી;
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૦

૧૧ જેણે ઈસરાયલને લીધા તેઓમાંથી તારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૧

૧૨ જેણે ઊંચા ને બહુબલિયા હાથે લીધા તારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૨

૧૩ જેણે લાલ સમુદ્રજ કેરા કીધા ભાગો ભારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૩

૧૪ જેણે સહુ ઈસરાયલને તો લીધા ત્યાંથી તારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૪

૧૫ જેણે ફારૂન ને સૌ સૈન્યો ડુબવ્યાં જળમોઝારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૫

૧૬ જેણે રાનથકી નિજ લોકો કાઢચાતા શુભ કારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૬

૧૭ જેણે મોટા મોટા રાજા દીધા પૂર્ણ પ્રહારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૭

૧૮ જેણે સર્વોપરિ રાજાને દીધા પૂર્ણ વિદારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૮

૧૯ જેણે સીહૂન આમોરીના નૃપને દીધો મારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૧૯

૨૦ જેણે બાશાનનો ઓગરાજા દીધો પૂર્ણ પ્રહારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૨૦

૨૧ જેણે વતનો થાવાને સહુ આપ્યો દેશ સુકારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૨૧

૨૨ જેણે ઈસરાએલને આપ્યા તેના દેશ સુકારી,
તેને સ્તોત્રો ગાજો ; કાંકે તેની દયા છે જારી. ૨૨

૨૩ જેણે અમને નિર્બળતામાં લીધાતા સંભારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૨૩

૨૪ જેણે અમને શત્રુ થકી તો પૂરા લીધા તારી,
તેને સ્તોત્રો ગાજો ; કાંકે તેની દયા છે જારી. ૨૪

૨૫ જે સહુ જીવન ધારીને તો, દે છે અન્ન સુકારી,
તેને સ્તોત્રો ગાજો; કાંકે તેની દયા છે જારી. ૨૫

૨૬ સ્વરગવાસી પ્રભુજીની સહુ સ્તુતિ કરજો તમ સારી,
કાંકે તેની દયા ટકે છે સર્વ સનાતન જારી. ૨૬

---

गीत १३७. छंद चोपाया. मात्रा २८. ताळ ७. (४४,४४,,४४--)

૧ આપણ બાબેલ નદને કાંઠે, બેઠા સર્વે જ્યારે.
સિયોન કેરૂં સ્મરણ કરતાં રડિયા આપણ ત્યારે. ૧

૨ ત્યારે સર્વ અમે નેતર પર તંબુર ટાંગી દીધા.
૩ કાંકે અમને બંધન માંહે જેણે પકડી લીધા, ૨

તેઓએ અમ પાસે ગીતની વાતો માગી લીધી;
ને અમને પિડનારાઓએ મોટી ખૂશી કીધી. ૩

તેઓએ અમ પાસે ભાખી, ઈચ્છા પૂર્ણ જણાવી.
અમને સિયોન કેરાં ગીતો દેજો સહુ સુણાવી. ૪

૪ પરભૂમિમાં કેમ કરીને, પ્રભુનાં ગીત ગવાએ?
૫ શાલમ તજને ભૂલું તો મજ જમણો ભુજ ભૂલાએ. ૫

૬ જો નહી તારૂં સમરણ રાખું મારા મનડા માંઈ,
જો મજ ખૂશી કરતાં શાલમ ઊંચું માનું નાંઈ; ૬

જો મજ મોટું શાલમ કેરો મહિમા નાહીં કેશી,
ત્યારે મારી જીભલડી તો જડબે ચોટી રેશી. ૭

૭ હે પ્રભુ, અદુમ વંશી અર્થે, સમરો શાલમ દહાડો,
તેઓ કેતા, "ઊખેડીને શાલમ પાયો પાડો." ૮

૮ ઓ બાબલની કન્યા, જાણે તૂં છે નાશ થનારી;
તેંજ હમારી સાથે જે જે કાંમો કીધાં ભારી, ૯

તેનો બદલો જે દે તુજને તે સહુ ધન્ય મનાજો;
૯ જે તુજ છૈયાં પકડી પાણે છુંદે તે ધન થાજો. ૧૦

---

## ગીત ૧૩૮. छंद सवैयाएकत्रीशा. ताल ८. (४४,४४,,४४,४-৮)

૧ મારા આખા મનથી, હું તો માનિશ તારો બહુ આભાર,
શ્રેષ્ઠ જનોની પાસે તારાં ગીતો ગાઈશ વારંવાર. ૧

૨ તારા પવિત્ર મંદિર માંહે હું તો ભજન કરૂં નિરધાર;
તારી કરૂણા ને સત માટે વંદિશ તુજને વારંવાર. ૨

હું તો તારા નામતણો તો માનિશ મનથી બહુ આભાર,
કાંકે તેં તુજ નામ થકી બહુ મોટું કીધું વચન અપાર. ૩

૩ જ્યારે મેં તુજ અર્જી કીધી; ઉત્તર આપ્યો તેં તે વાર,
ને મજ આત્મા બળથી મોટો તેં તો કીધો છે નિરધાર. ૪

૪ હે પ્રભુ, જગના સર્વ રાજા માની જાશે તુજ આભાર,
કાંકે તેઓ તારા મુખનાં સુણશે વચનો વારંવાર. ૫

૫ ને તેઓ સહુ પ્રભુને માર્ગે ગાશે સ્તોત્રો કેરાં ગાન;
કાંકે ઈશ્વર કેરો તો છે ગૌરવ મોટો મહિમાવાન. ૬

૬ જીહોવા છે મોટો તોપણ રાંકતણી લેછે સંભાળ,
ને આપેથી સહુ ગર્વીને પ્રભુ તો જાણે છે તત્કાળ. ૭

૭ જો બહુ ભારે સંકટ માંહે ચાલ્યો ચાલ્યો જાઉં હુંજ,
તો પણ તેમાંથી તો મજને જીવાડીને લેશે તુંજ. ૮

મજ વૈરીના ક્રોધો સામાં લાંબો કરશે તું તુજ હાથ;
તારો ભારે જમણો ભુજ તો મજને તારણ દે સાક્ષાત. ૯

મારે સારૂ સર્વે પૂરૂં કરશે પ્રભુજી આપ દયાળ,
હે જીહોવા તારી કરૂણા, તે તો ટકવાની સહુકાળ. ૧૦
હે પ્રભુ, તારા હાથો કેરાં સર્વે કામોને સંભાર,
તેને તું તો નબળાં કરતાં મૂકી દેજે નહિ કો વાર. ૧૧

---

मुख्य वगाडनारने सारु दाउदनुं स्तोत्र.

गीत १ ३ ९. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताळ ४. (ᴗ-- ᴗ-- ᴗ-- ᴗ--)

૧ અરે દેવ તેં હું તણો શોધ કીધો;
વળી પારખીને મને પૂર્ણ લીધો;
૨ અને બેસવા ઉઠવાનું દરેકે,
તમે સર્વ જાણ્યું સદા સૌ વિવેકે. ૧

તમે પારખો છો બધાએ વિચારો,
અને પારખો છો બધો ભાવ મારો.
૩ બધી હાલચાલો, અને નીંદ મારી,
તમે તો તપાસી, ઘણું ધ્યાન ધારી. ૨

બધા માર્ગ જે જે હશે સર્વ મારા,
ખરી વાત તેની તમે જાણનારા.
૪ નથી જીભ મારી વિષે શબ્દ એકે,
અરે દેવ, જે તેં ન જાણ્યો વિવેકે. ૩

૫ તમે તો રહો છો, કરી ઘેર મારો;
છુપાવ્યો મને હાથ મૂકી તમારો.
૬ તમારૂં મહા જ્ઞાન છે ઉંચ ભારે,
નહીં માપ તેનું લહું કોઈ વારે. ૪

૭ તમારા સુઆત્મા થકી ક્યાં જવાએ?
વળી ક્યાં તમારા થકી રે નસાએ?
૮ કદાપી ચડું જો જઈ સ્વર્ગમાંઈ,
વસો છો તમો ત્યાંજ આપે સદાઈ. ૫

કદા નર્ક ઠામે કરૂં વાસ જાઈ,
તમારો અરે છે વળી વાસ ત્યાંઈ.
૯ વળી જો સકાળો તણી પાંખ ધારી,
જઉં ઉડતો સર્વ સાહેર પારી; ૬
૧૦ અરે ત્યાંય તો દેવનો હાથ ઝાલે,
મને દેવનો હાથ ત્યાં તો સમાલે.
૧૧ વળી જો કહું ભાખતાં મુખ દ્વારે,
મને ઢાંકશે અંધકારો કદારે, ૭

થશે તોય ચોમેર તે તો ઉજાશો,
ઘણા તો થશે તેજ રાતે પ્રકાશો.
૧૨ તમોથી ન સંતાય અંધાર નાશી,
થશે રાત દાડા સરીખી પ્રકાશી. ૮

નથી ભેદ તારી કણે તો કદાઈ,
પ્રકાશો અને ઘોર અંધાર માંઈ.
૧૩ તમો આપ આત્મા તણા નાથ મારા,
મને માતના પેટથી ઢાંકનારા. ૯

૧૪ સદા સ્તોત્ર ગાઈશ હું દેવ પ્રીતે;
થયો કેમકે હુંજ આશ્ચર્ય રીતે.
તમારાં ઘણાં છેજ આશ્ચર્ય કામો,
સદા જીવ મારોજ જાણે તમામો. ૧૦

૧૫ ધરાને ઘણે ગોપઠાણે રચાયો,
અને ગુપ્ત જ્યારે વળી હું બનાયો;
૧૬ થઈ પિંડ જેવી, વળી દેહ મારી,
મને પેખિયો તે સમે આંખ ધારી. ૧૧

વળી દેહ મારી રચી ખુબ વારે,
નહીં હું છુપાયો તમોથીજ ત્યારે.
બધાં અંગ મારાં તમે છે રચેલાં,
રચાયા વિના, નાહિ એકે થએલાં. ૧૨

તમે તે લખ્યાં ચોપડાનીજ માંહી;
વિના લેખ એકે રહ્યા ત્યાંજ નાહીં.
૧૭ અરે દેવ કેવા વિચારો તમારા ?
ઘણા મૂલના હું વિષે છે સુસારા. ૧૩

૧૮ ગણે કોણ તેને વિવેકે વિચારી ?
ગણું જો બધાને ઘણું ધ્યાન ધારી.
થશે તે બધાં રેતથી તો વધારે,
થયો જાગતો ને વસું સંગ તારે. ૧૪

૧૯ યહોવા નક્કી દુષ્ટને માર મારે;
જજો ખુનિયો દૂર મારે બધારે.
૨૦ કથે વાત તારા વિષે જે નકારા,
થયા શત્રુ ઊંચા અવર્ગા તમારા. ૧૫
૨૧ અરે દેવ શું ના કરૂં દ્વેષ ભારે?
તમારા બધા શત્રુનો વારંવારે.
યહોવા તમારા બધા દ્વેષી માટે,
કરૂં કેમ ના વેર હું તેજ શાટે? ૧૬
ચડે ઉલટા જે તમારીજ સામે,
કરૂં દ્વેષ તેનો સદા તો તમામે.
૨૨ ખરા વેરથી વેર લેનાર હું છું;
ખરી રીતથી શત્રુ તેને ગણુંછું. ૧૭
૨૩ તમો દેવ શોધો મને પૂર્ણ રીતે,
વળી શોધજો મન મારૂંજ પ્રીતે.
મને પારખીને તપાસો ઘણોરે,
તપાસો મનોભાવ હૈડા તણોરે. ૧૮
૨૪ તપાસી જુઓ આપ પોતે સદાઈ,
રખે દુષ્ટ કાંઈ રહે ભાવ માંહી.
સદા કાલના પંથ માંહે ચલાવી,
ખરા દાસને આપ લેજો બચાવી. ૧૯

मुख्य वगाडनारने साह दाउदनुं गीत.

गीत १४०. छंद भुगाली. मात्रा २४. ताळ ६. (४४,४,,४४--)

१ હે પ્રભુ, ભુંડા જનથી મજને લેજે તારી,
સહુ જુલમી માનવથી કરજે મુક્તિ મારી; ૧
૨ જેણે મનમાં યોજી ભુંડી વાતો ભારે,
તેઓ લડવા માટે સંપ્યા છે બહુ વારે. ૨
૩ તેઓ સર્પો જેવી જીભ ઘસીને રાખે,
સર્પો જેવું ઝેરજ તેને હોઠે દાખે. ૩
૪ હે પ્રભુ, પાપી ભૂજથી મજને તારણ દેજે.
સહુ જુલમી માનવથી મજને છોડી લેજે. ૪
તેણે મનમાં યોજી વાતો સર્વ ખોટી,
મારા પગ રોકાવા કલ્પી વાતો મોટી; ૫
૫ સહુ હંકારી લોકે જાળો દીધી માંડી,
મારે માટે દોરી માંડી છે સંતાડી; ૬
તેણે પથને નાકે જાળ પસારી રાખી,
તેણે મારે માટે ફાંસી છાની નાખી. ૭ સિલ્લા
૬ ત્યારે મેં તો પ્રભુને એવી વાણી ભાખી,
કે તું મારો પ્રભુ છે, એવી અર્જી દાખી. ૮
હે પ્રભુ, મારી અર્જી પોતે સૂણી લેજો,
મારી વાણીને તો કાન લગાડી દેજો. ૯
૭ હે પ્રભુ, મારા સ્વામી, તારૂં બળ છે સારૂં,
મારા તારણ કેરૂં તું તો બળ છે મારૂં. ૧૦
તેં તો ભારે જુદ્ધમાં, તારૂં બળ બહુ દાખ્યું;
શત્રુ કેરા જુદ્ધમાં તેં મજ માથું ઢાંક્યું. ૧૧
૮ હે પ્રભુ, દુષ્ટો કેરી ઈચ્છા તો નહિ આપો;
તેની ભુંડી ઈચ્છા સ્થીર કદી નૈ સ્થાપો. ૧૨

કે તેથી તે મનમાં નિશ્ચે એવું જાણે,
મોટા થાવા માટે મનમાંકો નહિ આણે. ૧૩ સિક્ષા.

૯ જે જે મજને ઘેરે આવીને ચોપાસે,
પાપીના મુખ શબ્દે તેના શિર ઢંકાશે. ૧૪

૧૦ તેઓ ઉપર બળતા અગ્નિ પડતા જાશે,
તેઓ અગ્નિ કેરા ખાડામાં નંખાશે. ૧૫

ત્યાંથી તેઓ પોતે ઊઠી આવે નાહીં,
૧૧ જે જે જીભે ભુંડું બોલે જગની માંહી. ૧૬

તોપણ થીર ન થાશે જગમાં કોઈ તેવા,
જુલમી પાછળ ભુંડું દોડે પાડી દેવા. ૧૭

૧૨ દીન દરિદ્રી જનના ઈશ્વર કરશે ન્યાયો,
એવું જાણી હું તો મનમાં બહુ રીઝાયો. ૧૮

નિશ્ચે ન્યાયી લોકો તારાં સ્તોત્રો કેશે,
ને સહુ પાવન લોકો તારી પાસે રેશે. ૧૯

---

## दाउदनुं गीत.

गीत १४१. छंद मुपाली. मात्रा २४. ताळ ६. (४४,४,,४४--)

૧ હે પ્રભુ, મેં તુજ પાસે મોટી બૂમો પાડી,
જ્યારે હું તુજ પાસે બોલીશ વાણી રૂડી. ૧

હે પ્રભુ, ત્યારે તું તો જલદી સુણી લેજે,
ને મજ શબ્દો ઉપર તારો કાનજ દેજે. ૨

૨ મારી જે જે અર્જી લાવું તારી પાસે,
તેઓ તારી પાસે ધૂપ સરીખી થાસે. ૩

જ્યારે મારા હાથો ઉઠાવું બહુ વાલે,
તે તો યજ્ઞ જેવું થાશે સંધ્યાકાળે. ૪

૩ હે પ્રભુ, મારા મુખની ચોકી કરજો સારી,
મજ હોઠોનાં દ્વારો સંભાળો શુભકારી. ૫

૪ અણઘટતી વાતોમાં જાવા નાહીં દેજે,
ત્યાંથી મારૂં મનડું પાછું વાળી લેજે. ૬

મજને ભુંડા સાથે ભિળવશો રે નાહીં,
મજને જાવા ના દો ભુંડું કરવા કાંઈ. ૭

તેનું સર્વ મીઠું ભોજન હોશે જે જે,
તે પણ તું તો મજને ખાવા નાહીં દેજે. ૮

૫ જો કો સાચો માનવ મજને ફટકા મારે,
ને જો કરૂણા સાથે ધમકાવે બહુ ભારે, ૯

તે મજ માથા માટે જેવું તેલજ સારૂં,
તેના જેવું તે છે મજને બહુ ગુણકારૂં. ૧૦

કાંકે હમણાં સુધી તેનાં દૂખો માંહી,
મારી પ્રાર્થન થાશે તેને માટ સદાઈ. ૧૧

૬ તેના ન્યાયાધીશો પર્વતમાં અફળાવા,
સહુને હાંકી કાઢયા પત્થરમાં અથડાવા; ૧૨

ત્યારે તેઓ સર્વ સુણશે વચનો મારાં,
કાંકે ભારે મીઠાં તે તો છે નિરધારા. ૧૨

૭ જેવા ભૂમાં કાષ્ટેર કો જન ચીરી નાખે,
તેમ અમારાં હાડો કબરે વેરી રાખે. ૧૪

૮ તોપણ, હે પ્રભુ સ્વામી, તુજ ગમ છે મજ આંખો,
મેં તો તારી માંહે પૂર્ણ ભરોસો રાખ્યો. ૧૫

માટે મજ આત્માને તું ના છોડી દેજે,
ને તેને ઉઘાડો નાંખી તું મા રેજે. ૧૬

૯ તેણે જે જે ફાંદા નાખ્યા મારે સારૂ,
તેના હાથોમાંથી કરજે તારણ મારૂં. ૧૭

ને જે સહુ અન્યાયી કામોના કરનારા,
તેના સહુ ફંદાથી તારણ દે નિરધારા. ૧૮

૧૦ દુષ્ટો પોતા કેરી જાળે પડશે જ્યારે,
તેના પેલો હું તો તારણ પામિશ ત્યારે. ૧૯



दाउदनो उपदेश; ते भोंयरामां हतो त्यारे तेणे प्रार्थना कीधो ते.

## गीत १४२. छंद भुजंगी. अक्षर १२. मात्रा २०. ताळ ४.

(υ-- υ-- υ-- υ--)

૧ યહોવા ભણી મેં ઘણી બૂમ પાડી
કરી અર્જ મેં દેવને સાદ કાડી.
૨ કરી અર્જ મેં દેવ પાસે જણાવી,
અને દુઃખ મારૂં બધું દેખડાવી. ૧

૩ થયો જીવ મારો વિના હોશ જ્યારે,
તમે માર્ગ મારા તપાસ્યાજ ત્યારે.
વળી તેમણે હું તણા માર્ગમાંહે
મને પાડવા જાળ માંડીજ ત્યાંઈ. ૨

૪ વળી મેં નિહાળી કરી પૂર્ણ પેખ્યું,
મને સાહ્ય દેનાર કો ત્યાં ન દેખ્યું.
ગયો આસરો સર્વ મારો ગમાઈ,
નતો જીવને પાળનારોજ ત્યાંઈ. ૩

૫ અરે દેવ ત્યારે ઘણી બૂમ પાડી,
તમોને કહી વાત મેં સાદ કાડી.
તમે આસરો છો ખરો પૂર્ણ મારો,
અને છો તમે ભાગ મારો સુસારો. ૪

૬ તમે હાંકને કાન ધારો તમારો,
થયો કેમકે રાંક હું તો નકારો.
મને જુલમીથી તમે છેક તારો,
ઘણા છે વળી હું થકી શક્તિકારો. ૫

૭ તમે જીવ મારા તણા બંધ છોડો,
મને મોક્ષ આપી બધા બંધ તોડો.
ઘણાં હું કરૂં એ થકી સ્તોત્ર તારાં,
અને પાડ માનું તમારા સુસારા. ૬

તમે દાન દોછો મને સર્વ વાતે,
બધા સંત ઘેરે મને એજ માટે.

---

દાઉદનું.

गीत १४३. छंद हंसाळ. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(-ᴗ--ᴗ-,-ᴗ--ᴗ-,,-ᴗ--ᴗ-,-ᴗ--)

૧ હે યહોવા, તમે સાંભળો અર્જ તો
ને વળી પ્રાર્થના સુણ મારી;
ન્યાયને સત્યથી ઉત્તરો આપજો
અર્જ સુણી વળી કાન ધારી. ૧

૨ આપના દાસની સાથતું તો વળી
ન્યાયના વાદમાં આવ નાહીં.
કોઈ તો જીવતો માનવી ના થશે
ન્યાય તો દેવની દૃષ્ટિ માંહીં. ૨

૩ કેમકે શત્રુએ જીવ મારો બધો,
ધૂળ ભેગો કરી નીચ રાખ્યો;
ને વળી તેમને દુઃખ આપી કરી
આત્મા દુઃખમાં પૂર્ણ નાખ્યો. ૩

તેમણે તો મને અંધકારો વિષે
બંધ રાખ્યો વળી છેક ત્યાંઈ.
સર્વકાલીકના મોત જેવો વળી
છેક કીધો મને દુઃખદાઈ. ૪

૪ જીવ મારો ઘણા દુઃખમાં બુડિયો,
ને વળી મન વ્યાકુલ મારાં.
૫ મેં બધા પૂર્વના વખ્ત સંભારતાં,
યાદ રાખ્યાં બધાં કૃત્ય તારાં. ૫

રોજને રોજ હું તાહરા હાથનાં,
કામને ધ્યાનથી પૂર્ણ તાકું.
૬ રોજને રોજ હું તું ભણી હાથને,
ઊંચકી ફેલતા પૂર્ણ રાખું. ૬

જેમ હોએ વળી કોરડી ભૂમિ તો,
તેમ તો જીવ મારો સુકાએ.
૭ હે યહોવા, તમેં તૂર્ત વેલા વળી,
આપજો ઉત્તરો સુખદાએ. ૭

હે યહોવા, વળી જીવ મારાતણો
ક્ષય તો થાય છે રોજ ભારે,
એજ માટે કદી આપના મુખને
ઢાંકશો ને તમો કોઈ વારે. ૮

ઘોરમાં ઊતરે જેમ કો માનવી;
તેમ વાધ્યાં મને દુઃખ એવાં.
૮ પ્રોઢના પ્હોરમાં આપની કીરપા
સંભળાવી મને દેજ દેવા; ૯

કેમકે હું ભરોસો કરૂંછું ઘણો
આપના નામમાં થીર ભારી.
હે યહોવા મને માર્ગ દેખાડજો,
કે વળું તે ભણી પાય ધારી. ૧૦

કેમકે તું ભણી જીવ મારો બધો,
મેં વળી ઊંચક્યો તુજ પાસે.
૯ હે યહોવા મને શત્રુથી છોડજે,
છૂપવા દોડિયો તુજ વાસે. ૧૧

૧૦ સર્વ ઇચ્છા મને શીખવો આપની,
કેમકે તુંજ છે દેવ મારો.
સત્યના દેશમાં દોરશે તો મને,
આપનો શુદ્ધાત્માજ સારો. ૧૨

૧૧ હે યહોવા તમે આપના નામથી,
જીવતો રાખજો જીવ મારો;
ને વળી આપના સત્યના કારણે,
દુઃખથી છોડજે જીવ મારો. ૧૩

૧૨ આપની કીરપા કારણે માહરા
શત્રુને પૂર્ણ છેદીશ તું તો.
માહરા જીવના શત્રુને તું હણે,
કેમકે તું તણો દાસ હું તો. ૧૪

दाउदनुं.

गीत १४४. छंद चोपाया. मात्रा २८, ताल ७. (४४,४४,,४४--)

૧ મારો પ્રભુ છે આશ્રો પોતે, તે બહુ ધન્ય મનાજો.
તે શિખવે છે મારા ભુજને કરવા યુદ્ધનાં કાજો. ૧
તે મજ કરની આંગુલીને લઢવા શિખવી દે છે;
૨ તે મજ કરૂણા, ગઢ, ને કિલ્લો, ને મજ તારણ તે છે. ૨
તે છે મારૂં બખ્તર, તેમાં પૂર્ણ ભરોસો મારો;
તે મજ નીચે સહુ લોકોને દાબી બહુ દેનારો. ૩
૩ હે જીહોવા માનવ શું છે, કે તેને કાંઈ જાણે?
ને સહુ માનવ પુત્રો શું છે, કે તેને ગણકારે. ૪

૪ સહુ છે માનવ વ્યર્થ સરીખા, ઠાલામાલા એવા,
તેના સર્વે દહાડા નાસે ફરતા છાંયા જેવા. ૫

૫ હે પ્રભુ, ઉતરો આકાશેથી, તેને નીચ નમાડી.
ને પર્વતને સ્પર્શજ કરજે, કે તે દે ધુમાડી. ૬

૬ હે પ્રભુ, વિજળીને ચમકાવી, તેને વેરી દેજે.
તેને તારાં બાણો મારી નાશ કરી તું રેજે. ૭

૭ ઊપરથી તુજ ભુજ લંબાવી, મજને છોડી લેજે,
ને બહુ પાણીની રેલાથી મજને મુક્તિ દેજે. ૮

સહુ પરદેશી કેરા પુત્રો, જે હોશે નિરધારા,
તેના હાથોથી તો મજને છોડો વારંવારા. ૯

૮ કે જેના મન દુષ્ટ પણાનાં બોલેછે બહુ વારે,
ને જેઓના જમણા ભુજતો મિથ્યા ભુજ છે ભારે. ૧૦

૯ હે પ્રભુ તારે સારૂ હું તો ગાઈશ નવલાં ગાનો,
નાબલને તંબુરાથી તો ગાઈશ સ્તોત્ર વખાણો. ૧૧.

૧૦ તે તો સર્વે રાજાઓનું છે તારણ કરનારો.
નાશક ખડગોથી દાઉદનો તું છે તારણ હારો. ૧૨

૧૧ હે પ્રભુ, તું તો મજને દેજે તુજ પૂરો છુટકારો,
ને પરધર્મી પુત્રો કેરા હાથોથી ઊગારો. ૧૩

કે જેનાં મુખ દુષ્ટ પણાનાં બોલેછે બહુ વારે,
ને જેઓના જમણા ભુજ તો મિથ્યા ભુજ છે ભારે. ૧૪

૧૨ માટ અમારા પુત્રો સર્વે જુવાનીમાં થાજો,
પાળેલા રોપાના જેવા વધતા વધતા જાજો. ૧૫

સર્વ અમારી પુત્રી થાજો ખૂણા પત્થર જેવી,
મેહેલાના તો રૂપ પ્રમાણે કોરેલી સહુ તેવી; ૧૬

૧૩ સર્વ અમારા ભંડારો તો પૂર્ણ ભરેલા થાજો;
સર્વ અમારાં ઘેટાંઓ તો સહસ્ત્ર જણતાં જાજો; ૧૭

૧૪ સર્વ અમારા બળદો હોજો ભાર ઊંચકાવન હારા,
તેઓ ફૂટી તૂટી કોઈ ન્યાસે નહિ નિરધારા. ૧૮

૧૫ સર્વ અમારા રસ્તાઓમાં બુમાટા નહિ થાશે.
જે જે સર્વ લોકો એવા તેઓ ધન્ય મનાશે. ૧૯

જીહોવા છે ઈશ્વર જેનો તેઓ ધન્યજ થાજો,
ને તેઓ સહુ કાળે એવા લોકો ધન્ય મનાજો. ૨૦

---

દાઉદનું સ્તોત્ર.

ગીત ૧૪૫. છંદ સવૈયાત્રિશી. તાલ ૮. (૪૪,૪૪,,૪૪,૪--)

૧ હે જીહોવા, મારા રાજા, હું તો તુજને માનિશ ભારે;
તારૂં નામ સદા સુવંદિત માનિશ હું તો વારંવારે. ૧

૨ હું તો તુજને ધન ધન માનિશ, ને તુજ વંદિત નામ સદાએ;
૩ પ્રભુ છે સ્તુત્ય અને બહુ મોટો ને અકલિત તેનો મહિમાએ. ૨

૪ સર્વ પેઢી માંહોમાંહે તારાં કૃત્ય વખાણી દેશે,
ને સહુ તારાં અચરત કામો વરણાવીને સહુને કેશે. ૩

૫ હું પણ પ્રગટિશ તુજ મહિમાના મહત્વ કેરી શોભા સારી;
ને તુજ અચરત કૃત્યોની હું વાત કહીશ બહુ સહુમાં જારી. ૪

૬ સહુ તુજ અદભૂત કૃત્યો કેરૂં સામર્થ્ય તેઓ કેશે ભારે;
હું પણ તારો મ્હોટો મહિમા વરણી દેઈશ વારંવારે. ૫

૭ તેઓ તારા સતનું સમરણ મુખડે બહુ ઉચ્ચારી જાશે,
ને સહુ તારા ન્યાયપણાનાં તેઓ સર્વ ગીતો ગાશે. ૬

૮ જીહોવા છે દીન દયાળુ, ને રેમી છે તે તો ભારે;
કોપ વિષે છે ધીમો તે તો, ને કરૂણામાં છેજ વધારે. ૭

૯ છે પ્રભુજી ઉપકારક પોતે સર્વ ઉપર બહુ શુભકારી;
તેનાં સર્વ કામો માંહે તેની કરૂણા રેછે જારી. ૮

૧૦ હે પ્રભુ, તારાં સર્વે કામો માની જાશે બહુ આભારો,
તારા સર્વે પવિત્ર લોકો કરશે સ્તોત્રોના ઉચ્ચારો. ૯

૧૧ તારા રાજ તણા ગૌરવનું સામર્થ્ય તેઓ ભાખી કેહેશે,
તારા બળનાં સહુ કામોનું તેઓ સર્વે બોલી દેશે. ૧૦

૧૨ કે સહુ માનવ પુત્રો પાસે, તેના બળનાં કામ જણાવે,
ને સહુ તેના રાજતણી તો સહુને શોભા બહુ વર્ણાવે. ૧૧

૧૩ આદ અનાદી રેહેછે તારૂં રાજ અખંડિત મોટું ભારે;
સહુ પેઢીમાં, તારી સત્તા રેહેછે સર્વે પર સહુ વારે. ૧૨

૧૪ સર્વ પડેલા માનવને તો જીહોવા બહુ આશ્રો દેછે,
ને સહુનીચ નમેલા જનને તે તો ઊભા આપ કરેછે. ૧૩

૧૫ સહુની આંખો તારી વાટો તાકી જુએછે નિરધારા;
તેને વખતે સરતું દેછે ભોજન ખાવાને તો સારાં. ૧૪

૧૬ તું તો જ્યારે પોતા કેરા હાથ ઉઘાડો તો રાખેછે,
ત્યારે જીવનધારી કેરી તું સહુ ઈચ્છા પૂર્ણ કરેછે. ૧૫

૧૭ જીહોવા છે ન્યયી ભારે, પોતા કેરા મારગ માંહી,
ને સહુ તેનાં કામો માંહે રેહેછે પવિત્ર આપ સદાઈ. ૧૬

૧૮ જે સહુ તેની અર્જ કરેછે, પ્રભુ તો રેહેછે તેની પાસે.
ને જે સતથી અર્જ કરેછે પ્રભુ તો રેહેછે તેને વાસે. ૧૭

૧૯ તેથી ડરતા જનને પ્રભુજી તેની મર્જી માફક દેશે;
ને તેની સહુ હાંકો સૂણી તેને પૂરો તારી લેશે. ૧૮

૨૦ પ્રભુ પોતાના પ્રેમી જનનું પોતે રક્ષણ નિત્ય કરેછે;
પણ સહુ દુષ્ટો કેરી હાની પ્રભુ તો પોતે કરતો રેહેછે. ૧૯

મારૂં મુખડું પ્રભુનાં સ્તોત્રો, નિત નિત મોટે ધાંટે ગાશે,
ને સહુ માનવ પ્રભુનું પવિત્ર નામ સદા ધન્ય માની જાશે. ૨૦

---

गीत १४६. छंद हंसाल. अक्षर २२. मात्रा ३७. ताल ८.

(–∪––∪–,–∪–∪–,,–∪––∪–,–∪––)

૧ દેવને સ્તોત્રનાં ગાન ગાજો બધા, દેવને સ્તોત્ર ગા, જીવ મારા.
૨ જ્યાં લગી હું રહું જીવતો જાગતો, ત્યાં લગી ગાશ હું સ્તોત્ર સારાં. ૧

હું કરૂં દેવને સ્તોત્રનાં ગાયનો, સર્વ મારી અવસ્થા પ્રમાણે,
૩ રંક ને રાયનો રાખ મા આસરો જેમનામાં નથી ત્રાણ જાણો. ૨

૪ જે સમે તેમનો આતમા નીકળે, તે સમે જાયછે ભૂમિ વાસે.
તેજ દહાડે વળી યોજના તે તણી, સર્વ તો જાયછે છેક નાશે. ૩

૫ જે તણો સાહ્ય છે દેવ યાકુબનો તે બધા ધન્ય છે એમ જાણો,
જે ધરે આશ પોતાતણી દેવમાં, તેજ તો ધન્ય છે એમ માનો. ૪

૬ ભૂમિ આકાશ ને સાગરોનો વળી, દેવ કર્તાર છે એમ જાણો.
દેવ તો સ્થિર થાપે વળી આપની સત્યતા સર્વ તો પૂર્ણ માનો. ૫

૭ સર્વ દુઃખીતનો ન્યાય તે સ્થાપશે, સર્વ ભૂખ્યા તણાં અન્ન દેશે,
જે બધા કેદમાં બંધ હોશે વળી, તેમને છોડવી એજ લેશે. ૬

૮ તે કરે, જો, બધા અંધને દેખતા, કુબડાને વળી સિદ્ધ સ્થાપે;
સર્વ સાચા વળી લોક જે જે હશે દેવ તો તેમને પ્રેમ આપે. ૭

૯ દેવ પોતે વળી પારકા લોકને પૂર્ણ રક્ષા કરી આપ દેશે;
સૌ નબાપાં અને સર્વ રાંડેલની દેવ સંભાળ તો પૂર્ણ લેશે. ૮

દેવ તો સર્વ દુષ્ટો તણી ચાલને ઉલટાવી વળી છેક નાખે;
૧૦ દેવ તો સર્વ કાળો લગી રાજતો સર્વના ઉપરે રોજ રાખે. ૯

હે સિયોના, વળી દેવ તારો કરો સર્વ પેઢી લગી આપ રાજે
(એમ જાણી તમો પૂર્ણ ભાવે કરી) દેવને સ્તોત્રનાં ગાન ગાજો. ૧૦

गीत १४७. छंद दोहा. मात्रा २४. ताल ६. (४४-५-,४४-५)

૧ જીહોવાનાં સ્તોત્ર તો કરજો સર્વ કોય,
ગાવાં સ્તોત્રો દેવનાં છે બહુ ઉત્તમ સોય. ૧

ગાવાં સ્તોત્રો દેવનાં, તે છે સુંદર બોજ.
ગાવાં સ્તોત્રો દેવનાં, તે શોભે છે સૌજ. ૨

૨ પ્રભુ તો છે શાલેમનો બાંધનહારો એજ,
શાલેમના ભટકેલને ટોળે કરશે તેજ. ૩

૩ ભંગુર મનના લોકને દેશે તે આરામ,
તેના સર્વ ખેદને ટાળી દેજ તમામ. ૪

૪ સહુ તારાને તે ગણી, પાડે તેનાં નામ.
૫ ઈશ્વર મોટો છે ઘણો, શક્તિ તણો તે ધામ. ૫

તેના સર્વ ગ્નાનનો પાર નથી નિરધાર,
૬ ઈશ્વર સર્વ દુષ્ટને ફેંકે ભૂમીઆર. ૬

ઈશ્વર પાળે રાંકને, પોતે વારંવાર,
૭ ઈશ્વરનાં સ્તોત્રો કરો, માની બહુ આભાર. ૭

તંબુરાના નાદથી કરજો પ્રભુનાં ગાન,
ઈશ્વર આપણ દેવને કરજો સ્તોત્ર વખાણ. ૮

૮ તે ઢાંકે છે ભૂમિને મેઘોથી નિરધાર,
જગ માટે તે નીરને વર્ષાવે બહુ વાર. ૯

પર્વતના સહુ શિખરે ઊગાવે તે ઘાસ;
ઈશ્વર એવાં દાનને આપે છે જગવાસ. ૧૦

૯ ઢોર અને સહુ કાગડા પોકારે છે જેહ,
તેને ખાવા અન્નતો પૂરૂં આપે તેહ. ૧૧

૧૦ ઘોડાના સહુ જોરથી ખૂશી તે નહિ થાય,
ને માનવના પાયથી તે નાખૂશ મનાય. ૧૨

૧૧ પણ જે માનવ તે થકી બીહે છે સહુ કોય,
તેના ઊપર તો ઘણો રાજી રેહે છે સોય. ૧૩

તેની કરૂણામાં વળી જે રાખે વિશ્વાસ,
તેવા સર્વે લોકથી પામે તે ઉલ્લાસ. ૧૪

૧૨ ઈરૂસાલમ, તું વળી કરજે પૂર વખાણ;
સિયોન તારા દેવનાં કરજે સ્તોત્રો ગાન. ૧૫

૧૩ તુજ દ્વારોની ભુંગળો રાખી છે બલવાન,
તુજ છૈયાને તું વિષે આપ્યાં બહુ વરદાન. ૧૬

૧૪ તારી સર્વે સીમમાં શાંત કરાવે તેહ;
ચોખ્ખા ઘહુંથી તે તને પૂર્ણ ધરાવે એહ. ૧૭

૧૫ તે નિજ વાતો મોકલે સર્વે જગમોઝાર,
તેની સર્વે વાત તો દોડે છે સહુ ઠાર. ૧૮

૧૬ ઊન સરીખા તે જ તો આપે બરફ જ પૂર,
રાખ સરીખા હિમ તો વેરે એજ જરૂર. ૧૯

૧૭ તે પોતાના બહુ કરા નાખે ગ્રાસ પ્રમાણ,
તેની શીતલતા ભણી કોનો ટકશે પ્રાણ? ૨૦

૧૮ તે નિજ વાયુ મોકલે, ને તે સહુ પિગળાય;
તે વાયુ વવડાવતાં પાણી વેતાં જાય. ૨૧

૧૯ યાકુબને નિજ વારતા પ્રગટે છે બહુ પૂર,
ઈસ્રાયલને ન્યાયના આપે નેમ જરૂર. ૨૨

૨૦ તેણે તો પરદેશમાં કીધું નાહીં તેમ;
તેણે તેના ન્યાય સૌ જાણ્યા નાહીં એમ. ૨૩

ગીત ૧૪૮. છંદ મધ્યગતિ. અક્ષર ૧૬. માત્રા ૨૨. ગાલ ૬.

(-ᴗᴗ-ᴗᴗ-ᴗᴗ-,,ᴗᴗ-ᴗᴗ-)

૧ સ્તોત્ર કરો પ્રભુ દેવતણાં, સહુ સ્તોત્ર કરો;
વ્યોમથકી પ્રભુ દેવતણાં, સહુ સ્તોત્ર કરો. ૧

ઉચ્ચ થકી પ્રભુ દેવતણાં, સહુ સ્તોત્ર કરો,
૨ દૂત બધા તમ ઈશ્વરના, સહુ સ્તોત્ર કરો. ૨

સૈન્ય તમો પ્રભુ દેવતણાં, સહુ સ્તોત્ર કરો.
૩ સૂરજ, ચંદર, દીપ બધા, સહુ સ્તોત્ર કરો. ૩

૪ વ્યોમતણાં શુભ વ્યોમ તમો, સહુ સ્તોત્ર કરો.
વ્યોમવિષે જળ, ઈશ્વરનાં સહુ સ્તોત્ર કરો. ૪

૫ જે પ્રભુએ નિજ હુકમથી સહુ સૃષ્ટિ કરી,
તે કરશે સહુ સ્તોત્ર ઘણાં શુભ માન કરી. ૫

૬ તે સહુને પ્રભુ સ્થીર કરી બહુ સ્થાપીજ લે,
તે ફરશે નહિ માટ ખરો, પ્રભુ તો વિધિ દે. ૬

૭ ઠામઅથાગ, અને મચ્છુ સૌ, પ્રભુ સ્તોત્ર કરો.
ભૂતળથી પ્રભુનાં બહુ તો, સહુ સ્તોત્ર કરો. ૭

૮ આગ, કરા, હિમ, મેઘ, વળી, સહુ સ્તોત્ર કરો;
હુકમ પાળક વાયુ ઝડી, સહુ સ્તોત્ર કરો. ૮

૯ પર્વત ને સહુ ડુંગર તો, સહુ સ્તોત્ર કરો.
એરજ ને ફળ વૃક્ષ બધાં, સહુ સ્તોત્ર કરો. ૯

૧૦ જાનવરો પશુ સર્વ મળી, સહુ સ્તોત્ર કરો.
પેટ થકી ફરનાર બધાં, સહુ સ્તોત્ર કરો. ૧૦

પાંખ થકી ઉડનાર બધાં, સહુ સ્તોત્ર કરો.
૧૧ ભૂતળના સહુ રાય મળી, સહુ સ્તોત્ર કરો. ૧૧

સર્વે પ્રજા સરદાર મળી, સહુ સ્તોત્ર કરો.
ન્યાયક સર્વ મળી જગના, સહુ સ્તોત્ર કરો. ૧૨

૧૨ સર્વ જુવાન અને કુવરી, સહુ સ્તોત્ર કરો.
બાળ અને વૃદ્ધ સર્વ મળી, સહુ સ્તોત્ર કરો. ૧૩

૧૩ ગાન કરો સહુ ભાવ થકી પ્રભુ નામતણું;
કારણ કે પ્રભુ નામજ છે અતિ ઉચ્ચ ઘણું. ૧૪

ભૂતળને ગગનો કરતાં બહુ વૈભવ રે,
૧૪ તે નિજ લોકતણા સિંગને બહુ ઉચ્ચ કરે. ૧૫

કીર્તિ ઘણી નિજ શુદ્ધ તણી પ્રભુ પૂર્ણ કરે,
તે ઈસરાયલ પુત્ર સદા પ્રભુ પાસજ રે. ૧૬

---

गीत १४९. छंद हंसाल. अक्षर २२. मात्रा ३७. ताळ ८.

(-ᴗ--ᴗ-,-ᴗ--ᴗ-,,-ᴗ--ᴗ-,-ᴗ--)

૧ દેવને સ્તોત્ર ગાજો ખરા ભાવથી; ને નવાં દેવને ગાન ગાજો;
શુદ્ધ લોકોતણા મંડલે દેવને સ્તોત્ર ગાતા તમો રોજ જાજો. ૧

૨ ઈસરાલએ તેનાજ કર્તારમાં ખૂશ થૈને રહે રોજ ભારે.
ને સિયોના તણાં છોકરાં મગ્ન રે, આપના રાયમાં વાર વારે. ૨

૩ નૃત્યમાં તે તણા નામનાં ભાવથી રોજને રોજ તે સ્તોત્ર ગાશે,
તોફ તંબુરના નાદથી દેવનાં હર્ષથી સ્તોત્ર ગાતાજ જાશે. ૩

૪ કેમકે દેવ સ્વલોકમાં ખૂશ છે દીનને ત્રાણ શોભાજ દેશે.
૫ શુદ્ધ લોકો ઘણા ગૌરવે ખાટમાં હર્ષથી ગાન ગાતાજ રેશે. ૪

૬ તે તણા કંઠમાં દેવનાં ગાયનો રોજને રોજ તો પૂર્ણ થાશે,
તે તણે હાથ બાંકુંજ બે ધારનું, સર્વદા થીર રૈને પ્રકાશે. ૫

૭ વેર લેવા વિદેશી તણા લોકનું ને બધા લોકને માર દેવા,
૮ તેમના સર્વ તેઃ રાયને સાંકળે, જોરથી પૂર્ણ બાંધીજ લેવા. ૬

ને વળી સખ્ત લોઢા તણી હેડથી, તેમના ઉચ્યને કેદ દેવા.
૯ તે મધ્યે લેખના ન્યાય ચુકાવવા તે તણા લોકનાં માન એવાં. ૭

---

ગીત ૧૫૦. छंद निळ. अक्षर १६. मात्रा २२. ताळ ५.

(-◡◡-◡◡-◡◡-,,◡◡-◡◡-)

૧ ઈશ્વરનાં શુભ સ્તોત્ર કરો, સહુ સ્તોત્ર કરો.
ઈશ્વરના શુભ મંદિરમાં સહુ સ્તોત્ર કરો. ૧

ઈશ્વર શક્તિતણા ગગને સહુ સ્તોત્ર કરો.
૨ ઈશ્વરનાં બલકૃત્ય વિષે, સહુ સ્તોત્ર કરો. ૨

ઈશ્વરના બહુ વૈભવનાં સહુ સ્તોત્ર કરો,
૩ સિંગતણા શુભ નાદથકી સહુ સ્તોત્ર કરો. ૩

નાબલને દશ તારથકી સહુ સ્તોત્ર કરો.
૪ વાંસળી ને ડફ નાદથકી સહુ સ્તોત્ર કરો. ૪

સર્વ મિનીમ અગાબથકી સહુ સ્તોત્ર કરો,
૫ ઝાંઝ તણા ઝણકાર થકી સહુ સ્તોત્ર કરો. ૫

હર્ષ તણા કરતાળ થકી સહુ સ્તોત્ર કરો.
સ્તોત્ર કરો સહુ સ્વાસતણાં પ્રભુ સ્તોત્ર કરો. ૬

---

સમાપ્ત.